सत्यमेव जयते.



# હિંદી
# તલેસમાત.

---

કરને જો—ઉપરાન્ત—કરે તેવું પામે.

સ્વધર્મથી ભ્રષ્ટ થઇ, વિશ્વાસી બનેલા.

વ્યભિચાર નિષેધના ઉપદેશક

મહાન્ પાપી વાઘ કવીની

☞ પ્રખ્યાત પુત્રી બાનુ અંબીકાદેવી,

ઉચ્છાવર, આર્ય લગ્ની,

બે પતિને પરણનાર, પાંચસેંની પદમણી.

પ્રકાશક.

## બાનુ રૂક્ષ્મણી.

सत्यान्नास्तिपरो ध





હુન્નર મહાસાગરનું સત્વ અને સત્યશોધન યાને

# હિંદી—તલેસમાત

અને ખાસ વધારા તરીકે

## બાનુ અંબીકાદેવી ઇચ્છાવર (આર્યરત્ન)




સ્વદેશહિતાર્થે-લખી ભજવી બતાવનાર,

મેજીક પ્રોફેસર—એચ. બી. શરમા.

ધી ઇન્ડીયન જાદુગર ભાગ ૧, ૨, ૩, ના પ્રગટ કર્ત્તા.



પ્રકાશક ☞ આર્યબાનુ રૂક્ષ્મણી.


☞ સ્વદેશ સેવા કાજના, કરતા સઉ જ પોકાર;
તન મન ધન અર્પણ કરી, વિરલા પડતા બહાર. ☜


અમદાવાદ—"વિજયપ્રવર્ત્તક" પ્રીન્ટીંગ પ્રેસ.





સંવત ૧૯૬૩ —— સને ૧૯૦૭.

કીંમત દોઢ રૂપીઓ.

( ૨ ) પ્રેમ તણો સાગર કઠીણ, હીણુંબળથી ન તરાય;
તરે ખરે જે ટેકથી, તે નરમાન મનાય.

---

કલોલ તાબે શેરીસાના રાવળ શીવરામ બહેચરની સુજ્ઞ પુત્રી

**શ્રીમતી આર્યબાનુ, કાશીનો સ્વર્ગવાસ.**

**જન્મ ૧૯૩૨ ના પોષ શુદી ૧૫.** ૧૯૯૬

**લગ્ન ૧૯૪૨ ના વૈશાખ શુદી ૧૫.**

**મૃત્યુ ૧૯૫૯ ના જેઠ શુદી ૧૫.**

જેમ ગયેલો વખત ફરીને મળતો નથી, ગુમાવેલું રત્ન હાથ આવતુ નથી, આવેલો અવસર પુનઃ પ્રાપ્ત થતો નથી અને ભોગવેલી ભાગ્યોદય દશા દ્વિતીયવાર દ્રસ્યમાન થવા પામતી નથી તેમ મારી પ્રથમ જીંદગીમાં મળેલી સત્ય પ્રેમી માનવંતી માનુની મધ્ય વયે યોવનાવસ્થાએ પતિભક્તિ પૂર્ણાનંદે ગસાર કરતાં નિમીત્તકાળે સ્વર્ગાગમન કીધું કે જેણે પંદર વર્ષનો લાંબો પ્રેમ પંથ મારા દરેક વિચારોને અનુકુળ થઈ સંસારસાગર ઘણી ઉત્તમ રીતે વહન કીધો હતો, જે ઉપરના દીનથી કમ નસીબે અટકી પડવાથી દરેક વહેવારાદિક ઉપાધી મારે માથે આવી પડી. દ્વીતીય જીંદગીનો સાથી શોધ્યો પરંતુ અઢી વરસના અરસામાં પ્રપંચી પ્યાર પ્રકાશમય થવાથી સદાના છુટા છેડે અધગતાથી ભ્રમણ કરવા વિચરતી થઇ ત્રતિયાવસ્થાના તુરંગમાં બાનુ અંબીકા દેવી માત્ર અઢી માસનીજ અર્ધાંગના બની પતિનું પાંચસેનું પાણી કરી માત પિતાનું પોષણ કરવા તેઓ સાથે ઉજ્વળ કીર્તિથી પસાર થઇ, એ રીતે અઢી વરસ અને અઢી માસની ટુંક મુદ્દતની બે ભારજાઓ કુ પ્રત્યનો છલકાણ મેળવી સ્વહસ્તે સાધ્વી બની સદાને માટે દૂર થઇ પરમાત્મા તેમની સત્ય સેવાનો યોગ્ય બદલો સદા શાન્તિપ્રદ સમર્પો—( વધુ વિસ્તાર ચરીત્રમાં. )

## એચ. બી. શર્માની સવિનય અરજ.

સ્વર્ગવાસીની બાનુ કાશીની જગોપરનું દરેક જાતનું કામકાજ ચલાવવાનો હક તથા મારી માલીકીપણાની સઘળી માલ મીલ્કતનો અધીકાર બાનુ રૂક્મણીને તા. ૧૫ ડીસેમ્બર ૧૯૦૬ ના રોજથી સ્વાધીન કીધો છે. માટે સઘળી જાતના કામકાજ માટેનો પત્ર વહેવાર—આર્યબાનુ રૂક્મણી.

મીસીસ એચ. બી. શરમા. એ સરનામે ચાલુ રાખવા મહેરબાની કરી

સજ્જન સાર લહે સદા, દુર્જન દોષ ગ્રહેજ;
રવી ઉદય થાતાં નકી, તિમર પ્રકાશ હણેજ,

# ગ્રંથાર્પણ.

પરમાત્માની પૂર્ણ કૃપાથી આ જગતમાં જેમને મનુષ્ય જન્મ રૂપી અમુલ્ય રત્નનો લાભ મળવા સાથે કુદરતી તર્કજ્ઞાન અને વિચાર શક્તિનુ અથાગ બળ પ્રાપ્ત થવા જેઓ ભાગ્યવાન છે, એવા સ્વદેશ પ્રેમી સદ્જ્ઞાતા સજ્જનો અને સુજ્ઞ સુન્દરીઓના પવિત્ર હસ્તકમળમાં આ લઘુ ગ્રંથ સપ્રેમ સમર્પું છું, તેનો એકવાર કૃપા સાથે સ્વિકાર કરી ન્યાય દ્રષ્ટી અને વિવેક બુદ્ધિવડે રહય મંદિરમાં સત્યા સત્યથી અવલોકન કરશો તો મારો લેવાયેલો સ્વલ્પ પરિશ્રમ સફળ થયો માની સદાને માટે કૃતાર્થ બનીશ,

બુદ્ધિ બળથી જ્ઞાનની પરિક્ષા કરવાનુ કઠીણુ કાર્ય ચતુર જનો સિવાય બની શકવું અસંભવિતજ છે અને તેથી આ ગ્રંથનુ અવલોકન કરવા તેવા સત્ય શોધક કદરદાન સુજ્ઞ મહાશયોની નેક કદમમાં રજુ કરી મારી ફરજ અદા કરૂછું.

આ પુસ્તક વાંચવા માટે આપનુ વિચાર યુક્ત ધ્યાન આપતાં પહોચતા પરિશ્રમની મારી ચાહું છું.

इत्यलम् सुज्ञेषु किं बहुना.
લી૦ સ્વદેશ પ્રેમાભિલાષી પ્રકાશક.
આર્યબાનુ રૂક્મણીના સવિનય પ્રણામ.

( ૪ ) ઇચ્છાથી જન અવનિમાં, કીર્તિ અચળ કરંત;
ઇચ્છાથી ઘડીમાં વળી, નર નિશિચર બનંત,

એચ. બી. શર્માની ત્રીજી જીંદગીની સત્ય પ્રેમી પવિત્ર, પ્રેમદા રત્ન આર્યપ્રકાશ, ગુજરાતી પંચ, કાઠીઆવાડ મિત્ર અને ટિકાકાર વીગેરે વર્તમાનપત્રોમાં કેટલીક ચાલુ વખત અપાયેલી આનંદ જનક વધાઇ ચાલુ સાલની આખર લગીમાંજ કીમતી લાભ, મફત, મફત, સને ૧૯૦૬.

## ઇચ્છાવર ( આર્ય લગ્નોત્સવ ) પ્રસંગ માટેનો,

પાલનપુર તાબે કુંભવાડાના રહીશ જોશી માધુરામ હરીરામ કવીએ પોતાની પુત્રી અંબીકાદેવીની પસંદગી અને ઇચ્છાથી ખાસ તેમનાં માત પિતાએ, મેજીક પ્રોફેસર એચ. બી. શર્મા સાથે મહેસાણા તાબાના વડસ્મા ગામે સવામાસ લગી રોકાઇ, પોતાના ચોકસ ઠરાવો પુર્ણ કરી સનાતન આર્ય ધર્માનુસાર વેદોક્ત વિધીથી ૧૯૬૨ ના વૈશાખ શુદી ૧૩ રવી તા. ૬ મે ૦૬ ના રોજે દીધેલા કંન્યાદાનની આનંદજનક ખુશાલીના શુભ સમયની યાદગીરિના સ્મર્ણાર્થે એક સ્વદેશહિતાર્થેની ખાતર ઉપરની મુદતની અંદર જે કોઇ પૈસાના પોષ્ટ કાર્ડથી નીચેને એડ્રેસે પોતાનુ નામ ઠામ લખી જણાવશે તેમને ગુપ્ત વિદ્યા પ્રકાશ, ચિત્રપુરના ચમતકાર અને કવિકૃત ચતુરનો શણગાર અથવા સાર્વજનિક વિષય નિબંધમાળા દરેક જણને મફત મોકલી આપવામાં આવશે.

બાનુ અંબીકાદેવી એચ. બી. શર્માની મીસીસ ( સ્ત્રી ) તરીકેના સઘળા કામકાજનો વહીવટ કરવાને યોગ્ય શિક્ષણ મેળવી લાયક થતા સુધી સઘળી વ્યવસ્થા એચ. બી. શર્મા પોતાના હસ્તકથી અને જોખમના ખર્ચથી ચલાવશે; કવિએ કેટલાક વખત પછી ચતુરના શણગાર પુરા નહી પાડયાથી ઘણાક ગ્રાહકોને બે ચોપડીઓ મોકલવામાં આવી છે.

**આર્યબાનુ–અંબીકાદેવી–મીસીસ એચ. બી. શર્મા.**

| | |
|---|---|
| **વડસ્મા**–પોષ્ટ ડાંગરવા. | **અમદાવાદ**–માંડવીની પોળમાં |
| પ્રાંત–**ગુજરાત.** | વીછીની પોળ–નંબર **૨૨૭૭.** |

**દેશ પરદેશનાં સંખ્યાબંધ સ્ત્રી પુરૂષોનાં સાડા બારસો આશિર્વચનો મુબારકબાદી આ લગ્ન માટેની આવી ગઇ છે.**

ચિંતામણિ મણિ ખોઇને, ધરો કાચમાં પ્રીત; ( ૫ )
સ્વરૂપ શુદ્ધ સમજે નહી, એજ ખરૂ વિપરીત.

# ભાવાર્થ ભૂમિકા.

## તલેસમાત ( કુદરતના છુપા ભેદો ) જાદુ યાને મેજીક.

આ પુસ્તકનું ગુઢાશય વાળું નામ ફારશી ભાષાના શબ્દથી અલંકૃત કીધેલું હોવાથી અજ્ઞાન્તાને વશ રહેલાં બે સમજ મનુષ્યોને સમજવામાં અને વાંચવામાં હાસ્યપદ સાથે નિર્માલ્ય પણું દર્શાવતું ભાષ્ય આપશે. પરંતુ જો તેઓ સત્યાસત્યના શુદ્ધ વિચારથી નિષ્પક્ષપાતિપણાના અવલોકનથી વિચાર સ્મૃતિમાં લાવશે તો તેનું કંઈક ભાન સદ્દ્જ્ઞાતા વાંચકોને અવશ્ય થયા વિના રહેશે નહી. અને તેથી સ્વલ્પમાં એજ કે ?

આદ્ય તલેસમાત ૐ છે,
દ્વિતીય સંગિત સરોદ;
ત્રતિય તર્કનું જ્ઞાન છે,
વિધ વિધે કર ખોજ.

વિવેકી વાંચકોને સવિનય વિનંતી કે ? આ પુસ્તકને દરેક પૃષ્ટને મથાળે આપાયેલી સુવર્ણમય મોતીની હારાવળી ધારણ ( ગ્રહણ ) કરવાને ગુણગ્રાહકો અવશ્ય યાદમાં લેવાને વિસ્મૃત થશે નહી.

વધુ માહિતી વિષયાનુક્રમણિકાથી પ્રાપ્ત કરવા કૃપા કરવી.

પ્રસંગાનુસાર જે જે ગ્રંથો અને ગ્રંથકારોનો આશ્રય લેવામાં આવ્યો છે તે સર્વેનો આ સ્થળે આભાર અને ઉપકાર માનતાં કૃતાર્થ થાઉં છું.

**अलमति विस्तरेण बुद्धि मद्गशिरोमाणिषु ॥**

**લી. સ્વદેશ પ્રેમાભિલાષી–પ્રકાશક.**

( ૬ ) કુટિલ કામ કુડાં કરે, ડર નવ ખાય લગાર;
વિશ્વ વિશે વિખ્યાતમાં, સહજ મુખ શ્યામ થનાર,

---

અમદાવાદ ગુજરાતી પંચ તા. ૩૦-૯-૧૯૦૬ અને તા. ૭-૧૦-૦૬ માં

## અપાએલી. જાહેર નોટીસ;

ચતુરના શણગારનો કર્તા ઉપદેશક કવી જોશી માધુરામ હરીરામ તેની પતિ રામા સાથે પોતાની પરણાવેલી પુત્રી નામે અંબાને તેણીના દાગીના અને લીધેલા રૂપીઆ ઉપરાંત કેટલાક સરસામાન સાથે તા. ૨-૯-૦૬ ના રોજથી અમદાવાદ વીંછીની પોળ નં. ૨૨૭૭ વાળા મકાનમાંથી પુત્રી ઉપર પૈસા મેળવવાની ઉત્તમ યોજનાથી પસાર થયા છે, જેનો તપાસ કરતાં કંઈ પણ પત્તો મળી શક્યો નથી, માટે જે મહાશય તેમનો મળી આવતો યોગ્ય હાલ નીચેને એડ્રેસે લખી જણાવશે તે દરેકને મારી તરફથી બહાર પડનાર બાલુ અંબીકાદેવી ચરીત્ર નોવેલ મફત આપવામાં આવશે, આવી રીતની તેમની બદ દાનત જણાયાથી મારી સાથેના સબંધનો કોઈપણ હક રહેલો નથી તેમજ મારા થયેલા ખરચ અને પહોંચાડેલા નુકસાનના તેઓ જવાબદાર અને જોખમદાર છે. વીગતવાર વધુ બિના ચરીત્રમાં દાખલ કરી બહાર પાડવામાં આવશે.

**મુ. વડસમા-પોષ્ટ ડાંગરવા. એચ. બી. શર્મા.**

---

મીત્રનું તપાસ પોષ્ટ કાર્ડ. અમદાવાદ—તા ૧૨ અક્ટોબર ૧૯૦૬.

પરમસનેહી ભાઇશ્રી હરીલાલ શર્મા તથા મી૦ જટાશંકર મુ. વડસમા. તમારો પત્ર તથા હેન્ડબીલો મળ્યાં છે, જાહેર સ્થળે વહેંચવામાં આવ્યાં છે બાદ આ તરફ અંબીકાદેવીનો તથા તેના પ્રપંચી પિતાનો તપાસ કરતાં કશો પણ પત્તો નથી, બારીક તપાસ જારી છે, દીપોત્સવીના તહેવારો આપના વિયોગે સુના છે, આપણા સહવાસનો આનંદ તેજ કીમતી છે, અફસોસ! કળિયુગી દેવી અને તેના સ્વાર્થાંધ પિતાનો પ્રતાપ પરિતાપ કર્તા થયો છે,

**લી. દર્શનાતુર-માસ્તર નારણજી તથા પરસોતમ શામળના પ્રણામ.**

---

નિષ્કપટી જન પ્રીતથી, હિત સમજી જોડાય;
વિપરિત વર્તેતો પછી, ધિક ધિક તેને થાય,

## વર્ગવાર–વિષયાનુક્રમણિકા–વિચારથી વાંચશો,

ભારજ દોષ સ્વિકારતાં, હૃદય થયો ઉલ્લાસ:
કુ મુજ મંદિરમાં હતો, મળવા મુક્યો પાસ,

---

અજ્ઞાન્તાને વશ રહેલી આર્ય બાળાઓને સદ્દબોધ શિક્ષણ લેવા યોગ્ય અલંકાર યુક્ત દ્રષ્ટાન્તો સાથે પદ્યમાં રચાએલું

## કુભારજા દોષ દર્શક—કીમત ત્રણ આના

આ પુસ્તક તેના પ્રગટ કર્તા તરફથી અવલોકનાર્થે ભેટ તરીકે મળ્યું છે. જેનો સ્નેહાભાર સાથે સ્વિકાર કરતાં તેમાં આવેલા વિષયો દિગદર્શનથી ઉંડા વિચારથી જોતાં પ્રગટ કરતાના સ્તુતી પાત્ર પ્રયાસને ધન્યવાદ આપું છું. વાંચકની સુગમતા અને રમુજાનંદાર્થે એક આધુનિક સમયના મધ્યમ સ્થિતિના ગૃહસ્થાશ્રમને અનુસરતી બોધનિય વાર્તા કલ્પી તેનું રહસ્ય પદ્યમાં અનેક રાગના છંદ વૃત્તોમાં તેનો દર્શનિક ભાવ તાદ્રસ્યમય કીધો છે, જેને માટે વિદ્વ જનોનાં ઉત્તમ પ્રસંસા પત્રો મળેલાં પ્રગટ કીધાં છે. આ પુસ્તક રચવામાં એક આર્ય સન્નારીએ સ્વદેશોન્નત્તિની ઉદયતા થવાનો ઉત્તમ ભાવ અને હેતુ દર્શાવી વર્તમાન રૂઢીના કઢંગા રિવાજો અને ઉદભવતા દોષો ટાળવાના સુબોધો ઘણા અસરકારક વર્ણવ્યા છે, છેવટે અલ્પમાં પોતાની પિછાન માટે જીવન વૃતાન્ત પણ પદ્યમાંજ પ્રકાશ કીધું છે, પતિ પ્રેમ પ્રાપ્ત કરવામાં નિરાશા પામતી નારીઓને એક ઉત્તમ શિક્ષા ગુરૂની ગરજ સારનાર દરેકને વાંચવા યોગ્ય છે, કદ બત્રીસપેજી પોણાત્રણ ફોર્મનું છે. જોઇએ તેમણે નીચેના કોઇ એડ્રેસે લખી મંગાવી લેવું.

**સૌ. બાનુ રૂક્ષ્મણી શર્મા.** — વડસ્મા—પોષ્ટ ડાંગરવા.
**સા. ડી. એન. પ્રકાશક.** — જણોર પોષ્ટ ચમારગામ.

## ટીપ-મિથ્યાવાદી કવીના ચતુરના શણગાર કરતાં મૂરખ ભારજાને ઉપદેશ.

સુજ્ઞ બ્હેન દીવાળી એ સહસ્ત્રગણે દરજે સદુપયોગે પદ્યમાં રચી અજ્ઞાન્તાનું ભાન ભામિનીઓને કરાવ્યું છે, જેનો મુકાબલો કરવા મારા કદરદાન ગુણગ્રાહક રસીક સજ્જનોને સવિનય વિનંતી છે. પૃષ્ટ ૧૫૩ નો ફોટો ખરીદનારને મફત.

---

ભલે સજે શણગાર પણ, વૃથા પ્રેમવિણ તેહ;
શ્દય દિપે નહી તેહનું, ભલે દિપે જો દેહ.

રદય વિશે નથી સ્નેહ તો, ભલે સજીવન હોય;
મૃતમય ગણવાં તેહને, ગમે ન લેવી છાંય.

---

એક આર્ય ભગિની તરફથી આવેલો પત્ર—જણોર, તા. ૮-૧૦-૦૬.

**શ્રીયુત્ મહાશય, સદ્‌ગુણાલંકૃત ધર્મ બન્ધુ, એચ બી. શર્મા.**

આપનો સવિનય પ્રેમાળ પત્ર તથા તે સાથે હેન્ડબીલો અને બુકો વીગેરે મળ્યાં છે, વાંચી અવલોકન કરતાં આપને અકસ્માત દુખાબ્ધિમાં ડુબેલા દર્શી અત્યંત દીલગીર થાઉછું. એતો ખુલ્લુંજ છે કે, આપ જેવા સદ્‌ગુણી અને પ્રેમની પ્રતિમાથી વિમુખ થતાં બ્હેન અંબીકા કદિપણ સુકીર્તિથી સુખી થનાર નથીજ. હરીઈચ્છા, આપે પત્રમાં લખેલી શવિસ્તર હકીકત આ બ્હેનના ધ્યાનમાં છે.

**દોહરા.**

સ્વામી સુખે સુખ માનતી, સ્વામી દુઃખે દુઃખી થાય;
સાધવી જે આ સૃષ્ટીમાં, પ્રેમ પૂરણ પરખાય.
દુઃખ ભુખનુ વેઠતાં કેશરી ખડ નવ ખાય;
તેમ પતિના પ્રેમનો, સતી વિયોગ ન સ્હાય.
વામા જે વિખુટી પડે, તજી પતિનો પ્યાર;
કોણ સતી તેને કહે, આ અવની મોઝાર.
માટે ધીરજ ધારશો, દક્ષ વીર દિલ મધ્ય;
મળશે ગ્રાહક ગુણની, સતી શિરોમણી સદ્ય.
થયું થવાનું જે હતું, હરી ઈચ્છા અનુસાર,
એમ વિચારી શાન્તિને, રાખો રદયા સાર.
કમલ સુશીલ સૂતા પતિ, ગોવરધન ખરનાર;
એ ત્રય આપ તણી સહુ, પારો ઈચ્છા પાર.

**લી. દિનભગીની. સૌ. દીવાળીબાઈ નાથાભાઈના અભિવંદન.—કુમારજા દોષદર્શકના પ્રગટ કર્તા.**

સ્થળ સંકોચે-વધુ વિસ્તાર ચરિત્રમાં પ્રગટ કરવામાં આવશે.

---

નાખી પ્રીતિ પાસલો, જે નવ લે સંભાળ;
ખરે ન દિલમાં લાગણી, તેને છે ધિક્કાર.

( ૧૬ ) જુદા જુદા દેહ પણ, હૃદય ઐક્ય જો હોય;
અનુપ આ અવનિ વિશે, દંપત્તિ તેનો રહોય.

## એચ. બી. શર્માની ચોથી જીંદગીની ભાગ્ય દેવી.

સનાતન આર્ય ધર્માનુસાર પુનર્લગ્ન—જુઓ પૃષ્ટ. ૨૬૪

સ્વર્ગવાસીની આર્યબાનુ કાશી. મીસીસ એચ. બી. શર્માની યોગ્ય પદ્વિને લાયક થવા માટે જે બાનુઓની પાછળ અથાગ મહેનત અને પરિશ્રમ લેવાયા છતાં, જેમ કથિરને કનક અને કોલસાને શ્વેત કરવા સાથે કાગને હંસની પંક્તિમાં લાવવા કરવામાં આવતો અપાર યત્ન પણ આખરે વ્યર્થ જાય છે, તેમ સત્ય પ્રેમના શુદ્ધ અંતઃકરણથી અનેક પ્રકારની લેવાયેલી મારી ઉત્તમ યોજનાઓ તદ્દન નિષ્ફળ અને નિરાશીપણા વાળી થવા પામ્યાથી તેમજ મારો કામ ધંધો. વેપાર ઉદ્યોગ અને ગૃહસંસારને બેહદ નુકસાન તથા મુસીબતો પડતી હોવાથી ખાસ મેં મારી છેવટની યોજના અને પસંદગીથી કવિઠા નિવાસી બારસદા બ્રાહ્મણ ડાહ્યારામ ઉદયશંકરની પુત્રી બાળ વિધવા બાનુ રૂક્ષ્મણી કે જેણી કેટલોક વખત કૃપાવર્ય શ્રીમદસ્વામી દયાનંદ અનાથાશ્રમ અજમેર અને ભરૂચ આર્યસમાજના પ્રમુખ મહાશય નાથુભાઇ ઇચ્છારામ વૈશ્ય આશ્રિત હતી. તેની સાથે કડીપ્રાંતના મહેસાણા તાબાના વડસમા ગામે તા. ૧૫ ડીસેમ્બર ૧૯૦૬ ના રોજે ભરૂચ આર્યસમાજના આશ્રય નીચે વેદોક્ત વિધીથી અરસપરસની સંપૂર્ણ ઇચ્છાથી પુનર્લગ્ન કીધું છે. અને તેથી મારી સ્વતંત્રપણાની સઘળી માલીકીનો હક અને વારસો ઉપરની મીતીથી બાનુ રૂક્ષ્મણીને સ્વાધીન કીધો છે, તેમજ બાનુ કાશીના નામથી ચલાવવામાં આવતું દરેક જાતનું કામકાજ તથા તેનો યોગ્ય વહીવટ અને વ્યવસ્થા કરવાને તેને માલીક અને મુખતીયાર તરીકે મારી રાજીખુશીથી સ્વિકાર કરૂછું. વધુ વિસ્તાર પુનર્લગ્નપદ્ધતિદર્શકમાં પ્રગટ કરવામાં આવશે.

**લી. મેજીક પ્રોફેસર—એચ. બી શર્મા.**

ૐ બ્રહ્મજ્ઞાનથી ભવતણું, ભય જયમ સરવે જાય;
સાચાં પ્રેમી જીવતે, જીવન મુક્ત મુનાય.

# ओ३म्.

## सच्चिदानन्देश्वरायनमः

સત+ચિત+આનંદ+ઇશ્વરાય, નમઃ

## મંગળાચરણ—પ્રભુ પ્રાર્થના,

### રાગ—વાંચકની—મરજી—અનુસાર

અનહદ અલખ ओ३म् કારહે,

તૂ નિરાકર અકાલહે, તૂ ન્યાય કારી દયાલ હે,
તેરી ન કોઇ મિસાલહે, અનહદ,

તેરા ન કોઇ તોલહે, લમ્બા ન ચૌડા ગોલહે,
તેરા અજબ એક ડૌલહે, અનહદ,

નહીં રૂપ રસ ઔર ગન્ધ હે, નહી નાડી નસકા બંધહે,
તૂ સત ચિત આનંદ હે, અનહદ,

તૂ અચલ ઔર અખૂટ હે. અખંડ ઔર અટૂટ હે,
એક સમ નહીં કહીં ફૂટ હે, અનહદ,

કાલાન પીલા લાલ હે, નર નારી વૃદ્ધન બાલ હે,
એકરસ, તૂ તીનો કાલહે, અનહદ,

સારે તેરા સ્થાનહે, તૂ જ્ઞાન કા ભીજ્ઞાન હે,
તૂ પ્રાણ કા ભી પ્રાણ હે, અનહદ,

ઇતના બડા આકાશ હે, ઇસ્કા ભી તુજમે બાસ હે,
સબમેં તેરા પ્રકાશ હે, અનહદ,

તૂ મુક્ત ઔર વિજ્ઞાન હે, તેરે ન કોઇ સમાન હે,
તૂ સર્વે શક્તિમાન હે, અનહદ,

(२) प्रणवोधनुःशरोह्यात्मा ब्रह्मतल्लक्ष्यमुच्यते ।
अप्रमत्तेनवेद्धव्यं शरवत्तन्मयोभवेत् ।।मु० खं० २श्लो० ४।।

---

કારણ જગત તેરે હાથ હે, યહ જીવ અનાદિ સાથ હે,
એક તૂહી સબકા નાથ હે, અનહદ
જીતના યહ સબ સંસાર હે, તેરેહી સબ આધાર હે,
તૂ સબકા સરજન હાર હે, અનહદ,
નહિ આપ દેહ ધરતાહે તૂ, નહિ જન્મતા મરતાહે તૂ,
નહિ દુઃખમે પડતાહે તૂ, અનહદ,
જગત રચતા વારમ્વાર તૂ, કરતાહે ફિર સંહાર તૂ,
રખાતાહે યહી વ્યવહાર તૂ, અનહદ,
કરતાહે પર ઉપકાર તૂ, દેતા કર્મ અનુસાર તૂ,
દેખે હે સબકા કાર તૂ, અનહદ,
નહિ પાપીયોકો તારતા, નહિ ધાર્મિયોકો મારતા,
નહિ નિયમ અપના ટારતા, અનહદ,
જો યુક્તિ ઓર પ્રમાણુસે, સબકુછ યથાર્થ જાનસે,
વહતૂમ હો તેરે ધ્યાનસે, અનહદ,
યોગી જો દસમે દ્વારકો, દેખેહે તત્વ કે સારકો,
તરજાય વહ સંસારકો, અનહદ,
તુજકો નહી જો જાનતા, આજ્ઞા તેરી નહી માનતા,
વહ મુક્ત ગિટી છાનતા, અનહદ,
મુજકો ન તેરા પારહે, વેદો મે સબ વિસ્તારહે,
તૂજકો જો જાને પારહે, અનહદ,

ॐ शान्ति शान्ति शान्ति ।।

न गृहं गृहमित्याहुर्गृहिणी गृहमुच्यते ॥ (३)
गृहं तु गृहिणीहिन मरण्यसदृशं भवेत् ॥१॥

यत्र नार्यस्तु पूज्यन्ते. रमन्ते तत्र देवताः॥मनु॥

નર્કખાણુ નારી નહી, નારી રત્નની ખાણુ,

નારીથી સૌ નીપન્યા, ધ્રુવ, પ્રેહલાદ સમાન,

સ્વેદશ પ્રેમી સુવિખ્યાત સાક્ષર કવિ ગોવર્ધનરામ ભાઇ કહે છે કે ! સ્ત્રીઓ પંડિત થાય, કુટુમ્બ પોષક થાય, સ્વસ્થ થાય, શરીરે બલવતી, રોગહિન અને સુન્દર થાય, યોગ્યતાના પ્રમાણુમાં કુટુમ્બ બંધનમાંથી તેઓ મુક્ત સ્વતંત્ર થાય, અને તે મુક્તતાથી અને સ્વતંત્રતાથી કુટુમ્બની મૂર્ખ ઇચ્છાઓ અને કલેષોમાંથી છુટી, એ, કુટુમ્બનાં ખરાં કલ્યાણુ કરવા શક્તિ મતી અને ઉત્સાહિની બને, કુટુમ્બના બાલક વર્ગને પોષણુ અને શક્તિ આપે અને વૃદ્ધ વર્ગની કલ્યાણુ વાંચ્છનાઓ તૃપ્ત કરે, પતિ ભક્તિ પરાયણુ થઇ પતિનું જીવન ઉન્નત કરે, અને તેના આન્તર વિલાસોની ઉર્મિયોમાં પોતાનાં રહય તરંગ ભેળવી દઈ મનુષ્ય જીવનને દિવ્યતા મય કરી નાંખે, અને અન્તે સ્વદેશમાં ઉદય સૂર્યનાં તેજસ્વિ કિરણો સંપૂર્ણુ વિસ્તારથી પ્રસારે, એજ આર્ય સુન્દરીઓના જીવનની સાફલ્યતાછે, સ્ત્રી વિના ગૃહ નથી, ગૃહ વિના પ્રજા નથી, અને પ્રજાવિના રાજ્ય નથી, સ્ત્રીની ઉન્નતિ વિના દેશની ઉન્નતિ અશક્ય છે,

કહે નેપોલિયન દેશને, કરવા આબા દાન;

સરસ રીત છે એજ કે, દ્યો માતાને જ્ઞાન;

(૪) જનની જણેતો ભક્ત જન, કાં " દાતા કાં સુર, "
નહીંતર રેહજે વાંઝણી, મત ગમાવીશ નુર;

## ગુર્જરગિરામાં ગણાતી પ્રખ્યાત્ કુશો,

ઝાડ મધ્યે તાડ કુશ, ડુંગરાનો પહાડ, વાણીયાની લડાઈ, સીમળાનુ હીર, ભાલા વિના તીર, ગુણકાનો ઘાટ, કાવ્ય વિના ભાટ, દાતા વિના નામ, ધણી વિના ધાક પાડા વેલાનુ શાક, પરાળની તાપણી ફેરા ખવરાવી આપવું, ભીખારીનુ માન, દાંત વિના ગાવું, નદી વિના નાવું માન વિના જાવું ડોડીનો વેલો ઉનાળાનો રેલો, આંબુવાનુ ગાડું અંતર વેલનુ નાડું કાદવનો જોડો લાકડાનો ઘોડો. કાતરાની ઘાણી વગર વિચારી વાણી, બાવટાની ધાણી ભરથરીનુ પાણી, કાચબાની કોટ, મણકીનો લોટ, પિંગળ વિના કવિ, નિરદય અનુભવી, ઇજત વિના વેઢ, હુકમ વિના હેડ. પોગલીની લાજ પોપાં બાઈનુ રાજ દરજીનો જાસો મૂરખનો તમાસો, મસુરની દાળ, ભવૈયાની ગાળ, બાયલાનો બોલ ચોરીયાનો છોલ, હીજડાની નાત જુલમીની જાત, ખાતર વિના ખેતી ચોમાસાની રેતી ધાંયજાની વાર, ગધેડાની લાર, કેયડાનો કાંટો, કયડવાની જાન બંટીનુ ધાન લેફ્વાનુ ગણતર ચુના વિના ચણતર, ખીસકોલીની રાફ અવદીચનો ઇન્યાફ. ખેડાવાળનુ નોતરૂ, શ્રાવકની સરવણી, જેઠમાસની પવરણી, ખાંત વિના ખેલ, છટા વિના છેલ, સોનીઓનુ સાચુ, નોખ વિના નામ, શોકયોનુ હેત ઉનાળાની રેત, રાંડોરાંડનુ નાણુ. નાતરાનુ ટાણુ વજન વિના વાત સાઠીનો ભાત, સરગુવાનુ સાલ દેડકાની ચાલ, જ્ઞાન વિના તાન મશ્કરીનુ ગાન, ઢુંઢીઆનો આચાર વઈ ષ્ણુવનો વિચાર. મોક્ષ વિના જ્ઞાન, સુરવિના સાન. પટલાઇ વિના પેચ. નેપાળાનોરેચ, ધોબી વિના ધોવું, જુક્તિ વિના જોવું, સલાટોનુ ધ્યાન, કુંભારેનુ વાન, જુગારીનો જશ, ભક્તિ વિના રસ, નાણા વિના ઓટી. કદર વિના કસોટી, કુકડાનુ વેતર. જવાસાનુ ખેતર. કુશ, કુશ;

જેપર જેને પ્રિત નહીં તે નિંદે તે મુઢ;
ત્યાગી નિંદે નારીને—કહી નરકનો કુંડ.

## મારા પ્રખ્યાત પતિનું નામ જાણવું હોય તો? વાંચો?

જો, ભણ્યા હોવ તો ! નીચેના જાદુઇ અક્ષર,
કે જેમની હું, છું, સૌભાગ્યવતી નવીન પતિન.

આર્યબાનુ—કાશી—શરમા.

અનુભવથી સૌ આવડે, કાંઇ નથી મુશ્કેલ;
અમર દોરપર ઝુલીત, કરતા નટ સૌ ખેલ.



બુદ્ધિમાન શું ના કરે, જુઓ જમાનો હાલ;
પરણતે વિશ્રામ દેઈ, કર્યાં નીરખી ખ્યાલ.

( ૬ ) ગ્નાનીને કદી નવ નડે, દેવ દૈત્યના દુત;
સુધરેલાં નરનારીને, વળગે નહી કદી ભુત.

---

## મેજીક મહા મંત્ર.

છુછુયહ મંતર, દેખો યહચંતર, ખડા હયેધંતર બાલે અખંતર અચ્છા યહ જંતર. ઉછલે સમંદર. કાબીલ યહતંતર ફીરે સબબંદર ગેબીયહ ભણુતર, સબહીસે બરતર, રમુજકા ગણુતર, કયેસા હયે સુન્દર ટાલે જો દુઃખ રોગ. મંગેતો નહી ભોગ, જગાયા મહાજોગ, દેખીયેજી તુમ-લોગ, બડા તમાસા. મચાયા ખાસા, ધુલ ઔર ધમાસા, બજતાહૈ તાસા માર્ જો એક ફાલ બનેગી એસીતાલ, વોહ આગીઆ બેતાલહે ઔર ખેતરપાલ હે, બડાજી હનુમાન, કદીમ સુલેમાન, હકીમજી લુકમાન ઔરજીન પરસ્તાન જાદુકા હદૃતખાન દેવો માજીદરાન, જંગી કાહે-સ્તાન, વેસી ઓ મસ્તાન, સબવશ હોજાય સબગમ ખોજાય-દીલમુખ હસજાય-સબગમ હઠજાય આવોજી દેખો, હસોઔર નાચો, એસો હયે સાચો, મેરો યહ તમાસો, શર્માએ જે સાધ્યો, નજરસે યહપેખો, ગુરૂકી શક્તિ, મેરી ભક્તિ ફુરો મંત્રો ઇશ્વરો વાચા, ૐ, ફટ ફટ સ્વાહા—

વિધી—દરરોજ સવારમાં વહેલાં ઉઠી-દાતણપાણી કરી શીતળજ-ળથી મુખ ધોઇ શરીરે સ્વસ્થ થઇ એકાગ્ર ચિત્તે કોઇ પણ સ્રી યા પુરૂષ. ઉપરના મંત્રને પૂર્વયા પશ્ચિમ દીશા સામે ઉભા રહી સાતવાર બોલી વિજયદાતા વિસા-અથવા પંદરા યંત્રનું દર્શન કરી કોઇ પણ કાર્ય આરંભેતો તે નિરવિંધ્ને પાર પડે છે,

આ યંત્રો હમારા ૐ કાર પ્રણવના નં. ૧ લા તથા નં ૨ ના દુકડાઓમાં સારી રીતે ભરવામાં આવે છે, લી. પ્રકાશક,

# આર્યભાનુ-કાશી, શરમા, કૃત કર્ણ પિશાચી તંત્ર પ્રયોગ,

| | | | |
|---|---|---|---|
| ૧ સરસ્વતી. | ૯ સહદેવ. | ૧૬ વાલ્મીક. | ૨૪ કમળાપતિ. |
| ૨ દમયંતી. | ૧૦ દશરથ. | ૧૭ મારૂતી. | ૨૫ રવીવર્મા. |
| ૩ જ્ઞાનવતી. | ૧૧ વિશ્વામિત્ર. | ૧૮ નીતીપાળ. | ૨૬ શોભાગ્યવતિ |
| ૪ તારામતી. | ૧૨ ધ્યાનંદ. | ૧૯ વિરવીક્રમ. | ૨૭ ઉમાપતિ. |
| ૫ સુડામણી. | ૧૩ નુરજહાં. | ૨૦ નન્દી. | ૨૮ તપસ્વિ. |
| ૬ કૈકઇ. | ૧૪ ભાનુમતી. | ૨૧ તીલોતમા. | ૨૯ મહાલસા. |
| ૭ નર્મદા. | ૧૫ નરકાસુર. | ૨૨ સુધનવા. | ૩૦ દાદાભાઇ. |
| ૮ હીમાચળ. | | ૨૩ નીર્મળા. | ૩૧ નળરાજા. |

ઉપરના દરેક નામોનો પ્રથમ અક્ષર લેવાથી એક અંતર લાપિકા બનેલો વાંચનારની ધ્યાનમાં આવ્યા વિના રહેશે નહી, આ પ્રયોગ-દરેકના નામ ઉપર બનાવી આપવામાં તથા શીખવવામાં આવશે કીમત રૂ. ૫) પાંચ. જાદુ ( મેજીક ) વિધા સબંધી વધુજ્ઞાન મેળવવા ઇચ્છા રાખનાર શોખીન ગૃહસ્થોએ પૃષ્ટ ૫ ના જાદુઇ અક્ષર-વાળા નામથી-અમદાવાદના શરનામેથી લખવા તસ્દી લેવી.

 લોભી ગુરૂ લાલચુ ચેલા, દોનો ખેલે દાવ;
ભવ સાગરમે ડુબતે, બૈઠ પત્થર કે નાવ.

## પ્રયોગ પરિક્ષા.
## સુજ્ઞ બંધુઓ અને બ્હેનો, ?

પ્ર૦, આપ કોના સમાન છો ?......ઊ૦ તે જાણી લીધુ તો હશેજ અગર તે માટે શંકા હોય તો આ પૃષ્ટ પાછળજ બતાવેલા તંત્રમાંથી ૩૧ નામો પૈકી એકાદ નામ જોવાથી આપના અંતર રદયમાં નિશ્ચય થયું હશે, અને કોઈ પણ નામના ભાગી થવા તમોએ પસંદ કીધું હશે, પણ તે-તમારા અને પરમાત્મા સિવાય બીજુ કોણ જાણે તેમ છે. તેનો ખ્યાલ કરશો પરંતુ જો આપ ફરમાશ કરો અને ફક્ત મારા એકજ પ્રશ્નનો જવાબ તમે પુરો આપશો તો તમારૂ પસંદ કરેલુ નામ જરૂર કહી આપવા શક્તિવાન છું—તો હવે તે માટે જરા તસ્દી લેશો—તે એજ કે—આપનુ નિશ્ચયતાથી પસંદ કરેલુ નામ—આગળ આવેલા પાંચ નંબરના જંત્રોમાં આપનુ નામ કયા કયા નંબરના જંત્રોમાં છે અથવા—કયા કયા નંબરના જંત્રોમાં નથી તેજ માત્ર જણાવશો, એટલે મારા પ્રશ્નનો ઉત્તર મહાદેવી બુદ્ધિની પુર્ણ કૃપાથી આપીદઈશ—બહાર ગામથી જવાબ મંગાવનારા મહાશયોએ અડધા આનાની ટીકીટ બીડવી, તમોને તેનો સંતોષ કારક જવાબ મળેતો જરૂર તેને—જોવા જાણવા અને શિખવા યત્ન કરજો કારણ તેનુ મહત્વ ઘણુજ અજાયબી ભરેલું છે તે વિચાર—દ્રષ્ટીથી અવલોકન કરશો તો માલમ પડશે અને—તમો તેથી બીજા ધુર્ત્ત—ઢોંગી અને પ્રપંચી જોશી ગુરૂ મહાત્મા, અબધુત અને ભવિષ્ય વેત્તા યોગીયોના ભ્રમજાળ રૂપી ઝપાટામાં આવી જતા બચી શકશો—તમો માત્ર આ પ્રયોગથીજ તેમના—મન બુદ્ધિના વિચારની પરીક્ષા કરજો અને જ્યારે તેમનામાં આ પ્રત્યક્ષ નામો પૈકી કોઈ પણ નામ બુદ્ધિ બળથી યા દૈવિ સિદ્ધિથી કહી આપવા શક્તિ નથી તો—તેના ભવિષ્યમાં કહેલા વિચારો સત્ય માનવા એ તદન અજ્ઞાનતા અને મૂર્ખાઇ ભરેલુ સમજશો, દરેક કામ કહી બતાવવું તે ઘણું સહેલછે પરંતુ જ્યારે તે કામ જાતે કરી બતાવવાનું માથે લેઇ ફતેહમંદ થાઓ ત્યારેજ તે માટેની શાબાસી અને માન મેળવી છકશો,

| | | | |
|---|---|---|---|
| સરસ્વતી. | ઉમાપતિ. | મારૂતી. | વિશ્વીક્રમ. |
| જ્ઞાનવતી. | વિશ્વામિત્ર. | સહદેવ. | રેવીવર્મા. |
| ચુડાગણી. | મદાલસા. | તીલોત્તમા. | નરકાસુર. |
| નુરજહાં. | નર્મદા. | નીર્મળા. | નળરાજા. |

મશહુરે મુલ્ક, બરફી, ચુનોને પાપડી સુરતમાં, વાડી ગાડીને દીવાળી મુંબાઇમાં, હોળી ડોળીને જોળી મારવાડમાં ગરદ ગરકીને મશરૂ અમદાવાદમાં ધુળ ધપોને મચ્છર વડોદરામાં, મુળા મગદળને બ્રાહ્મણ શીધપુરમાં જુઠ જોડાનેરંગ જેપુર, કંકુ કુંભારને સુડી પાટણ, દોરી દહીંને પેંડા મથુરામાં ઘી કાંટાને ગુંદર પાક સોજીત્રા. સુંઠ જામફ્ળને પોતલી ધોળકામાં, છીંદરી છાલને છીંપા ખેડા, છીંકણી છાસને કાલાં વીસ્મગામમાં, નદી નારીને રૂપ ચાનોદ કન્યાળી, પાહાડ પાણીને પાંદડાં મોડાસામાં, ગાય ગોવાળને માંકડાં ગોકુળમાં, બેડાં બૈરાંને બળદ વીસનગરમાં, કપાસ કચેરીને કામદાર ભરૂચ, હાથી, સાથીને લક્કડ મલબારમાં, મેવા સેવોને મીઠાઇ કાબુલમાં, બરફ બાબુને કાળી કલકત્તામાં મરણ મુરતીને મોક્ષ કાશીમાં વાણી પાણીને ગાયન હિંદુસ્તાનમાં, કાચ કારીગરને કેળવણી ચીનમાં કાસાં, કાઠીને લાઠી કાઠીયાવાડમાં, આદમી, ઇમારતને કળા વિલાયતમાં અને ગુરૂગોવીંદને ગોપાળ માંગુહામાં.

| | | | |
|---|---|---|---|
| દમયંતી. | નળરાજા. | દશરથ. | વિશ્વામિત્ર. |
| ભાનુમતી. | નરકાસુર. | કૈકય. | વિરવીક્રમ |
| નર્મદા. | ઉમાપતિ. | જ્ઞાનવતી. | નીતીપાળ. |
| નીર્મળા. | સુધનવા. | શૌભાગ્યવતિ. | દાદાભાઇ. |

**દારની દરીયાફત**—કામદાર, નામદાર, ગામદાર, ઈનામદાર, માલદાર, મકાનદાર, દુકાનદાર, ખાણુદાર, થાણુદાર, વહાણુદાર, પહાણુદાર, પાનદાર, પાટીદાર, મતાદાર, મામલતદાર, વહીવટદાર, દફતરદાર, ગફલતદાર, જરદાર, જોરદાર, જમાનદાર, જમીનદાર ગોલદાર, મોજદાર, ફોજદાર, રોજદાર, વફાદાર, વનદાર; વતનદાર, વાંટાદાર, દફેદાર, હોદેદાર, સુબેદાર, કુમેરદાર, કલમદાર, અમલદાર, ગુલામદાર, છરદાર, છડીદાર, છટાદાર, પટાદાર, જટાદાર, ધનદાર, ધંધાદાર. ચોબદાર. તોપદાર, હવાલદાર, પગારદાર, રસાલદાર, મસાલદાર, અરજદાર, કરજદાર. લેણુદાર, દેણુદાર, વજનદાર વળદાર, બળદાર અને કલદાર, આ બધા દાર સાહેબો માત્ર એકજ સેકંડમાં બોલી જાઓ તો બોલનારને તે માટે શાબાસી (થેંક્સ) આપવી ઘટે છે, થોડા માસ ઉપર કઠલાલ નિવાસી હ. પ. શુકલ, મારા પતિના પીછાનવાળા સ્નેહી હોવાથી અત્રે અમારે ત્યાં કામ પ્રસંગે આવેલા હતા તેઓને ઘણીક જાતના રમુજી ફકરાઓ તમામ મોઢે બોલવાનો વધુ મહાવરો અને ઝડપ હતી. તેમાંના કેટલાક વાંચનારને ગમત આપે તેવા હોવાથી અત્રે મેં તે પ્રગટ કીધા છે,

| | | | |
|---|---|---|---|
| તારામતી. | નરકાસુર. | મદાલસા. | સુધનવા. |
| ભાનુમતી. | નળરાજા. | નુરજહાં. | કૈકઇ. |
| ચુડામણી. | નર્મદા. | તપસ્વિ. | ધાનંદ. |
| તીલોત્તમા. | નીર્મળા. | નન્દી. | દાદાભાઇ. |

## રમારણજીત—ગાયન. ૫.

રાજ વિર રહ્યા રાચતા, અન્ય વિચાર નહી;
કોઇ શીખ્યા કૃષિકામ, કોઇ થયા સઇ. રાજ.
સારંગીના સુર બેઠા, રાજમાં સંભારે;
હારમોનીયમ વગાડી, વખતને વિદારે. રાજ.
કોય મેન કોઇ બન્યા, ફરે ફાંકડા;
કેશને સમારી વાળે, મુછ આંકડા. રાજ.
કહો એ દેશનો ઉદ્ધાર, શી રીતે કરે;
પ્રજા બિચારી બાપડી, ભલે ને રોઇ મરે. રાજ.



| | | | |
|---|---|---|---|
| હીમાચળ. | ઉમાપતિ. | કમળાપતિ. | નરકાસુર. |
| સહદેવ. | ભાનુમતી. | શોભાગ્યવતિ. | નળરાજા. |
| દશરથ. | મદાલસા. | નુરજહાં. | વિશ્વામિત્ર. |
| રવીવર્માં. | દાદાભાઈ. | તપસ્વિ. | ધાનંદ. |

## અશ્રુમતિ—ગાયન. ૪૦.

કરે અભિમાન જે હેવાન, ધરી ગુમાન,
સહી અપમાન તે નાદાન, ખમે નુકસાન;
મળ્યું બહુ ધન રૂપાળું, બદન કે વિદ્યા પ્રસન્ન,
કર્યો પરમાર્થ તો તો જાણ, મળ્યું એ પ્રમાણ.
મધુ સંચય કરી મરી રહયો, મદમાં ભમર અજાણ;
ના દીધું ના ભોગવ્યું, નાહક ખોયો પ્રાણ.
દીધુ હાથે રહે સાથે, તે સાચુ સમજ,
મળયો જમ રાય તોતો હાય, પત્યું અભિમાન;
ગાજ્યું વાદળ જળ ભર્યું, વરસ્યું ન ચાતક મુખ;
પવન ઝપાટે ઉડીયું, ભાગી ન કોઇની ભુખ.

| | | | |
|---|---|---|---|
| વાલ્મીક. | નન્દી. | કમળાપતિ | તપસ્વિ. |
| મારૂતી. | તીલોત્તમા. | રવીવર્મા. | મદાલસા. |
| નીતીપાળ. | સુધનવા. | શોભાગ્યવતિ. | દાદાભાઇ. |
| વિરવીક્રમ. | નીર્મળા. | ઉમાપતિ. | નળરાજા. |

## તારા સુંદરી—૧૭.

કેવા પાપી પ્રપંચી પુજાય છે, જ્યાંય ત્યાંય આજકાલ;
સાથે સો સો સલામો ભરાય છે, જ્યાંય ત્યાંય, હાલ આજ.
કેવા ઢોંગે ધોવાય, ફરી ફંદે ફસાય;
મુઢ માને મોહાય, પણ સમજે ન કાંય,
કેવું આંધળે બેરૂં કુટાય છે, જ્યાંય ત્યાંય આજકાલ.
દગા બાજી તે ગાજી ગવાય છે,
સાચાં મોતી તે સહેજે વટાય છે;
ખોટા હીરા તે હીરા ગણાય છે,
જો જો દુનીયાનો કેવો આ ન્યાય છે.
જ્યાંય ત્યાંય આજકાલ—કેવા૦

 શિખા, ટીકા, ને પટ્ટીકા, મુરખ હિંદુના ચિન્હ;
એથી ઉલટાં દીસતાં, ગુણી મલેચ્છનાં ચિન્હ.

**સુજ્ઞ મહાશયો ? અને સ્વધર્માભિલાષી આર્ય બ્હેનો.**

આ સંસારીક વ્યવહારો સાથે ધર્મ સબંધી જ્ઞાન મેળવવાનું દરેક મનુષ્યનુ ઉત્તમ કર્ત્તવ્ય છે, અને તેથી આ સ્થળે ચાલતા સ્મુજના પ્રસંગમાં તે માટેનું કંઇક બ્યાન જણાવવામાં આવે તો—તે કંઇ અયોગ્ય ગણાશે નહી, અનેક ધર્મોનુ અવલોકન કરતાં મને જે નિશ્ચય સત્ય રીતીથી જણાયો છે, તે કોના પ્રતાપથી, તે આપ જાણુતા તો હશોજ છતાં શંકા નિવાર્ણાર્થે મારે જણાવવું જોઇએ કે મહર્ષિ સ્વામી શ્રી દયાનંદજીના જીવન ચરિત્રથી અને સત્યાર્થ પ્રકાશ જેવા સત્ય દર્શક નિષ્પક્ષપાતી ઉત્તમ ગ્રંથોના અધ્યયનથી તેમજ તેજ મહર્ષિ સ્થાપીત આર્ય સમાજો ના શુદ્ધ ઉપદેશોથીજ જાણુવા પામીછું. જેનો કેટલોક લાભ ? ઉત્સુક આર્ય બંધુઓની જાણુને સારૂ અત્રે પ્રસંગાનુસાર દર્શાવવા અભિલાષા રાખુછું.

## ॥ મૂર્ત્તિ, પ્રમાણ ॥

(૧) જેવી રીતે સમુદ્ર લોટામાં બન્ધ ન થઇ શકે અને જો બન્ધ થઇ જાય તો તે સમુદ્ર નહિ: એજ પ્રમાણે કોઇ સર્વવ્યાપક એક જગાએ નહિ રોકી શકાય અને જો રોકી શકાય તો તે સર્વવ્યાપક નહિ. પરમાત્મા સર્વવ્યાપક છે એટલા માટે તે મૂર્તિમાન્ નથી.

(૨) હરેક દેહયા શરીરને માટે આવશ્યક (જરૂરી) છે કે તે લંબાઈ, પહોળાઇ અને ઊંચાઇ રાખતું હોય અને તેના દેશ તથા કાળની પણુ આવશ્કતા છે એ કારણુથી કોઈ શરીર અનાદિ નથી પરંતુ પરમાત્મા હમેશાં દેશ, કાળથી અલગ છે.

(૩) મૂર્ત્તિ, પ્રતિમા, ચિત્ર અને ફોટો શરીરના પ્રતિબિમ્બ કે છાયા વિના નહિ હોઇ શકે માટે જેનું શરીર નહિ તેની પ્રતિમા અગર ફોટો કોઇ બુદ્ધિમાન્ કદાપિ માની શકે નહિ અને બનાવી શકે નહિ. એટલા માટે નિરાકાર પરમાત્માની મૂર્તિ કોઇ પ્રકારે થતી નથી.

(૪) શ્રીકૃષ્ણચન્દ્રજી, શ્રીરામચંદ્રજી, હનુમાન, ભૈરવ, દેવી, દુર્ગા, શિવ, બ્રહ્મા, વિષ્ણુ, જગન્નાથ, બદ્રીનારાયણ અને કાલી ઇત્યાદિ મહાત્માઓની મૂર્તિઓ ઘણું કરીને સૌ મંદિરોમાં દેખા દેછે પરન્તુ પરમાત્મા પરબ્રહ્મની મૂર્ત્તિ કોઇ મંદિરમાં નથી જેથી સ્વતઃ સિદ્ધ છે.

(૫) ઉપર લખેલા મહાત્માઓને સૌ મનુષ્ય જાણે છે કે એ માંથી દરેકે કોઇ એક સમયમાં જન્મ લીધો થોડા વખત સુધી રહી સંસારી વ્યવહારો કરતા રહ્યા અને પછી સમય આવતાં શરીર છોડી ગયા અને તે શરીરો હમણાં નથી. તેમના ઉત્તમ ઉત્તમ ઉપદેશો પ્રમાણે ચાલવાથી અને તેમનાં યોગ્ય કર્મોનુકૂલ પોતાનાં કર્મ કરવાથી આપણે થોડો ઘણો લાભ મેળવી શકીએ તથાપિ અનિત્ય શરીરની પ્રતિમાઓ પાસે ધૂપ, દીપ નૈવેદ્ય ધરવાથી અને તેમની સામે માથું નમાવવાથી જ્ઞાનની પ્રાપ્તિ થતી નથી,

(૬) આજ સુધી કોઇ પ્રાણીએ પરમાત્મા પરબ્રહ્મને ચર્મચક્ષુ અગર બીજી ઇન્દ્રિયોથી જોયા નથી અને જેને જોયા નથી તેની મૂર્ત્તિ બનાવવી તે કેટલી બધી અજ્ઞાનતાછે.

(૭) જે વસ્તુ શરીરધારી છે તે હરહમેશ ઘટતી વધતી રહેછે, એક સ્થિતિમાં રહી શકતી નથી. પરમાત્મા નિરન્તર એકરસ અને અચળ છે એટલા માટે તેની મૂર્ત્તિ નથી.

( १६ ) કઇંક મોહથી મોહી પડયા, કઇંક વહેમથી ગાંહી;
કંઇક દેખા દેખી પડયા, અણુ સગજથી આંહી.

---

(૮) શરીરનો ધર્મ ( સ્વભાવ ) છે કે રોગ, વિપદ્, ભય, ક્ષય વૃદ્ધિ, વિકાર, સુકાવું, ગળાવું અને સડવું એમાંથી કોઇને, કોઇને, વશ રહેછે એટલા માટે શરીરનું નામ ક્ષણભંગુર કહ્યુંછે. પરમાત્મા એ વિકારોથી રહિત છે,

(૯) ઘણું કરી અમારા મૂર્તિપૂજક ભાઇ એ ઉત્તર આપ્યા કરેછે કે મૂર્તિપૂજા પરમાત્માના ધ્યાનની પ્રથમ સીઢી છે અમે જ્ઞાન પ્રાપ્તિ બાદ તેને છોડી દઇશું. આ તેમનું કહેવું યોગ્ય નથી; કેમકે એક તો એ કે આજ સુધીમાં કદી સાંભળવામાં આવ્યું નથી કે કોઇ મૂર્તિપૂજકે મરણ સમય સુધીમાં પણ મૂર્તિપૂજા છોડી હોય બલ્કે સેંકડો તો મરતી વખતે પણ ગળામાં લટકાવીને મરેછે. બીજું સીઢીનું પ્રયોજન ઇષ્ટસ્થાન (મોક્ષસ્થાન) પર પહોંચવાનું અર્થાત્ જ્ઞાનની પ્રાપ્તિનું હવે વિચાર કરવા જોઇએ કે જ્ઞાનની પ્રાપ્તિને માટે કઇ સીઢી હોઇ શકે. વેદાધ્યયન ( વેદનું ભણવું ) કે મૂર્તિપૂજા ? એ તો સર્વ લોક જાણે અને માને છે તથા સર્વ સત્શાસ્ત્રોનો પણ એજ સિદ્ધાન્ત છે કે વિદ્યાજ જ્ઞાનનું સાધન છે; મૂર્તિપૂજા નથી,

(૧૦) કોઇ ભાઇ એમ પણ કહ્યા કરેછે કે ચંચળ મન મૂર્તિ વિના સ્થિર રહી શકતું નથી માટે અમે મૂર્તિ સામે રાખી પરમાત્માનું ધ્યાન કરીએ છીએ. હવે જોવું જોઇએ કે એ તેમનું કહેવું કયાં સુધી ઠીક છે. અમે પોતે મૂર્તિપૂજાના સમયમાં સેંકડોવાર મનની પરીક્ષા કરી પરંતુ કદી પણ તેને શાન્ત ન જોયું. જેમ કે, કૃષ્ણજીની મૂર્તિપર ધ્યાન જતું હતું કે તુરત ભાગવતનો દશમસ્કંધ યાદ આવતો હતો અને આંખ, કાન, નાક ઇત્યાદિપર ધ્યાન જવા-

આ મન વિશેષ ગભરાતું અને ગરૂડ, શેષનાગ તથા ક્ષીર સમુદ્રની કથાઓપર ધ્યાન જવાથી મન તેથી પણ વિશેષ ડગમગતું હતું; ન શ્રીરામચંદ્રજીની મૂર્તિથી ચેન થતું અને ન શિવલિંગ કે જળાધારીથી શાન્તિ પ્રાપ્ત થતી હતી. પ્રિય ભાઇઓ! કર્તવ્યમાં આવી જાઓ પછી કહેવું પ્રમાણિક છે. બધી રીતે કરતાં જોવામાં આવ્યું છે કે મૂર્તિપૂજાથી મનની શાન્તિ કદી નથી થઇ શકતી. વિદ્યા વિના અવિદ્યાનો નાશ થવો એ અસત્ય છે. વિદ્યા વિનાના મનનો વેગ બહુજ મોટો છે તે કોઇ મૂર્તિમાન પદાર્થોથી રોકી શકાતો નથી. જો મૂર્તિમાન પદાર્થદ્વારા મનની સ્થિરતા થઇ શકે તો પછી ઉપાસના આદિ ઉપદેશોનું પ્રયોજન નહિ રહે મનુષ્ય રાત્રિ દિવસ ધન, સ્ત્રી અને પુત્રાદિમાં સ્વભાવથીજ મન લગાડ્યું રાખે છે એ બધા પદાર્થ મૂર્તિમાનજ છે છતાં મનુષ્યનું મન સ્થિર નથી થતું એટલા માટે મનુષ્યનું મન જ્યારે સ્થિર થશે ત્યારે નિરાકાર દ્વારાજ થશે-મનનો વેગ રોકવાને એક મહાન્ સર્વવ્યાપક જ્યોતિર્મય પરમાત્માજ એવા છે કે તેના વેગને બીજી તરફ જવાથી રોકી દે એટલા માટે જગત્પિતા, પરમાત્મા, નિરાકાર, જ્ઞાનસ્વરૂપ ઓરૂમ્કારનુંજ ધ્યાન કરવું સર્વ મનુષ્યો ને પરમ યોગ્ય છે.



 જીવો કહે ન જીવાને, તું મને કાંઇ દે;
અખો ભગત એમ કહે કે, તારી એક ફુટી કે બે.

## મૂર્તિ મહિમા, છંદ ભુજંગી.

કેસે અમૂર્તકી મૂર્તિ બનાકં, સર્વ દેશીકો એક દેશી ઠરાયં,
આવાહન કરે તો. કહાંસે બુલાયં, વિસર્જન કરે તો કહાકો પઠાયં,
આસન સિંહાસન કિસીકો લગાયં, નિરાધારકો કિસકે આશ્રય બિઠાયં,
અપ્રાણીકો પ્રાણ પ્રતિષ્ટા કરાયં, જડ વસ્તુકો કેસે ચૈતન બનાયં,
પાદ્યાર્ધ આચમન કિસકો કરાયં, સદા શુદ્ધ નિર્મળમે કિસકો નિલાયં,
ધૂપઓર પુષ્પ ગન્ધ કયોકર સુંઘાયં, નિર્લેપ કો લેપ કેસેલગાયં,
જ્યોતિકો દિપક જ્યોતિ દિખાયં, સૂરજકો જુગનકા ચાન્દ બતાયં,
નૈવેદ્યકે પીછે શુદ્ધજલ ચઢાયં, ક્ષુધાકો હટાકર તૃષાકો બુઝાયં,
પાન ઓર સુપારી ઇલાયચી મીલાયં, યેકયા ઉનેક હોઠેકી રંગત બઢાયં,
ધનધામ જીસ્કાહે સર્વસ્વજીસ્કા, દેકર ટકા દક્ષણા બદલાચાહે,
પ્રદક્ષીણામે જીસ્કા નહીં અંતપાયં, ફિરેગિર્દ ઉસ્કે કેવલ ચક્ર ખાયં,
જાગ્રત સ્વપ્ન સુષુપ્તિ સેન્યારા, કિસીકો સુલાયં કિસીકો જગાયં,
અજન્માકોનીજા આજ જન્મા બતાયં, અમીચન્દ કયો ઉનકેધોખે લગાયં.

**न तस्य प्रतिमा अस्ति यस्य नाम महद्यशः।**
**हिरण्य गर्भ इत्येष मामाहिंसीदित्येषा यस्मान्नजात**
**इत्येषः ॥ यजु० अ० ३२ मं० ३ ॥**

અર્થ—જે પરમેશ્વર માતાદિના સંયોગથી કદાપિ ઉત્પન્ન થયો નથી, થતો નથી અને થવાનો નથી તે કદિ પણ શરીર ધારણ કરીને બાળક, યુવાન કે વૃદ્ધ થતો નથી. તેની પ્રતિમા એટલે મૂર્તિ, છબી, પ્રાતબિંબ અને તેને મળતું કાંઇ છેજ નહિ કારણ કે તે મૂર્તિરહિત, અનન્ત, સીમારહિત તથા સર્વવ્યાપક છે. જે તેજસ્વી સૂર્યાદિની ઉત્પત્તિનું કારણ છે—કર્તા છે.

## પરમાત્માની પેટન્ટ પ્રાર્થના,

# गायत्री मंत्रः ॥

## ओ३म्—यजु० ४० मं. १७

भूर्भुवः स्वः—तत्सवितुर्वरेण्यम्भर्गोदेवस्यधीमहि ।
धियोयो नः प्रचोदयात् ॥ यजु० अ० ३६ मं० ३ ॥

આ શબ્દો ખાસ બ્રાહ્મણ વર્ગ માટેજ બોલવાને ઇશ્વરી હજુરમાંથી નિર્માણ થયેલા છે, અને જો તેને કોઇ અન્યપંથી મનુષ્ય સાંભળે તો તેનું, સત્વ ફગી થઇ જાય છે, આવું ઘણા અજ્ઞાન સમજુઓનુ માનવું છે, વળી તેનો અર્થતો થઇ શકતોજ નથી આવું ઘણી જગોએ કેવળ સુત્ર ધારણ, અભણ બ્રાહ્મણો પાસેથી સાંભળવામાં આવે છે, આ કેવું અજ્ઞાન અને પોતાની માતૃભાષાનું વિસ્મૃણ કરવાથી વહેમજાળમાં ગોથાં ખાતા પોતાની અમુલ્ય જીંદગી વૃથા ગુમાવે છે, મહર્ષિ સ્વામી શ્રી દયાનંદ સરસ્વતીએ આપણા સુભાગ્યે. સનાતન વેદધર્મનો પુનરોદ્ધાર કરી આપણને અજ્ઞાનતા રૂપી અંધકારમાંથી બચાવી લઇ મહાન પરોપકારી કાર્યોની વિજય પતાકા આર્યાવર્તમાં ફરકાવી પોતાનુ નામ અમર કરી ગયા છે—અજ્ઞાનતા રૂપી અંધકારને દુર કરી જે ખરૂ શુદ્ધજ્ઞાન આપે છે તેજગુરૂ થવાને યોગ્ય છે, પરમાત્માની પ્રાર્થના કરવાનો અધીકાર સર્વે પ્રાણી માત્રને છે અને તે ગમે તે રીતે ગમે તે ભાષામાં કરી શકવા હક ધરાવે છે,

(૨૦) भयादस्याग्निस्तपति भयात्तपति सूर्यः।
भयादिन्द्रश्च वायुश्च मृत्युर्धावति पञ्चमः॥

---

તેનું કંઇ ઇશ્વરી બંધન યા ફરમાન નથી ગાયત્રી મહામંત્ર એ વેદમાં આર્ય પ્રજા માટે એક અમુલ્ય રત્નરૂપ શિરોમણી છે, તેની પુજા ધ્યાન અને ઉપાસના દરેક જણુને સેવન કરવા યોગ્ય અને અભય પદની પ્રાપ્તી કરાવનાર એક સર્વોત્તમ તારક મંત્ર છે. બંધુઓ? આ મંત્રને શબ્દ માત્રથી આખી જીંદગી લગી અર્થ સમજ્યા વગર બોલવામાં આવે તો તેથી કંઇ કાર્ય સિદ્ધિ થતી નથી, પરંતુ વિધી સપ્રમાણુ, તેની ક્રિયા કરવાથી કલ્પ વૃક્ષ સમાન ફળ દાતા છે, તેના દરેક સ્વર યોગાભ્યાસના નિયમાનુસાર પુરક, કુંભક અને રેચકથી લેવા જોઇએ અને તેને અંગે દરેક વૃત્તિઓ એકાગ્ર થવા માટે મુદ્રાઓ સાધ્ય કરવી અવશ્ય જરૂરની છે, સહસ્ર જાપ બોલવા માત્રથી કરવા કરતાં માત્ર પાંચ જાપ યોગ વિધીથી હમેશાં કરવામાં આવેતો તેનુફળ અગાધ છે, જડ અજ્ઞાંન અને અચેતન પદાર્થોનુ સેવન કરવા કરતાં, આ મહામંત્રની—પુજા ધ્યાન ઉપાસના દર્શન અને સેવન કરવામાં દરેક આર્યોનું ખરૂં કર્તવ્ય છે સ્થળ સંકોચને લીધે આ વિષે વધુબિના હવે પછીના, મારા પ્રગટ થતાગ્રંથમાં સવિસ્તર દર્શાવીશ, એક દરબારશ્રી તરફથી મને પુછેલા પ્રશ્નના પ્રત્યુત્તરમાં ૐકાર અને ગાયત્રી મંત્ર શુ છે તેનો ખુલાસો હુંઆજે સ્વદેશ પ્રેમી આર્ય બંધુઓની દ્રષ્ટી સામે પ્રગટ કરૂછું,



ઇશ્વરને મન અવનીમાં, સમાન છે સૌ કોઇ; 
મણું જન્મનીરાય રંક, તણી રીત એક જોઇ.

---

**રાગ. નિશાળની બીજી ત્રીજીનો ચોપાઇ ત્રિતાળી.**

ॐ અકાર ઉકાર મકાર, તીનો માત્રોકા એક ઓરૂમ કાર,
પરમેશ્વરકા ઉત્તમનામ, જાનતેહે ઇસે ખારી આમ;
અર્થ બિચાર કરે જો આપ, કયોં ન કટ જાયે ઉનકે તાપ.
"**भू**" હે પ્રાણોકા ભી પ્રાણ, "**भु**" સબ દુખ છુડાવનહાર,
"**स्व**" હે આપ સદા સુખ રૂપ, ધર્મિયોં કો કરે મુક્ત સ્વરૂપ;
"**तत्**" ઉસ ઇશ્વરસેહમ લોગ, ભક્તિ ભાવસે કરે સંયોગ.
"**सवितुर**" જગકા સરજનહાર, રવિ શશિહે જીસ્કા ચમકાર,
"**वरेण्यं**" ગૃહણ કરનેકે લાયક, "**भर्ग**" શુદ્ધ પવિત્ર સાયક;
"**देवस्य**" જયોતિમય ઓર ગ્યાન, "**धीमहि.**" ઉસકા ધરે હમધ્યાન.
"**धिय**" બુદ્ધિયો કે અવગુણ હરે, **योन.** હમારી સહાયતા કરે,
"**प्रचोदयात्**" કાપ્રેરણા અર્થ, શુભ ગુણોકીદેવે સામર્થ્ય;
પ્રાપ્તિ કરે હમ ધર્મ ઓર અર્થ, બીતન જાવે જન્મ વ્યર્થ.
તનમન ધનસે કરે ઉપકાર, ગાયત્રીકા અર્થ બિચાર;
મગીચન્દ સંધ્યા કરદોકાલ, સત્ય ધર્મ કે નિયમ પાલ.

**अ**, બ્રહ્મા, **उ**, વિષ્નુ, **म**, મહેશ્વર, જે રજ, સત્વ, તમ, એ ત્રિગુણાત્મક માયાથી આજગતમાં સ્વયં પોતાની અગાધ શકિતવડે. ઉત્પતિ, સ્થાતિ અનેલય અનાદિ કાળથી ચલાવ્યા કરેછે, એવાજે જગતનિયંતા સત ચિત આનંદ સ્વરૂપ પરમ કૃપાળુ પરમાત્મા, સર્વ જગતના જીવન આધાર પ્રાણથી પણ અધિક પ્રિય, સર્વ દુઃખોથી રહિત, જેના સંગથી જીવાત્મા સર્વે દુઃખોથી મુક્ત થાયછે, જે નાના વિધે જગતમાં વ્યાપક થઇને સર્વેને ધારણ કરેછે, જે સર્વજગતને ઉત્પન્ન કરનાર તથા ઐશ્વર્ય દાતાછે, જે સર્વ સુખોને આપવા વાળો, તેમજ

 અક્કલ ઉત્તેજન વિના, બહુ નિર્માલ;
હાલ જુઓ આ હિંદના, કારીગર કંગાલ.

જેની પ્રાપ્તિની કામના, સર્વે કોઇ કરેછે, એવાજે પરમાત્મા સ્વિકારવા યોગ્ય, અતી શ્રેષ્ટ શુધ્ધ સ્વરૂપ તથા પવિત્ર કરવા વાળા ચૈતન્ય બ્રહ્મ સ્વરૂપછે, એવા પરમાત્માના સ્વરૂપને હમે સર્વે લોકો ધારણ કરીયે, એવા પ્રયોજનથીકે જગદીશ્વર જે સવિતા દેવ, પરમાત્મા હમારી બુધ્ધિઓને પ્રેરણા કરે, અર્થાત બુરા કામોથી છોડવી સારા ઉત્તમ કાર્યોમાં પ્રવર્ત કરે હે પરમેશ્વર! નિરંજન નિર્વિકાર! સર્વાન્તર્યામીન! હે સર્વાધાર જગત્પતે! સકલ જગદુત્પાદક! હે અનાદે! વિશ્વંભર! સર્વવ્યાપીન! હે કરૂણા મૃત વારિધે? હે ભગવંત? સર્વે સમર્થોના સમર્થ? સચ્ચિદાનન્દાનન્ત સ્વરૂપ, નિત્ય સુદ્ધ, નિત્ય બુદ્ધ, નિત્ય મુક્ત સ્વભાવવાળા, કૃપાસાગર, સત્ય ન્યાય કરવા વાળા જન્મ મરણાદી ક્લેશ રહીત, આકાર રહીત, સર્વેના ઘટઘટના જાણવા વાળા, સર્વેના ધર્તા, પિતા, ઉત્પાદક, અનાદિથી વિશ્વનુ પોષણ કરવા વાળા, સકળ ઐશ્વર્ય યુક્ત, શુદ્ધ સ્વરૂપ તથા જે પ્રાપ્તીની કામના કરવા યોગ્યછે, એ પરમાત્મા જે શુદ્ધ ચૈતન્ય સ્વરૂપછે, તેને હમે સર્વે ધારણ કરીએ, એવા પ્રયોજનથી કે. તે પરમાત્મા હમારા આત્માઓનો તથા બુદ્ધિઓનો અન્તર્યામી સ્વરૂપ હમોને દુષ્ટાચાર અધર્મ યુક્ત માર્ગોથી છોડાવી, શ્રેષ્ટાચાર અને સત્ય માર્ગે ચલાવે, તેને છોડીને બીજી કોઇ વસ્તુનું ધ્યાન હમે લોકો કરીયે નહી, કેમકે તેની કોઇ તુલ્ય અને અધિક છેજ નહી, તેજ હમારો પિતા, રાજા, ન્યાયાધીશ, તથા સર્વે સુખોનો આપવા વાળો કૃપાવંત જગત નિયંતાછે,

**सोऽयमात्माऽध्यक्षरमोङ्कारोऽधिमात्रं पादामात्रा मात्राश्चपादा अकार उकारो मकार इति॥ (माण्डूक्योपनिषद)**

अ, उ, म्, એ ત્રણ અક્ષરોનો સમુદાય **ओ३म्** છે. એ પરમેશ્વરનું મુખ્ય નામ છે. એને પ્રણવ પણ કહે છે. **प्रकर्षेण नयतेऽनेन ।** અર્થાત્ પ્રકૃષ્ટતાથી જેની દ્વારા જગદીશ્વરને મેળવે છે તે આ **ओ३म्** છે.

### ધ્રુપદ—ચોતાલ.

પ્રથમ મણી ૐકાર, દેવમણી મહાદેવ,
જ્ઞાનમણી નારદ, વેદમણી બ્રહ્મા—પ્રથમ,
વિદ્યામણી સરસ્વતી, નદીમણી ગંગા,
સાજમે મૃદંગ મણી, નિરતમણી રંભા—પ્રથમ,
ગીતકો સંગીત મણી, સંગીત કે સુર મણી,
સુરકો અક્ષર મણી, માન તાલ લગદા—પ્રથમ,
કહે બૈજુ બાબરા સુનો, ગોપાળ નાયક,
દીનમણી સૂર્ય ઓર, રેનમણી ચંદા—પ્રથમ,

વેદાદિ શાસ્ત્રોના પઠન પાઠન અને સમસ્ત શુભ કાર્યોમાં **ओ३म्**નું પ્રથમ ઉચ્ચારણ છે. એના ધ્યાનથી યોગી પુરૂષો સદ્દગતિ મેળવે છે. સમસ્ત ઋષિ મુનિઓ અને ધર્મના નેતાઓએ એનેજ આરાધવા યોગ્ય માન્યો છે. ઐહિક અને પારલૌકિક બધાં સુખોનું ભવન (સ્થાન) એજ છે. સંપૂર્ણ સિદ્ધિઓનું મૂળ છે. એના મહિમાનું વર્ણન કોણ કરી શકે છે? મહાત્મા મનુજી કહે છે કે **अकारंचाप्यु कारंच मकारञ्च प्रजापतिः । वेदत्रयान्निर्दुहद भूर्भुवः स्वरितीतिच ॥** પ્રજાપતિએ ऋग्, यजु, साम એ ત્રણ વેદોથી अ, उ, म् એ ત્રણ અક્ષર કહાડી **ओ३म्** નો ઉપદેશ કર્યો છે. મહર્ષિ સ્વામી દયાનન્દસરસ્વતીજી મહારાજે એનું પરમ મહત્વ બતાવ્યું છે. જુઓ! ગ્રં૦ સત્યાર્થ પ્રકાશ-ફી ૩ ૧॥દોઢ,

 સત સંગત ફળ આધગી, અંત લગીછે શ્રેષ્ટ;
ભીલ મટી વાલ્મીક બન્યો, સત સંગે રૂષિ જેષ્ટ.

---

## લાવણી—ત્રીતાળ.

ઓરૂમ નામ નિજસાર મંત્ર, તિસકો વિસરાના નહી ચાહીયે;
ઓરૂમ નામકો છોડ, ઓર ગુણકો ગાના નહી ચાહીયે.
ઓર રૂઠે તો રૂઠે, ભલા એક ભગવત રૂઠા નહી ચાહીયે;
ગૌબ્રાહ્મણ સાધુ સંત, સતગુરૂકો સતાના નહી ચાહીયે.
દુર્જન કાલા નાગ, ગોદીમે ખીલાના નહી ચાહીયે;
અપને પૈરકે તલા, ડંખ વિછુએકા દબાના નહી ચાહીયે.
પાસ શસ્ત્ર નહોતો, સિંહ સોતેકો જગાના નહી ચાહીયે;
વર્ષા રૂતુમે મુફ્ત કિસીકા, મકાન ગિરાના નહી ચાહીયે.
દિલકી બાતે ખોલ, ભેદ ત્રિયાકો બતાના નહી ચાહીયે;
ગંગા યમુના છોડ, નદી નાળાકા ન્હાના નહી ચાહીયે.
અલ્પ કામકે હેતુ, મિત્ર સોતેકો જગાના નહી ચાહીયે;
લાખ અમીરી હો, પણ અપની જાત છિપાના નહી ચાહીયે.
ઘરમે હોવે નારી, માલ વેશ્યાકો ખિલાના નહી ચાહીયે;
કહેતેહે"તિગુન ગિરિ" હરિકા યશ વિસરાના નહી ચાહીયે.

**યથાર્થ તાત્પર્ય**—આ આર્યવર્ત ભારત ભુમીમાં, **શર્મા**—બ્રાહ્મણ **વર્મા**—ક્ષત્રી, **ગુપ્ત**—વૈશ્ય અને દાસ એટલે શુદ્ર એ ચારે વર્ણમાં રત્ન રૂપ મનુષ્ય જન્મ પામ્યા છતાં, જે સનાતન વેદ ધર્મનું, ગાયત્રી મહામંત્રનું અને ઓરૂમકારરૂપી. સતચિત. આનંદ સ્વરૂપ પરમાત્માનું. ધ્યાન. ઉપાસના, સેવન, અને દર્શન સત્યપ્રેમથી પ્રીતી પુર્વક આદર-સત્કાર નથી કરતો, તે એક સ્વધર્મ દેશ દ્રોહી નાસ્તિક બની, પોતાના પુજ્ય પિતારૂપ મુગટ મણી શિરછત્રને પાદ પ્રહાર કરનાર અધમ યોનીને પ્રાપ્ત થતાં, હમેશને માટે આ જગતમાં નિંધા પાત્ર થાયછે,

# અમુલ્ય રત્ન ૐ કાર પવિત્ર પ્રણવ.

મનોવાંચ્છિત મોક્ષ દાતા, અક્ષય અને અવિનાશી આ ઉત્તમ મહામંત્રથી કોઇ પણ હિન ભાગીજ આર્ય મહાશય અજ્ઞાન હશે, પુજા, ધ્યાન ઉપાસના અને સેવન કરવા યોગ્ય, રાજ્યભુવન, ગૃહમંદિર અને પ્રાર્થના સ્થાનના એક શૃંગાર રૂપ, સત્ય પ્રેમી, સર્વાન્તર્યામી, પરમાત્માનુ અચળ નામ હમેશાં જ્ઞાનાનંદથી હૃદય મંદિરમાં અવલોકન કરવા સારૂ લાંબો વખત ટકી રહે તે સારૂ એક મખમલના ઉંચા કપડા ઉપર રંગબેરંગી ઉનના ભરત કામથી તદન દેશી બનાવટથી હસ્તકૃતકારી ગીરીથી ચારે બાજુ ફુલવેલની સુંદર કીનાર મુકી તૈયાર કરવામાં આવે છે, જે દરેક વર્ગનાં ગૃહસ્થ અને શોખીન સ્ત્રી પુરૂષોને અવશ્ય રાખવા લાયક એક ઉમદા કામનો જોવા લાયક નમુનો છે જેને માટે કદરદાન રાજા મહારાજાઓ તરફથી ઉત્તેજન સાથે ઘણા ઉત્તમ પ્રકારના અભિપ્રાયો મળી ચુકેલા છે, તેમજ જાહેર વર્તમાન પત્રકારોએ પોતાના ઉચ્ચમતો પત્રમાં પ્રકાશીત કીધેલા છે—જેમાંના કેટલાક આ પુસ્તકમાં પ્રગટ કીધેલા છે તે ઉપર સુજ્ઞ વાંચકો પોતાનુ ધ્યાન જરૂર આપશો, અને આશા રાખુ છું કે મારા—સ્વદેશ પ્રેમી સુજ્ઞ બંધુઓ ? અને બ્હેનો ? તેનું એક એક નંગ પોતાની શક્તિ અનુસાર ખરીદ કરવા ફરમાશ કરી બનતુ ઉત્તેજન અને આશ્રય આપી એક સ્વદેશ હિતાર્થના પરમાર્થીક કાર્યમાં ઉત્તેજક થશો, તો પરમ કૃપાળુ પરમાત્મા તમારા ઉત્તમકાર્યનો શ્રેષ્ટ બદલો આપી તમારી શુભ વાંચ્છનાઓ અવશ્ય પૂર્ણ કરશેજ—

( ૨૬ ) જે જેનો જાણુક હશે, તે તેની બુજ જોય;
હીરાની કીમત કરે, ઝવેરીજન જે હોય.

આ પ્રણુવનો સર્વે આર્ય મહાશયો એક સરખી રીતે લાભ લઇ શકે એવા હેતુથી તેની નીચે પ્રમાણે કીમતની વ્યવસ્થા રાખી છે. જે તેની બનાવટ-મહેનત-અને ખર્ચના પ્રમાણમાં જોનારને વાજબીજ જણાશે, ખાસ આશ્રયદાતા—રાજા મહારાજા, અને અમીર ગૃહસ્થો માટેજ ઉદાર સખી સજ્જન સમજી બનાવવામાં આવતો.

નં. ૧ રૂ. ૧૦) દસ અને તે ઉપરાંત સુજ્ઞ જ્ઞાતાઓના મુબારકનામ પ્રત્યે લીધેલા પરિશ્રમની યોગ્ય કદર કરતાં એક અભળા ઉત્તેજન તરીકેનો ઉદાર આશ્રય, એજ કીંમત.

નં. ૨ રૂ. ૫) પાંચ ખાસ ફરમાશ કરવાથીજ નામ ઠામ સાથે વિજય દાતા વીસોયાપંદરો યંત્ર મુકીને બનાવી આપવામાં આવશે-ઇચ્છા રાખનાર ગૃહસ્થોએ-પોતાનો પુરો પત્તો લખી જણાવવો

નં. ૩ રૂ. ૧ાા) દોઢ, સર્વે સાધારણ વર્ગના મનુષ્યો ખરીદી શકે તેવો સાદો પણ ઘણો શોભાયમાન અને મનરંજન છે,

**સુચના**—અન્ય ધર્મના મહાશયો, યુરોપીયન, પારસી અને મોહોમેદન, ગૃહસ્થો માટે ખાસ તેમનીજ ભાષામાં પરમાત્માનુ પવિત્ર નામ પુર્ણ પ્રકાશીત કરવામાં આવશે, જેથી તેમને પણ આ ઉમદાકામનો ઉપયોગી લાભ લેવા સગવડતા ભરેલો સમય મળી આવશે અને તેથી આ કામ જોયા બાદ આ હુન્નર શીખવાની મરજી હશે તો તેનાં જોઇતાં સાધનો વ્યાજબી કીમતથી પુરાં પાડવામાં આવશે નં. ૨ નો પ્રણુવ ખરીદનારને ત્રીકાળ દર્શી આયનો તેની પુરી માહીતીની ચોપડી સાથે ભેટ તરીકે આપવામાં આવશે,

અમદાવાદ—નવતાડ. } આર્યભાનુ-કાશી-શરમા-
સ્ત્રિ સંગીત હારમોનીયમ શિક્ષક.

## ખુશખબર અને હૈવી પ્રબળ,

ખાસ અમારા આશ્રય દાતા, સ્વદેશ પ્રેમી આર્યબંધુઓ માટે, આજે આ લઘુ પુસ્તક આપની સેવામાં રજુથતાં આ મારીસાથેનું પ્રથમ પીછાન થવામાં વિવિધ વિચારો દર્શનીક થવા પામતા હશે, પરંતુ તેનો આપ આન્તર દ્વારા વિશ્રાન્તિથી સ્મૃતિમાં લાવવા સ્હેજ પરિશ્રમ લેશોતો વગર વિલંબે મને જાણીશકશો, છતાં પણ જો શંકા નિવૃત નહી થતી હોયતો તસ્દી સાથે "જાદુઈ અક્ષર" ઉપર દ્રષ્ટી નાંખવાથી તુરત આપણી શંકા સમાધાનનો નીકાલ આવી જશે,

આપના ઘણા લાંબા વખતનાં ઉત્તેજનો અને આશ્રયો માટે અમે, આભારી છીયે અને આશાછેકે આવખત પણ તેવીજ રીતે પરમકૃપાળુ પરમાત્માની પૂર્ણ કૃપાથી અને તેની નિમળ ન્યાઈ દ્રષ્ટીથી તમે આજના વર્તમાન સમયે પણજો આ સાંસારીક ચાલતા પ્રવાહમાં ભાગ્યવંતી સુખી દશાને પ્રાપ્તથઇ જગ રચના અવલોકવામાં તેમજ યસસ્વિપણાની કીર્તિ મેળવવા હયાતીથી હસ્તીમાં હશોતો જરૂર એકવાર મને ફરમાશી પત્ર પાઠવી મારા એક લીધેલા ઉત્તમ યત્નને સફળ કરી બનતું ઉત્તેજન આપવા ઉત્સુકથશો, આ વર્ત્તમાન કાળમાં હિંદપર પડતાં અનેક આપત્તિ રૂપી વાદળોથી મહાન દુરદશા થઇ રહીછે જે જોતાં કોના રહૃયમાં શોક ચિન્તા અને ભય ઉત્પન્ન થયા વિના રહેશે, આયુષ્ય અલ્પછે, દેહ ક્ષણભંગુરછે, નાશવંતછે, અને ખરૂ જોતાં ચાર દીવસનીજઆ જીંદગાનીછે માટે સત્ય પુરૂષાર્થ અને સદવિદ્યાનુ મહણુ કરવું દરેક મનુષ્ય માત્રનુ શુભ કર્તવ્યછે, ભાવી દશાની ખબર નથી કંઈક વિરપુરૂષો ચાલ્યા ગયાછે, જાયછે અને જશેજ, આ ઉપર મરહુમ સાક્ષર કવી ડાહ્યાભાઇએ રચેલું પદ ઘણું બોધનીય હોવાથી અત્રે દાખલ કીધું છે.

 ગરદોકી મરદી રહે, સખીગોકી ખેરાત;
ઇસ દુનિયાસે જો ગયે, ખાલી ઉનકે હાથ.

## ઉદયભાણુ-ગાયન ૨૮ રાગકાફી.

મન ગાયાના કરનારારે, જરી જોને તપાસી તારી કાયા;
પુછી જોને તુ પંડીત પુરાણુારે, કોઇના અમર લેખ લખાયા; મન.
કાચીછે કાયા માટીની માયા માટીના ખેલ બનાયા,
શાણાતો સમજી અલગ થયા, બાળક બિચારા લપટાયારે. જરી જોને.
હાથીની પાંખો ગઇછે પીંખાઇ, જેને મૂછપર લીંબુ ઠરાયા;
કાળના કોવાડાથી કોણુ બચ્યુંછે, ભલે રંક હોયને ભલે રાયારે. જરી જોને.
સંધ્યાના જેવા રંગ સોનેરી, વંધ્યાને લાડ લડાયા;
જોબનને તન ધન તેવાં સમજવાં પાણીમાંના પડછાયારે. જરીજોને.

## છંદ—ભુજંગી વૃત, ઇશ્વરી સ્તવન,

નમઃ હોં નમઃ હોં નમઃ પ્રાણુદાતા, નમઃ હોં નમઃ હોં નમઃ પ્રિયતાતા;
તૂ આકાશ સબહર સ્થાનમે વ્યાપક, સૃષ્ટિકારચાતા તુહીહે વિધાતા.
અકાયમહે તુ કાયા તેરી નહીહે, નિરાકારહેતુ નહીં જન્મ પાતા;
અતિ સૂક્ષ્મસેભી હે સૂક્ષ્મતૂ હે પરમાણુઓકે ભી અન્તર સમાતા.
તૂહે નાડી નસકે બંધનસે બાહિર, સદા મુક્ત ઓર એક રસતૂ કહાતા;
તૂ શુદ્ધ ઓર નિર્મળ તૂહે જ્ઞાનસાગર, અવિદ્યાકા નાશકતૂ વિદ્યા બઢાતા.
નહી પાપકા લેશ તુજમેં જરાભી, ન્યાયકારી હેતૂ ન્યાયક જનાતા;
સર્વવિત સર્વજ્ઞ. સબકા દ્રષ્ટા, સર્વ સાક્ષી મનકે અંદર રમાતા.
બ્રહ્માંડકા એક સ્વામી તૂહીહે, સર્વેશ સબકો નિયમમેં ચલાતા;
અકારણુહે તૂ, આદિ તેરા નહી, નિરાધાર તૂ સબમેં શક્તિ બસાતા.
સૃષ્ટિ કે આરમ્ભમેં વેદ દ્વારા. પરમસુખ મોક્ષકા રસ્તા દિખાતા;
નહીંપાર પાસકતે તેરી દયાકા, અભાગીહે વહજન તુજકો ભુલાતા.

સ્વધર્માભિલાષિ આર્ય મહાશયો ! એકવાર અમુલ્ય રત્ન રૂપી ૐકાર પ્રભુવને તમે ખરીદવા ભુલતા નહીં. જે–ધર્મ અર્થ–કામ–અને મોક્ષ એ ચારે પદાર્થોની પ્રાપ્તી કર્તાછે. લી. આર્યભાનુ–કાશી–શરમા.

## તીન સસલેકા કેટલા કાન? કીં. રૂ. ૨) બે.

દેખો તો ૭ અને ગણો તો ત્રણ, આ એક વિચીત્ર ખેલ જોવાલાયક હોવાથી એમબ્રોયડરીમશીનથી એક રૂમાલ (ટુવાલ) કલોથ ઉપર સુંદર વેલ પત્તાની કીનાર ચારે બાજુ મુકી વચ્ચે આ રમુજી ચીત્ર રંગબેરંગી ઉનનાજ કાગથી ભરવામાં આવ્યું છે જે દરેક જણને જોવા લાયક તેમજ પાસે રાખવા લાયક હોવાથી અમારા માનવંતા કદરદાન **શોખીન** ગ્રાહકોની સેવામાં મુકવાને ખાસ તૈયાર કીધું છે.

## પ્રત્યક્ષ પ્રયોગ જાતે કરી જુવો? કંઇ ખરચ નથી.

એક કાચનો અથવા પીતળનો ગ્લાસ શેર સવા શેર પાણી સમાય તેટલો લઇ તેમાં કીનાર સુધી પાણી ભરો, અને સપાટ એક ટેબલઅથવા પેટી ઉપર સાફ આખો કાગળ મુકીને તે ઉપર પેલો ગ્લાસ મુકો હવે ટેબલ અથવા ગ્લાસને બીલકુલ નહી અડતાં માત્ર એક છેડે કાગળને પકડીને ખેંચીલ્યો ? પણ યાદ રાખજો કે ગ્લાસમાંનુ પાણી બહાર પડે નહી તેમ તેની જગોથી દુર ખસે નહી અને માત્ર કાગળજ ખેંચાઇ આવે, આ કામ સહેલાઇથી આપ બનાવી શકશો.

નરમાદાનુ જોડુ—એકજ આનો મોકલવાથી પરીક્ષા માટે મફત.

વાહ ? આ જોડું કેવું સંપી અને સુખી છે. કોઇ પણ રીતે તેને જુદા પાડી સખત કેદ કરી બંદીવાન બનાવો. બેને જુદા રાખવા ગમે તેમ યત્ન કરો, પણ તે તમારા કબજામાં નહી રહેતાં બંને જોડ પાછી ભેગી થયા વિના રહેનાર નથી કારણ કે તેઓ એક બીજાપર ખરા સ્નેહનો અને સત્ય પ્રેમનો પુરો હક ધરાવે છે.

 જન્મીને આ જગતમાં, જો શોધો કંઇ સાર,
તો ધરજો ધીમે રહી, ધર્મ ઢાલ તરવાર.

---

**ગજલ.**—સુનોતમ યાર પરદેશી બચન કૈસે નિભાવોગે, એ રાહ.

પરસ્પર તુમ બનો રક્ષક, યહ ઉત્તમ મત હમારા હે;
ખુલ્લે શબ્દો યહ વેદો મેં, ઇશ્વરને પુકારા હે.
દનોમત ગૌમાતા કો, પદાર્થ દેને વાલા હે,
જરા કુછ ગૌરસે દેખો, યહ ભારતકા સહારા હે;
હમે જો દૂધ મીઠા હે, તુમ્હે કયા મખન ખારા હે.
તાઆસ્સુબકા કુલ્હાડા, હાથસે પૈર અપને મારા હે,
મુસલમાન કયા ઇસાઇ કયા, યહુદી કયા નસારા હે;
યથાર્થ જ્ઞાન જો જાને, વહી ઇશ્વરકા પ્યારા હે.
કહી અનજીલ કુરાંહે, કહી પુરાન અઠારા હે,
પરસપર એકકા એક દૂષી, ઇસીકા વિઘ્ન સારા હે;
સનાતન વેદકા માર્ગ, ઉસે સબને બિસારા હે.
પ્રેમકા કોષ હે ઉસમેં, યહ સ્વામીને નિહારા હે,
થીઉસકે ભાષ્ય મેં ગડબડ, દયાનન્દને સુધારા હે;
પક્ષકો છોડકર દેખો, વહી સુખકા કિનારા હે.
ભલાઇ સબકી હે ઉસમેં, પ્રભુ પદકા નિઝારા હે,
સુનોયામત સુનો યારો, ધર્મકા સચ્ચાનકારા હે;
અહણુ કિયા વેદકા માર્ગ અહિંસા ધર્મ ધારા હે.
યહી માર્ગ હે મત ભૂલો, ન કાલા હે ન ગોરા હે,
મિલો સબ જીવ આપસમેં, મથન સમજો તો સારા હે;
નહી ફીર દુઃખહી હમકો, નવલસિંહ" યહ બિચારા હે.

આર્ય સંગીત પુષ્પાવળી.

જાદુ જાદુ (મેજીક) તસેસગાત–એટલે મનુષ્યશક્તિ ઉપરાંત દેવતાઇ સિદ્ધિ અથવા મંત્ર (વિચારશક્તિ) સામર્થ્ય વડે કોઇપણ અદભુત ચમત્કારી કાર્ય કરી બતાવવું તેનું નામ જાદુ છે અને કોઇએ કંઇપણ આવું કાર્ય કીધું કે તુરત જોનારના મનમાં ઉપરનો ભાવ વ્યાપ્ત થાય છે, હમણા હું જે પ્રયોગો પ્રસિદ્ધીમાં મુકુછું તે મંત્ર સામર્થ્ય વડે એટલે શબ્દ માત્રથી થયા છે કે કેમ ? અથવા તે જો શબ્દ માત્રથીજ થતા ન હોય તો જાદુના ખેલો એવું નામ આપવામાં આવત નહી આ ઉપરથી એમજ સિદ્ધ થાય છે કે, કોઇપણ ક્રિયા કેમ થાય છે, અથવા કેમ થવાની તેની જ્યારે આપણને બીલકુલ ખબર પડતી નથી તથા આપણો વિચાર તર્ક અને બુદ્ધિ તે કાર્ય કરવા (નહીજાણવાથી) હીંમત ધરાવી શક્તિ નથી ત્યારે આપણને મુગેમોઢે જાદુ વિદ્યાને ખરી કીધા વગર છુટકો નથી એની ખાત્રી જ્યારે આપ આ પુસ્તકમાં આપેલા ખેલોનું અવલોકન કરશો ત્યારે તુરત જણાઇ આવશે, પુસ્તકો વાંચવાથી, જોવાથી, અને સાંભળવાથી તેમજ વાતો કરવાથી આ વિદ્યાનુ જ્ઞાન કદી પણ મેળવી શકાતું નથી, એવો મારો પોતાનો જાતી અનુભવ છે. વળી આ વિદ્યા જાણવા વાળા હમેશાં પોતાનું દરેક કાર્ય ગુપ્ત રાખે છે, જેથી શીખનારના મનનો શોખ પૈસાની ખુવારી કીધા વગર પુરો થતો નથી, એવું ધારી મારા આર્ય બંધુઓને અલ્પમુલ્યે આવો કીમતી લાભ આપવા મેં પ્રયાસ લીધો છે, તેને અવશ્ય ધ્યાનમાં લેશો. આ વિદ્યા એટલુ મહત્વ અને પ્રબળ શક્તિ ધરાવેછે કે તેનો કંઇ પારજ નથી અને તેજ કારણથી તેનું કંઇપણ જ્ઞાન રાજાથી તે રંક સુધી દરેક મનુષ્યને મેળવવું અવશ્ય જરૂરનું ઉપયોગી છે, તેની ખાત્રી જ્યારે આપ આ એક આર્ય બાળા સ્ત્રીના અલ્પ કામની પરીક્ષા કરી જાશો તો તુરતજ નજરે જણાઇ આવશે.

 ઘણી મુશીબતથી મળે, તેની કીમત પૂર;
મૂલ્યવાન મોતી જુઓ, પાકે દરિએ દૂર.

---

## પ્રોફેસર એચ-બી-શરમાકૃત-મેજીકબોકસ નંબર વન-૧

## જાદુના પચીસ ખેલોની પેટી. કી. રૂ. ૨૫)

તદન જુદી જાતના અજાયેબ ચમત્કારો બતાવનારા મીત્ર મંડળ, બેઠક, મીજલસ, મેળાવડા, તેમજ નાટકમાં સ્ટેજપર કરી શકાય, તેવા ગરીબ ગૃહસ્થ,અમીર, અમલદાર, રાજા મહારાજા, વીગેરેને શીખવા તેમજ જાણવા લાયકના તૈયાર કરી અલ્પમુલ્યે અમુલ્ય, વિદ્યા ચતુર જનોના હિતાર્થેજ બહાર પાડયા છે માટે શોખીન અને કદરદાન ગૃહસ્થો અને બાનુઓ એક વાર મંગાવી અવશ્ય ખાત્રી કરશો. ખેલ ૧ આગીઓ વૈતાળ ૨ મેજીકગ્લાસ ૩ ચીનાઇ રોશનાઇ ગુલાબજળનો વરસાદ ૪ હુકમી હથોડી, ૫ ગેબી ગુરંજ, ૬ મેજીક ડબી ૭ મેજીકસ્ટીક, ૮ ફોટોગ્રાફીક પ્લેટ, ૯ બહુરૂપી કાર્ડ, ૧૦ જ્યોતીષી કાર્ડ, ૧૧ ટ્રાવેલીંગબોલ, ૧૨ મેજીકપીકચર બુક, ૧૩ શાહી પાણીના હુકમી ગ્લાસ, ૧૪ સજીવન ડબો, ૧૫ વિલક્ષણ બોર્ડ, ૧૬ તલેસમાતીક રૂપીયા, ૧૭ હુકમી પીશાચ, ૧૮ જાદુઇ ફાનસ, ૧૯ વિચીત્ર કરંડીઓ, ૨૦ ભેદ ભરેલો ચમચો, ૨૧ ધી ઇન્ડીયન મેજીક બોલ, ૨૨ વીંટી લાકડીનો મેજીક મેળાપ, ૨૩ હવાઇ ચકલી, ૨૪ કર્ણપીશાતંત્ર ૨૫ મેજીકપ્લેટ ભુસાનાંપુસ્તો અને મંડળીને છેલ્લીભેટ, પ્રથમ પૈસા મોકલ્યા વગર કોઇને પણ ખેલો અને તેનો સામાન આપવામાં આવશે નહી પોષ્ટ કરતાં રેલવે માર્ગે સામાન મંગાવનારને વધુ સુગમ પડશે—ખરીદેલો કોઇ પણ ખેલ જોયા બાદ પાછો લેવામાં આવશે નહી આ પેટી ખરીદનારને નંબર બીજાનો પવિત્ર પ્રણવ ભેટમળશે.

અમદાવાદ—આર્યબાનુ-કાશી-શરમા.

## જાદુના દસ ખેલોની પેટી નં ૨ કી. રૂપીયા પાંચ.

૧. આકર્ષણી નળી—સામા માણસની આંગળી નળી દ્વારા પકડાઈ જવી.
૨. અપૂર્વ જળસ્થંભન—પાણી ભરેલો કાચનો ગ્લાસ ઉંધો રાખવો.
૩. સજીવન દોરી—ચાર સેરો દોરો કરી વચ્ચેથી કાપી આખો કરવો.
૪. ભાનુમતી તંત્ર—પાનુ ચોઠી રૂપીયો ગુમ કરવો તથા પાછો લાવવો.
૫. મેજીકટેબલકાર્ડ—સામા માણસની ધારેલી સંખ્યા કહી આપવી.
૬. વિચીત્ર પાસા—પાસાના દાણા ઉપર નીચે બદલાઇ જવા.
૭. હુકમી ગોળો—દોરા ઉપર ગોળાનુ હુકમ પ્રમાણે ઉતરવું.
૮. અજાયેબ ગળણી—પીધેલુ દુધ પાછુ બહાર કાઢી બતાવવું.
૯. રૂમાલનુ અંતરીક્ષ ગમન—રૂમાલને હાથમાંથી હવામાં ગુમ કરવો.
૧૦ સાત ટુકડાનો ચોરસ—આ ટુકડાઓને સમચોરસમાં ગોઠવવા,

ખેલો ના પસંદ થયાની ખાત્રી કરી આપનારને ડબલ પૈસા પાછા, જેમનાથી એકદમ ભારે રકમ ખરચાય તેમ નથી તેમજ ખેલો ખોટા હોવાની અને નહી આવડવાની જેમને અણપતીજ છે તેમની એક ખાત્રીને સારૂ તથા જાદુ વિદ્યાની એક મહાન ચમત્કારીક અને અજાયેબી પમાડનારી અદભુત શક્તિનો પ્રચાર આર્ય પ્રજામાં ફેલાવી વહેમી વિચારોનો વિનાશ કરવાના ઉત્તમ હેતુથી ઘણી જુજ કીમતમાં ખેલોના કમ્પલીટ સામાન સાથે આ પેટી પ્રસિદ્ધમાં મુકી છે.—માટે—શોખીન સજ્જનો અને બુદ્ધિવાન બાનુઓ ? તેને એકવાર મંગાવી અવશ્ય ખાત્રી કરશો અને તેથી તમોને ખરો અનુભવ જણાય તો પછી આગળ આ મહાન વિદ્યાને ગૃહણ કરવા અવશ્ય યત્ન કરજો. જેથી તમો થોડા વખતમાં અને જુજ ખરચમાં તેના કીમતી લાભ મેળવવા ભાગ્યવાન થશો, આ પેટી ખરીદ કરનારને નંબર ત્રીજાનો પવિત્ર પ્રણવ ભેટ મળશે, માટે વહેલો તેજ પહેલો.

અમદાવાદ—આર્યભાનુ—કાશી શરમા.

## ગણિત વિદ્યાનો ગુપ્ત પ્રયોગ.

ખાસ વિદ્વાન, વિરો, તેમજ બુદ્ધીવાન બાનુઓ માટે ફી. રૂ. ૧)

મહાશય ! જ્યારે આપ વ્યવહારીક ઉપાધીમાંથી મુક્ત થઇ વિચાર ભુવનમાં વિશ્રામ લેતાં જ્ઞાના સાગરમાં મગ્ન હો, ત્યારે આપ આ પ્રયોગની પરીક્ષા લેવાને આપનું જ્ઞાના બળ જ્ઞાતા હશો તો જરૂર અજમાવી અનુભવ લઇ ખાત્રી કરશો, વિચાર ભુવનમાં કોઇ પણ ભાષાનુ પુસ્તક તો હશેજ અને તેમાં પાંચથી પાંચસો સુધીનાં પૃષ્ટ એટલે પાનાં પણ હશે તથા તેમાં લીટીયો અને શબ્દ પણ પુષ્કળ આવેલા હશે. ત્યારે તે પુસ્તકમાંથી તમારી ધ્યાનમાં આવે તે પૃષ્ટ ધારજો અને તે પૃષ્ટમાંથી દસની અંદરમાંજ કોઇ પણ લીટી ધારજો તથા તે લીટીમાંનો શબ્દ પણ અમુક કેટલામો છે તે યાદ રાખજો હવે તે પ્રમાણે પુસ્તકનું પાનુ લીટી અને શબ્દ તમારા મનમાં નકી કીધા પછી કંઇક સેવા બજાવવા,નીચે પ્રમાણે તસ્દી લેશો. સાહેબ આપનું જે પૃષ્ટ ધારેલું હોય તેને ૧૦ ગુણો અને તેમાં ૨૦ ઉમેરી તેમાં તમારી લીટી ઉમેરો તથા તેમાં બીજા ૫ જાદુ વિધાના મહાન ચમત્કારના નામની યાદગીરીમાટે વધારો અને તે આવેલી સંખ્યાને પાછા ૧૦ ગુણો અને તેમાં તમારો ધારેલો શબ્દ પણ જે દશની અંદરમાજ છે. તે ઉમેરો અને પછી કુલ સંખ્યા કેટલી થઇ છે તે પુસ્તકના નામ સાથે જવાબ માટે ટીકીટ મોકલી લખી જણાવજો જેથી તમારૂં ધારેલું પૃષ્ટ લીટી અને શબ્દ કયો છે તે જણાવીશ—આ પ્રયોગ રૂતુપર્ણ રાજા પાસેથી નળ રાજાએ અશ્વ વિધા શીખવી લીધો હતો.

## વીસમી સદીનો વિચીત્ર વિજય.

નવીન નવાઇ—" H. B. S. " અદ્ભુત ચમત્કાર

## ત્રિકાળ દર્શી આયનો કી. રૂ ૨ બે

માનસિકયોગ, મેસમેરીજમ, હાજરાયત અને સમાધિ વિધાના અજાયેબ, ચમત્કારોની પ્રત્યક્ષ ખુબી, મૃતક પિત્રુઓનું દેખવું, તથા તે સાથે વાતચિત, પ્રેતનગરી યમપુરી આદીર્શન, દુર દેશના સમાચાર, અને તેના તાજુબી ભરેલા દેખાવો, માનસિક રોગો દુર કરવાના સહેલા ઉપાય, દ્રષ્ટી આકર્ષણ અને ત્રાટક મુદ્રા સાધ્ય કરવાથી થતા અમુલ્ય અને કીમતી વસ્તુઓ તથા બિનાઓ જાણવાના લાભ માત્ર બે રૂપીયાની નજીવી કીમતમાં મેળવવાને નહી ભુલતાં તથા બીજા–ભ્રમ અને વહેમ જાળમાં નહી ફસાતાં સત્ય વિધાનુ અવશ્ય ગૃહણ કરો, જુઓ અને ખાત્રી કરો, આ આયનામાં દરેક માણસો ઘણી સહેલાથી જોઇ શકેછે, અને તેથી પણ, વધુ ઝડપે. બાળક અને બાનુઓ સ્થિર ચિત્ત અને એકાગ્રવૃત્તિ વાળી હોવાથી જોવા શક્તિ ધરાવેછે, આયનાને સંભાળથી સાચવી રાખવાથી ઘણા વખત લગી દરેક જણને ઉપયોગી થઇ. લાખનું કામ કોડીમાં કરેછે, જોવાની વિગતની ખુલાસાવાર કૃતી બુક આયના સાથેજ મળશે, બીજા નંબરનો પવિત્ર પ્રણવ ખરીદ કરનાર મહાશયોને એક પ્રયોગ પ્રખ્યાતીના હિતાર્થે માત્ર ભેટ તરીકે મફત આપવામાં આવશે. પોસ્ટેજ પેકીંગ ખર્ચના છ આના વધારે પડશે.

અમદાવાદ.—આર્યભાનુ. કાશી. શરમા.

## તાત્કાળીક તાંત્રીક પ્રયોગ.

કોઇ પણ આનંદીત અવસરે ત્રણ+ચાર મોજી મીત્રો અથવા પાંચ+સાત બાહોશ બાનુઓ એકઠાં મળવાનો પ્રસંગ પામો—તે વખતે આ પ્રયોગની પરીક્ષા કરવાને ભુલતાં નહી. રમવાનાં બાવન પાનાનો એક ગંજીફો લ્યો તથા એક પૈસો, વીંટી, અને કુચી એ ત્રણ ચીજો લઇ એક ટેબલપર રાખો, બાદ અમુક ત્રણ નંબરો કાયમ કરી નંબર વનને ૧ નંબર ટુ ને ૨ નંબર થ્રીને ૩ પાંના આપો અને તેમને દરેકને એક એક ચીજ છુપાવવાને કહો પછી—બાકીનાં ૪૬ પાંના રહેલામાંથી મારા નીચેના સવાલ પ્રમાણે પાનાં ઉઠાવી લ્યો ? જેણે પૈસો લીધો હોય તેણે પોતાની પાસે જેટલાં પાનાં હોય તેટલાંજ પાનાં તેમાંથી લ્યો, જેણે વીંટી લીધી હોય તેણે પોતાની પાસે જેટલાં પાનાં હોય તેથી ડબલ એટલે બમણાં લ્યો અને જેણે કુંચી લીધી હોય તેણે પોતાની પાસે જેટલાં પાનાં હોય તેથી ચાર ગણાં પાનાં લ્યો, બાકી કેટલાં પાનાં વધે છે તેની સંખ્યા સાથે ત્રણ નંબરોનાં નામ જવાબ માટેની ટીકીટ સાથે મને આપ તરફી લઇ જણાવશો તો ત્રણે ચીજોના છુપાવનાર શોખીનોને બતાવી આપીશ, અને તેજો આપને ખરૂ જણાયતોજ પછીથી આ મહાન વિધાને ગૃહણ કરવાને તથા તર્ક, વિચાર અને બુદ્ધિજ્ઞાન વધારી સુખ સંપત્તિ અને યશ મેળવવાને ખરો યત્ન કરજો, આ પ્રયોગ રૂબરૂ મળ્યા સિવાય શીખવી શકાય તેવો નથી. કીમત રૂપીઆ ૫ પાંચ

ઊંદરને ઉધમ ફળ્યો, દીધો સર્પે ડંશ.

## આનન્દા નન્દના નન્દ છપ્પય.

સૂર ઉદિત તબ કહા, દઈ ચકવા નહી ભાગે;
દીપ કિયો તબ કહા, નેન ખદ્યોત ન લાગે.
ચંદ કૌમુદી કહા, દર્શ દેખ્યો ન ચકોરા;
કમલ પ્રફુલિત કહા, બાસ લોભિત નહિ ભોંરા,
ઘન ગાજ ગાજ વરષ્યો કહા, ચાહન પુરત ચાતકી;
પરબીન પ્રેમ જાનંત યોં, પ્યાસ ન બુઝત બાતકી.



ગોંડળ મહારાજા શ્રી ભગવંતસિહજી સાહેબ બહાદુર.
સાયલા દરબાર શ્રી વખતસિંહજી સાહેબ બહાદુર.
કટોસણ દરબાર શ્રી તખ્તસિંહજી કરણુસિંહજી સા૦

એમનાપર વિજય આશિષ સાથે નંબર ૧ નો પ્રણવ પાંચ સાત-દિવસના પરિશ્રમથી તૈયાર કરી ઉત્તેજનીય ઉમંગી ઉત્સાહથી પારસલ પોષ્ટથી મોકલવામાં આવેલ પરંતુ પાંચે દહાડે માલીક લેતા નથી એવા શેરા થઇ પાછાં આવ્યાથી—વચમાં કંઇ વિઘ્ન નડવાનું કારણ સમજી દ્વીતીયવાર પુન; પોષ્ટ પારસલ કરવા છતાં પણ તે પૂર્વદશાને પામ્યાં, મારી અબળા જાતીથી વધુ પુરૂષાર્થ કંઈ નહી બની શકવાથી છેવટનો ઇલાજ સંતોષાનંદમાની મારા વિચાર ભુવનમાં તેમને જોવા સારૂ ટાંગી મુકી શોભામાં વધારો કીધો પરંતુ જો એક વખત આ પ્રણવો દ્રષ્ટીગોચર થવા પામ્યા હોત તો કંઇપણ કુદરતિ વિચાર રહ્ય મંદિરમાં ઉત્તમ પ્રકારથી થાત પરંતુ અફસોસ કે આ

 હંસ ગયે સારસ ગયે ભયે કાગ શિયાળ;
આશિષ દેતાં સિંહને, વિપ્ર થયો તુર્તકાળ.

પ્રણુવો હજુરશ્રીની મુલાકાત નહી પામતાં અનાદરી આવકારથી વીલે મુઢે પોતાનો રંગ નિસ્તેજ બનેલો દર્શાવે છે—જે કામ જાત મહેનત લઇ પરિશ્રમથી ઘણા ઉમંગે તૈયાર કીધુ હોય, તેનો એકદમ નાશ કરવામાં કોનું રદય કઠોરતા કરશે, આ વિચારથી તેને જેમને તેમ કાયમ રાખી—દૈવી કૃપાથી કોઈ દીન ફળવાન વૃક્ષજ ફળ આપશે એમ ગાની—જોનારાઓની સમજુતીનુ સમાધાન કરૂ છું.

## સવૈયા.

પાનીકે જંતુ કહા પહિચાનત, ગીષ્મકે તપકી ગીરદીકી;
કેસરકી કરિહેં કહ કિંમત, હેન પરખજહાં હરદીકી,
કાયરકો ન કછુ પરિહેકલ, સૂરનકો સુધિ હે મરદીકી;
બે દરદી ન પ્રબીન લહે કછુ, જાંનહિંગો દરદી દરદીકી.



નાંદોદ મહારાણા શ્રી છત્રસિંહની સાહેબ બહાદૂર;
લુણાવાડા મહારાણા શ્રી વખ્તસિંહજી સાહેબ બહાદુર;
વરસોડા દરબાર શ્રી સુરજ મલજી સાહેબ૦

આ પ્રણુવો નામદાર શ્રીની મુલાકાત લેવા ભાગ્યવાન થયા છતાં કેવા વિચાર અને કુદરતિ કદરથી પાછા વાળવામાં આવ્યા હશે, ઓંમકાર પવિત્ર પદની પિછાન નહી થઇ હોય અગર પોતાનુ—પ્રખ્યાત માનવંતુ મુબારક નામ પ્રીય નહી પડયું હોય યા વિજય દાતા વિસોયંત્ર વિરોધિ બન્યો હશે અથવા—અર્પેલી આશિષ અઘટિત ગણાઈ હસે કિંવા પ્રણવના કુદરતી રંગે જમાનાના—વર્તમાન રંગો સાથે યુદ્ધ મ-

ચાગ્યું હશે-કે જેથી. તે રાજ્યભુવન પામવા હીનભાગ્ય થતાં મારા આશ્રયમાં પાછા-આવવા ફરમાશી થયા, રાજ્યપતિને સલાહકાર આમાત્ય મંડળોએ પણ યોગ્ય સંમતિ નહી સુચવી હોય કે જ્યારે નેક રાજ્યોમાં ત્રણ માર્ગે અનેક રીતે સેંકડો ખર્ચોવ્યય થાય છે તો આ એક જુજ ખર્ચે પરોપકારાદિ ઉત્તેજનાર્થે કાર્યો કરવાથી અક્ષય ખજાનો ખુટી જનાર નથી ઇશ્વરીય ગતિ—બળવાન છે, આ પ્રણુવનો ચાલુ સાલની આખર સુધી, રાહ જોવા છતાં કંઇ ફરમાન નહી મળેતો છેવટે નાઇલાજે તેને ઉખેડી નાંખી—ટાપીગો. તકીયા અગર સલીપરો ભરવાનો ઉદ્યોગ કરી થયેલુ ખર્ચને મહેનતનો થોડો ઘણો બદલો મેળવતાં તેઓ શ્રીનો સદા વીજય ચાહીશ.

## પવિત્ર પ્રણુવનો પાતાળમાં પગ પેસારો.

વાસણા—મહીકાંઠાના દરબાર શ્રી તખ્તસિંહજીને નં ર જાનો પ્રણુવ પારસલ પોષ્ટથી મોકલાવેલો. તે માણુસ મોકલી ખબર મંગાવતાં. પહોચ્યો નથી એમ જણાવી ફરી આઠ દસ પત્ર લખતાં કોઇ વાતનો ચોકસ જવાબ મળતોજ નથી. તેમનો આ જવાબ એક સસલુ સિંહને લઇ જવા જેવો છે. તેમનુ પુરૂષાર્થ પ્રયત્ન જેમ યોગ્ય લાગે તેમ કરી-પોતાની જીંદગીને દીપાવામાં-શ્રેષ્ટ બુદ્ધિનો સદ ઉપયોગ કરે—અસ્તુ.



 મનમરે માયામરે મરમર ગયે શરીર;
આશા તૃષ્ણા નવમરે કહગયે દાસ કબીર.

---

**येषां न विद्या न तपोनदानं ज्ञानंन शीलं न गुणोन धर्मः ३६**
**ते मर्त्य लोके भुवि भारभूता मनुष्य रूपेण मृगाश्चरन्ति ॥**

દેખાનહી કછુસાર જગતમે દેખા નહી કછુસાર—એ રાહ.

તૂકુછ કર ઉપકાર જગતમે, તૂકુછ કર ઉપકાર;
મનુષ્ય જન્મ અમોલક તુજકો, મિલેન વારમ્વાર. ૧
કર્મ ઉપાસના જ્ઞાન કાંડકો. કર્મ અપકર્મ વિચાર;
જગતમેં સુખ દુઃખ પ્રાપ્તહોવે, સબકો પૂર્વ કર્મઅનુસાર. ૨
સુકૃત આપના કરધન સંચય, યહ વસ્તુ હેસાર;
દેશ ઉન્નતિ કર પિતૃસેવા, ગુણીયનકા સત્કાર. ૩
શીલ સંતોષ પરસ્વાર્થ રત, દયા ક્ષમા ઉરધાર;
ભૂખેકો ભોજન પ્યાસેકો પાની, દીજે યથા અધિકાર, ૪
કઠિણ સમયમે હોવેગા સાથી, તેરે શ્રેષ્ટ આચાર;
તો તે ધનકા કરતૂ સંગ્રહ, સુખહો સર્વ પ્રકાર. ૫
હોવે અજ્ઞાની કહે બ્રહ્મરિગ, તિસકો હે ધિક્કાર;
કર્ત્તવ્ય અવશ્યક "અમીચન્દ" જો કહે પટ્ ચાર. ૬

આશાગોડી.

મરદ પણે મરવામાં, શુરાની શોભા મરદ પણે મરવામાં,
ડહાપણ નવ કરવામાં—શુરાની
દેશનું દ્રવ્ય જતું અટકાવા, અરજ ઉરે ધરવામાં, શુરાની,
કનક એ સુખ નકામુ છોડી, ગૌરક્ષણ કરવામાં, શુરાની,
દેશતણી દિનતા અટકે જેમ, ઉપાયો કરો આદરવામાં, શુરાની.
મંછારામ અતિશે રસીલો, વિજય વિજય કરવામાં. શુરાની

## ધી ઇન્ડીયન જાદુગર ભાગ ત્રીજો કીં. રૂ. ૨. બે,

આ પુસ્તમાં જુદાં જુદાં નવ પ્રકરણ લખવામાં આવ્યાં છે. ૧ માહેશ્વરીતંત્ર. ૨ આવરેજ પ્રકાશ. ૩ બગલા મુખીતંત્ર. ૪ પક્ષી શબ્દજ્ઞાન. ૫ ગારૂડી વિદ્યા–ગારૂડી મદારી ભુવા વીગેરેના ૪૦ જાતના ખેલોની રીત અને ખુલાસા આપેલા છે. ૭ અજાયબી અખતરા યાને રમુજી હીકમત. ૭ ક્રોમોપથી યાને રંગથી રોગ મટાડવાની વિદ્યા. ૮ વૈદકકલ્પતરૂ સામાન્ય રોગો માટેના દેશી ઔષધોના ઉપચાર. ૯ કલિયુગાચાર અને તાંત્રીક રહસ્ય એ રીતે નવ પ્રકરણ રોયલ સોળપેજી પુસ્તકના કદમાં ૨૫૦ પૃષ્ટના પાકા પુંઠાના ગ્રંથમાં લખવામાં આવ્યાં છે. તાકીદે મંગાવો પુસ્તક ઘણું સરસ અને જોવા લાયક છે.

જાગતી કળા—કીમત રૂ ૧॥ દોઢ આ ગ્રંથમાં મૃતક મનુષ્યના આત્માને બોલાવવો તથા તે સાથે વાત ચીત કરવી. પોતાના ગરેલા પીતૃઓથી, તથા પત્નીથી વાત ચીત જાણવી પોતાના સંતાનનો હાલ જાણવો મૃતક મા, બાપથી ધન આદિકનો હાલ જાણવા ચાહતા હોતો આ પુસ્તક અવસ્ય મંગાવી મન કામના પુર્ણ કરો તે સિવાય મેસમેરીજમને જાણવાની રીતો, કે જે વડે ભૂત ભવિષ્ય અને વર્તમાન કાળની બીના જાણી શકાય છે, દેશ દેશાન્તરના સમાચાર જાણવા, અશાધ્ય રોગોની ચિકિત્સા કરવી યોગાભ્યાસ કરવો તથા ફ્રીમેશનની ગુપ્ત સભાની જાણવા લાયક બીના પક્ષીશબ્દજ્ઞાન તાંત્રીક ક્રીયાના અજાયેબ ચમત્કારોનું વીવેચન છાયા પુરૂષ સીધ કરવાની વિધી વીગેરે તાત્કાળીક ચમત્કારો પ્રાપ્ત કરવાના અમુલ્ય અને કીમતી વિષયો છે.

# નિરૂદ્યોગી માટે એક ઉમદા તક અને કીમતી સાધન.

સુજ્ઞ બ્હેનો? તમારો ફુરસદનો વખ્ત હમેશાં કેવી રીતે ગુજારોછો? મારા ધારવા પ્રમાણે તમારી જીંદગીનો અમુલ્ય ટાઇમ, ગેરવ્યાજબી ગપાટા મારવામાં, હાસ્યવિનોદી મજાક મશ્કરીમાં માથાફોડનાં નકામાં ટાયલાંથી નીંધા કરવામાં અથવા ભક્તિ ભાવમાં પડયાં હશોતો, સરીતાઓના શીતળ જળથી સ્નાન કરી પવિત્ર બની વૃત્તોત્સવ કરવામાં, દેવ દેવીના દેવળોમાં સુદ્ધચિત્તથી એકાગ્ર બની પુજા ધ્યાનકરવામાં અથવા મહાત્મા અને ગુરૂ મહારાજ તથા આચાર્યોની આસનાવાસનામાં તેમજ પોપલીલાની પૌરાણીક કલ્પીત દંતકથાઓ સાંભળવામાં આનંદ સાથે ગુમાવતાં હશો, પરંતુ પતિભક્તિ પરાયણ થઇ તેમની પુજ્ય સર્વોત્તમ સેવા કરવામાં; વડીલોની માવજત કરવામાં, અવિદ્યા રૂપી અંધકારને મારી હઠાવી સત્યવિદ્યાનુ ગૃહણ કરવામાં તેમજ આળસને દુર કરી કળા કૌશલ્ય અને હુન્નર કારીગીરીના ઉત્તમ ઉદ્યોગોમાં સ્થિર ચિત્તથી તમારો સોનેરી સમય ભાગ્યેજ સદઉપયોગમાં જતો હશે.

પ્રીયબ્હેનો તમો વિચાર કરી જોશોતો આવાજ કારણથી આપણે આધુનીક કાળમાં અધમાવસ્થાએ આવી પહોચ્યાં છીયે અને તેથીજ આપણી ઉપર દુઃખ અને આપત્તિરૂપી અનેક વેદનાઓ ગુજર્યાકરેછે અને તે આપણાજ અજ્ઞાન પણાથી મુગે મોઢે સહન કરી પોતાની આળસાઇના હઠીલા દરદોનો પુરો પસ્તાવો કર્યા કરીએછીયે, આર્યાવર્ત્તમાં પુર્વેની થઇ ગયેલી આર્ય મહીલાઓએ કેવી રીતે ઉદ્યોગી બની પોતાના પતિવ્રત્ય પણાના મહાન સદ્ગુણોથી આઆવનીમાં કિર્તીવંત

નામો અમર કરીગઇછે તેઉપર જરા ધ્યાન આપશોતો સ્હેજમાં જ-ણાઇ આવશે અને તેનુ સાધન પુરી રીતે જાણુવાસારૂ—ધ્રાળ—કાઠીઆવાડ નિવાસી—કેશવજી વિશ્વનાથ ત્રિવેદીએ સતીમંડળ- ભા- ૧—૨ દરેક ભાગની કીમત રૂ ૨) રાખી આર્ય પ્રજાની સેવામાં મુકવાને સ્તુતીપાત્ર પ્રયાસ કરેલો છે, તે વાંચી જોવાથી માલમ પડશે, વળી હાલમાં પણ પાશ્ચિમાત્ય દેશોમાં સ્ત્રી કેળવણીથી કેટલી ઉન્નત્તિ અને ઉત્તમ સ્થિતી આવી ગઇ છે તે આપણે નજરે જોઇએ છીએ ઉદ્યોગ અને યત્ન કરવામાં કાઇ પણ વાતની શરમ નથી એ દેખીતુંજ છે.

## એમ્બ્રોયડરી મશીન—કીમત રૂ ૫) પાંચ

હાલમાં થોડો વખત થયાં એક પ્રખ્યાત કારીગરે ઘણું ઉપયોગી યંત્ર બનાવેલું છે જેના વડે ઘણીજ સારીરીતે ભરવાનુ કામ થઇ શકે છે સાલ, દોસાલા, ટેબલકલોથ, ટોપીયો, તકીયા, સ્લીપરો વીગેરે ઉ-પર સુંદર વેલપત્તાં પાંદડી ફુલ તેમજ મનપસંદ આકૃતિ અને ચિત્રો, મખમલ ઉપર રંગ બેરંગી ઉનથી દરેક માણસ ભરતકામ કરીશકે છે આ મશીનથી બનેલુ કામ આપણા દેશી શોખીનો સિવાય યુરોપીયન ગૃહસ્થો તેમજ બાનુઓ વધુ પસંદ કરેછે આ મશીન દરેક ઉદ્યોગી ગૃહસ્થોએ પોતાના ઘરમાં રાખવું ઘણુ જરૂરનુછે કારણ તેથી પોતાનાં બીબચ્ચાં તેમજ બૈરાઓ જો નવરાસના વખતે આવું કામ કીધા કરેતો ઘણો લાભ અને ફાયદો આપણા દેશી બંધુઓને થયા વગર રહેનહી જ્યારે વિલાયતમાં આવાં યંત્રોદ્વારા અનેક પ્રકારનાં ઉમદા કામો માત્ર સ્ત્રિઓજ તૈયાર કરવામાં રોકાઇ હજારો રૂપીઆ હીંદવાસીઓ પાસેથી

 માલ વિનાની મુલકમાં, ચીજ કંઈ કહેવાય;
જ્યાં જેનો ગ્રાહક નહીં. ત્યાં તે તુચ્છ ગણાય.

પેદા કરે છે ત્યારે આપણામાં એટલો ઉત્સાહ નહી આવે કે આવી ઉપયોગી ચીજો ખરીદી પોતાનાં નિરૂદ્યોગી અને આળસુ થતા બાળકો અને સ્ત્રી પુરૂષો પાસે આવાં સર્વોપયોગી કામ બનાવરાવી દરીદ્રીપણાની ગરીબી અવસ્થામાંથી તથા હજારો રૂપીયાના થતા ખર્ચથી બચે, ખાસ સ્ત્રીઓને આકામ જાણવાથી ઘણુ ઉપયોગી અને લાભકર્તાછે આ કામ જાણવાથી એક સાધારણ કુટુમ્બના માણસોનુ ખરચ નભાવી શકાયછે તેમજ શોખીન બાનુઓને જ્યારે પોતાના ખાનગી ખરચમાં વાપરવા માટેના પૈસાની તંગીઅને અડચણો ભોગવવી પડેછે તોઆવાં કામથી તેનો સારોલાભ મેળવી કરેલા ઉદ્યોગનુ ઉત્તમ ફળમેળવેછે આમશીનની કીમત માત્ર ટપાલ ખર્ચસાથે રૂપીયા ૫ ) પાંચ મોકલવાથી તેની પુરીમાહીતી સાથે મોકલવામાં આવશે. ગરીબ તેમજ મધ્યમ વર્ગની ઉત્સાહી અને ખંતીલી બાનુઓને આ કામ મફત શીખવવામાં આવશે. બહાગામ શીખવાની ઉમેદ રાખનાર બાનુઓએ પત્ર વહેવારથી અગર રૂબરૂ મળી ખુલાશો મેળવવો.

**અમદાવાદ—નવતાડ—આર્યબાનુ–કાશી શરમા.**

**સ્ત્રિસંગિત હારમોનીયમ શિક્ષક.**



## एकब्रह्म गुणंवेद, गृहंवस्वा रव्यसागर
## शरदिकूमघ्य कृतंदेवि, सर्वेकार्येषु सिद्धिदं.

### પ્રત્યક્ષ પંદરો યંત્ર.

| | | |
|---|---|---|
| ૮ | ૩ | ૪ |
| ૧ | ૫ | ૯ |
| ૬ | ૭ | ૨ |

### સીદ્ધ વિસો યંત્ર.

ૢ૪ ૮
૬ ૨
૩ ૯
૭ ૧

મારણુ, મોહન, ઉચ્ચાટન, વશીકરણુ સ્થંભન—આકર્ષણુ અને વિદ્દેશણુ આદિ નવે ક્રિયાઓ તેના યોગ્ય સાધનથી બની શકે છે. એવો તાંત્રીક ગ્રંથોગાં તેનો અપાર મહીમા બતાવેલો છે. ઓંમકાર નં. ૧–૨ જામાં આ યંત્ર મુકવાગાં આવે છે તેમજ ચાંદીના તાવીજ ઉપર બનાવેલા યંત્રોની કીમત રૂ. ૧૧ સવા મોકલવાથી મળી શકશે. મંગાવી જુઓ ! અને ખાત્રી કરો.

સાત આઠ અને દસ ખાનાગાંનો વીસો યંત્ર મળી શકે છે, પરંતુ નવ ખાને વીસનો યંત્ર ક્વચિત્તજ મળે છે અને તેનું માત્મતો વળી ઉસકી પાસ બીસા ઉસકુ ક્યા કરે જગદીસા વર્ણુવેલુ છે. આ યંત્ર પાસે અથવા ગૃહમાં રાખવાથી વશીકરણુ કાર્યસીદ્ધિ, શત્રુપીડા, દ્રવ્યપ્રાપ્તિ પુત્રોત્પતિ અને પ્રેત બાધાપર રામબાણુ સમાન ઇલાજ છે. તાવીજનો રૂ. ૧૧ સવા.

 સમજ્યો તે દીનથી ગણું, અવનીમાં અવતાર;
દીસે મોઢે મૂછ પણુ, વર્ષ થયાં દશ બાર.

# મારા પતિની ઉમર.

એક વખત કોઇ ગૃહસ્થે મારા પતિની ઉમર પુછતાં તેમણે તેને પાંચ સાત વર્ષની જણાવી તેથાતેને ઘણુજ હસવું આંવ્યું અને વિચારમાં પડયો, જેથી તેમણે ઉપરના દુહાથી સમજ પાડી કહ્યું કે. મહાશય? મારીઉમર જોકે ત્રીસ બત્રીસ વરસની થવા આવી છે, પરંતુ ખરૂ જોતાંતો દશબાર વર્ષજ થયાં છે, કારણુ જ્યાં લગી આપણે અ-જ્ઞાનતા રૂપી અંધકારમાં શુન્ય હ્રદયથી કાંઇ પણુ શુદ્ધ વિચાર, ઉત્તમ જ્ઞાન અને સત્ય વિધા ગૃહણુ કરી શકયા નથી ત્યાં લગી તે ઉમર નકામીજ સમજવાનીછે કેમકે હુંપણુ કેટલાંક વરસલગી, ગાડરીયા પ્ર-વાહની માફક બાપદાદાનુ પુછડુ વર્તમાન રૂઢીને પકડવાની ચાલથી સહેજાનંદી સંપ્રદાયમાં પડેલો હોવાથી પરમાત્મા પ્રભુનુ ખરૂ સ્વરૂપ. ગુણુ કર્મ અને સ્વભાવ નહી પારખી શકવાથી અચૈતન્ય અને જડ પદા-ર્થો માટી, પાષાણુ અને ધાતુઓની હાસ્ય જનક સેવાઓ કરવાંમાં વ-ખત ગુમાવ્યો જોષીઓના ગૃહ ગણુપતિ નેરાહુ કેતુ તથા પનોતીઓ નાં પાપ નિવારણુાર્થે જાપ પુજાથી શાન્તિ પમાડવામાં રોકાયો, મૃતક પિતૃઓને ગતી પોંચાડવામાં શ્રાદ્ધ,તર્પણુ,ને ત્રિપીંડી કરવામાં ગુંથાયો ગાહાન સિદ્ધિ મેળવવા હનુમાન, ગરૂડ બગલામુખી ત્રિપુરભૈરવી અને કાળી સાથે છીનમસ્તાની શોધમાં પડયો સુવર્ણુ સિદ્ધિ માટે કળા, કલ્પ અને મુદ્રાઓ બાંધી મારણુ મોહન અને વશિકરણુ વિધા માટે કામરૂ દેશનો કઠણુ પરિશ્રમ માથે ઉઠાવ્યો મુક્તિ અને મોક્ષ મેળવવા મારાથી પણુ અજ્ઞાન મૃતક આધીન મનુષ્યોને મહાત્મા ગુરૂ માની કાન

ફુકાવી પવિત્ર કીધા પરંતુ જ્ઞાનોદયે બધાથી નીરાશ પામ્યો અને છેવટે મેજીક ( જાદુ ) વિદ્યા સબંધીનું મહાન અપૂર્વ જ્ઞાન મેળવવા ભાગ્યવાન થયો અને તેના અલ્પજ્ઞાનથીપણ પરમાત્મા સિવાય અન્ય મનુષ્યોની સામે બુદ્ધિબળથી ચાતુર્ય અને તર્કજ્ઞાનમાં જીત મેળવતો બનવાથી સત્ય અસત્ય જાણી શકતો તેથી અંતે મહર્ષી સ્વામી દયાનન્દજીના નિષ્પક્ષપાતી સત્યોપદેશથી પોપલીલાની પ્રપંચી જાળમાંથી છુટવા પામી સચ્ચિદાનન્દ સ્વરૂપ ૐ ની ઉપાસના કરતાં મારા સ્વદેશ પ્રેમી બંધુઓની સેવા બજાવવા શક્તિવાન થયો ત્યારથીજ મારી અમુલ્ય જીંદગીની ખરી ઉમર માનુંછું, જુઓ જાદુઇ અક્ષર

લી–પ્રકાશક–આર્યભાનુ.

---

 કાકવુ વિરીકવું રને ચાતે રમજે

ઉપરનું વાકય, બરાબર ગોઠવી આપી લખી મોકલનારને ચાર આનાની કીમતનુ કોઇ પણ એક પુસ્તક મફ્ત ભેટ તરીકે મોકલી આપવામાં આવશે, જવાબ સાથે હમેશાં પોષ્ટ ખર્ચની એક આનાની ટીકીડ મોકલી આપવી જોઇએ.

આર્યભાનુ—કાશી—શરમા.



## आर्य समाज प्रवर्त्तक स्वामी दयानन्दर्षि.
## પ્રણિત સમાજના શ્રેષ્ઠ નિયમો.

૧, સર્વ સત્ય વિદ્યા અને જે પદાર્થ વિદ્યાથી જાણવામાં આવે છે તે સર્વનું આદિ મૂળ પરમેશ્વર છે.

૨. ઇશ્વરસચ્ચિદાનંદ સ્વરૂપ, નિરાકાર, સર્વશક્તિમાન્ ન્યાયકારી, દયાળુ, અજન્મા, અનન્ત, નિર્વિકાર, અનાદિ, અનુપમ, સર્વાધાર, સર્વેશ્વર, સર્વવ્યાપક, સર્વાન્તર્યામી, અજર, અમર, અભય, નિત્ય પવિત્ર, અને સૃષ્ટિકર્તા છે; એની ઉપાસના કરવી યોગ્ય છે.

૩. વેદ સત્ય વિદ્યાઓનું પુસ્તક છે. વેદનું ભણવું, ભણાવવું અને સાંભળવું સંભળાવવું એ સર્વ આર્યોનો પરમધર્મ છે.

૪. સત્યનું ગ્રહણ કરવામાં અને અસત્યને છોડવામાં સર્વદા ઉદ્યત રહેવું જોઇએ.

૫. સર્વ કામ ધર્માનુસાર અર્થાત્ સત્ય તથા અસત્યનો વિચાર કરીને કરવાં જોઇએ.

૬. સંસારનો ઉપકાર કરવો એ આ સભા (સમાજ) નો મુખ્ય ઉદ્દેશ્ય છે. અર્થાત્ શારીરિક, આત્મિક અને સામાજીક ઉન્નતિ કરવી.

૭. સર્વ સાથે પ્રીતિપૂર્વક ધર્માનુસાર યથાયોગ્ય વર્તવું જોઇએ.

૮. અવિદ્યાનો નાશ અને વિદ્યાની વૃદ્ધિ કરવી જોઇએ.

૯. પ્રત્યેક જણે પોતાની ઉન્નતિથી સંતુષ્ટ ન રહેવું જોઇએ; પરંતુ સર્વેની ઉન્નતિમાં પોતાની ઉન્નતિ સમજવી જોઇએ.

૧૦. સર્વ મનુષ્યોએ સામાજીક સર્વ હિતકારી નિયમ પાળવામાં પરતંત્ર રહેવું જોઇએ અને પ્રત્યેક હિતકારી નિયમમાં સ્વતંત્ર રહેવું જોઇએ.

## વાંચીને મનન કરવા યોગ્ય ઉત્તમ ગ્રંથો?

ગ્રહણ મહાત્મ, વૈદિક લગ્ન ઉમર, પુનર્લગ્ન નિર્ણય, વેદ શું છે. પુરાણની ઉત્પત્તિ, આન્હિક સંધ્યા, આર્ય કર્તવ્ય પત્ર, પ્રણવ વાખ્યા, મુર્તી પ્રકાશ, આર્ય પ્રશ્નાવળી, શ્રાદ્ધની આવશ્યકતા, ગુરૂમંત્ર વાખ્યા, બ્રહ્મચર્ય વિ. બાળલગ્ન, બ્રહ્મજ્ઞાનોપદેશ, પં. ગંગા પ્રસાદનુવાખ્યાન, આર્ય ભજનાવળી. શતપ્રશ્નોત્તરાવળી, ચિત્રપુરના ચમત્કાર સત્યનારાયણ સંગિત કથા અને શ્રીગીત્ર ઉપરનાં વીસ પુસ્તકો માત્ર પોષ્ટેજ ખર્ચ સાથે એક રૂપીયાથી મોકલવામાં આવશે, અમુલ્ય વખત આળસમાં વ્યર્થ નહી ગુમાવતાં આવો કીમતી લાભ મેળવવા તાકીદે ફરમાશ કરો ? ભારતોન્નત્તિ. ०)= આર્ય સંવત. ०)= સ્વર્ગમાં મહાસભા. ०)= સ્વર્ગમાં સબજેકેટ કમિટી. ०)= સામાજીક પ્રોત્સાહ રૂ. ०।) થાયોસોફીતંત્ર રૂ. ०।) સ્વામી દયાનંદ સરસ્વતીનુ વાંચવા લાયક જીવન ચરિત્ર રૂ. ०॥) સ્વામીશ્રીના ગુરૂજી વિરજાનંદજીનુ બોધદાયક જીવન ચરિત્ર રૂ. ०॥) આર્ય સંગિત પુષ્પાવળી રૂ. ०॥= પ્રબોધા એક ઉત્તમ નૉવેલ રૂ. ૧) ગુજરાતી સત્યાર્થ પ્રકાશ રૂ. ૧॥ રૂગ્વેદાદિ ભાષ્યભૂમીકા રૂ. ૧॥ આ પુસ્તકો. મુંબાઇ અને અમદાવાદની આર્ય સમાજ સભામાંથી અથવા નીચેને સરનામે મળશે.

**હર્ષદતરંગ માસિક** વર્ષ એકનો ટપાલ ખર્ચ સાથે રૂ. ૧॥ સાક્ષર કવિ હર્ષદરાય સુન્દરલાલ મુનશીની કસાયેલી કલમથી આ માસિક ઉતમ લેખોથી પ્રસિદ્ધ થાય છે નમુનાની નકલ બે આનાથી મળશે.

**સુન્દરી સુબોધ માસીક**—પ્રકાશક બન્ધુ સમાજ. લવાજમ વાર્ષીક ટપાલ ખર્ચ સાથે રૂ० ૧।) સવા આમાસિકના તમામ

 જરજમીનને જોરૂ એ, લડાઇના ત્રણુ મુળ;
મેળવવા તે મુષ્યમાં, કરે નાશ મહા કુળ.

લેખો સ્ત્રિ ઉન્નત્તિનાજ ઘણુા ભાગે સ્ત્રી લેખકોનાજ હાથના લખાતા હોવાથી સદગુણી બાનુઓનેતો અવશ્ય ખરીદવા લાયક છે વળી તે સાથે તેના ખરચના પ્રમાણમાં લવાજમ પણ ઘણું જુજ રાખેલું છે નમુનાની નકલ બેઆના મોકલવાથી મળી શકશે.

અમદાવાદ. આર્યબાનુ—કાશી—શરમા

## બુદ્ધિવાનનો ઇન્સાફ.

આ દુનિયામાં પૈસાદાર તેમજ જાગીરદાર હોય છે તેજ બુદ્ધિ વાન ગણાય છે અને તેજ ન્યાયાસનનો મહાન હોદ્દો ભોગવે છે, તો સુજ્ઞ વાંચક ગૃહસ્થો ! મારી એક સ્હેજ તસ્દી નજીવા ચુકાદા માટે છે, તો જરૂર તે ઉપર આપનુ ધ્યાન આપશો, અમારા પિતા પુરૂષાર્થી નંદનાં અમે સાત બાળકો છીયે તેમાં છ ભાઇઓની વચ્ચે હું આશાબાઇ નામે બ્હેન ઘણી વહાલી અને માનીતિ પુત્રિછું, હમારા પિતાની છેક વૃધ્ધાવસ્થા થવા આવેલી હતી. તેમની મુખ્ય મીલ્કતમાં માત્ર એક સવાસો સમ ચોરસ એકરનું ખેતરજ માત્ર હતું પણ આ ખેતર અને તેની જમીન કસદાર હોવાથી તે એટલીતો ફીમતી હતી કે તેમાં દર વરસે લાખો રૂપીયાની પેદાસ ઉત્પન્ન થતી હોવાથી તેને કાચા સુવર્ણની જમીનની ઉપમા આપી શકીશું; આ જમીનની પાછળથી તકરાર થાય નહી માટે અમારા પિતાએ ભાગોની વહેંચણી પોતાના હાથેજ કરતાં જવામાં એક ઉત્તમ કર્ત્તવ્યતા વાપરી હતી, કેટલાક અજ્ઞાન અને અણુસમજના મનુષ્યો પોતાની માલીકી પેદાસની વ્યવસ્થા કોઇ રીતે નહી કરી શકવાથી છેવટે આખરે તેમાં કુસંપ કલેશ દ્વેષ.ઇર્ષા અને વેર

ઉત્પન્ન થવા પામે છે. અમારો પિતા ઘણો સમજુ અને વિચારવંત હોવાથી પોતાના મરણની છેલ્લી ઘડીએ અમોને સાતે જણને પાસે બોલાવી કહ્યું કે? મારાં વ્હાલાં બાળકો તમો સત્ય નીતિથી આ અસાર સંસારનો ચાલતો એક એક સ્વપ્નવત વહેવાર સારી રીતે પસાર કરજો, તથા પરમાત્મા તરફથી તમને ભવિષ્યમાં જે સુખ પ્રાપ્ત થયું છે તેનો સદા સદઉપયોગ કરી પરોપકાર અને પરમાર્થીક કાર્યોમાં હમેશાં ઉત્સુક રહેજો અને આપણા ઉપેગી અખુટ ખજાના રૂપ સુવર્ણમય સમચોરસ ખેતરને. તમો સાતે જણ વહેંચી લેજો તેની વહેચણી મારા હાથે સાત ભાગોમાં કરતો જાઉછું અને તેના ચોકસ ભાગના નમુના મારેના તૈયાર કીધેલા ટુકડાઓ આપણી તલેસમાતીક ટ્રન્કમાં બંધ કીધેલા છે તેને ઉઘાડવાની કુંચી આપણી માનીતી બ્હેન આશાબાઈના હસ્તક સોંપુછું માટે તેજ પ્રમાણે તમારા ભાગો વહેચી લેવા બીન તકરારથી મારા છેલ્લા વચનને માન આપજો એમ કહેતાં તેમનો પવિત્ર આત્મા ચાલ્યો ગયો. જ્યારે અમારા પિતાના મૃત્યુને બાર દીવસ થઇ ગયા ત્યારે અમે અમારા ભાગો પાડવાના વહેચણના નમુના તપાસવા માટે સાતે રૂબરૂ મળી ટ્રંન્ક ખોલી જોયું તો એક કાગળના સાત ટુકડાઓ બનાવેલા માલમ પડયા તેને બહાર કાડતાંની સાથે પોતાની નજરમાં આવે તેમ સૌએ કડકાઓ ખેંચી લીધા પણ વહેંચવા કેવી રીતે કારણકે તેમની આકૃતિ માપના પ્રમાણમાં વિચીત્ર હતી અમે સાતે જણા નમુના ભેગાકરી સમચોરસમાં બેસારવા લાગ્યાં તો તેનો એક ભાગ ઉત્તર જાયતો બીજો દક્ષિણ. અને ત્રીજો બેસારીએતો પુર્વ સામું મોં કરે તો વળી ચોથો પશ્ચિમ દીશામાં રીસાય અમોએ આ ટુકડાઓ

ને સમચોરસ માપમાં બેસારવાને દરેક જણે એક એક દીન ગુમાવતાં સાતમે દીને મારી પાસે આવ્યા આખો દીવસ અને અડધી રાત્રી સુધી મહા મહેનત કરી ચુકી પણ મારી સર્વે આશા નિષ્ફળ થઇ અમારો પિતા કંઇ અજ્ઞાન હતો નહી કે જેથી આવી ખોટી વહેં-ચણી કરે છેવટે સ્વાર્થ આંધળો છે અને તેથી દરેક જણ પોત પોતાના લાભનુ શોધવા લાગ્યા જોકે મારા ત્રણ ભાઇઓ સખી, સજ્જન અને સદગુણસિંહ હમેશાં ન્યાય માર્ગથીજ પોતાનો હીસ્સો મેળવી તેમાંજ આનંદ મેળવવા માગતા હતા ત્યારે કૃપણ કંજુશ અને કાફરસિંહ અમારા ચારેનુ પાણી કરી પિતાના વચન ઉપર પગ મુકવાને બેઈમાન થતા હતા; ગૃહસ્થો? હુ આશાબાઇ આ જગતની ઉત્પત્તિના વખતથી છેવટના મહા પ્રલયના વખત સુધી એકજ રૂપમાં બાળ યુવાન અને વૃધ્ધાવસ્થા દર્શાવતી અમર પણુ ભોગવું છું. ત્યારે મારા છ ભાઇઓ મારી લાંબી જીંદગીના અમલમાં પુનઃ પુનઃ કર્માનુસાર જન્મ મૃત્યુ ને પામતા મારી સાથે અયોગ્ય તકરાર કરવા મંડયાજ રહે છે, કદાપી હું જો ધારૂં તો સઘળા ભાઇયોના ભાગો ઉચાપત કરવા શક્તિવાન છું પરંતુ મારી એક સંતોષાબાઇ નામે સખીના અન્યાઇ પણે નહી વર્તવાના સદ્બોધથી મારો વ્યાજબી હીસ્સો મેળવવા અને મારા ભાગ્યવાન ભા-ઇઓનો કુસંપ પણ દુર કરાવવાના ઉત્તમ હેતુથી, આ નમુના કીધેલા ટુકડાઓ લઇ સમચોરસમાં ગોઠવાવવા માટે હીંદ, ચીન, જાપાન, રૂ-શીયા અને અરબસ્તાન સાથે આખો યુરોપ ફરી વળી હજારો મનુ-ષ્યોની મુલાકાતથી તજવીજ કીધી પરંતુ અફસોસ કે અધાપી લગી આ સાતે ટુકડાઓ સમચોરસમાં બેસાડવાને કોઇ બુદ્ધિવાન ન્યાયનો

રસ્તો કાઢી આપી શકયો નથી. પરમ કૃપાળુ પરમાત્માની પૂર્ણ કૃપાએ અને દૈવી ગતિના ભાવીયોગે આપની સામે આ વાત ચીતનો ખુલાસો કરવા ઉત્તમ અવસર મળવા પામ્યો છે, અને ભવિષ્યમાં આશા રાખુછું કે આ કામ આપની બાહોશી ભરેલી બુદ્ધિ અને વિચાર વંતા ખ્યાલથી તેનો સંતોષ કારક રસ્તો શોધી આપી મારી–આશા સફળ કરશો. એવી ઉમેદ રાખુછું જેથી અમારા લાંબા વખતના ચાલતા આવેલા વિરોધનો ચુકાદો આપના હાથે થવાથી અમો આપનાં આશીર્વાદ રૂપ થઇશું અને તેથી મારી આ પ્રથમ મુલાકાતના પ્રસંગમાં આ કામ તસ્દી સાથે પુરૂ કરી આપવાથી મારૂ આગળનુ બીજુ કામ જાણી શકવા સહાયભુત થશો તેમજ મારા આ પુસ્તકમાં લખાતા પ્રયોગોનું અવલોકન લઇ શકશો. એવો કંઇક ખ્યાલ મારા વિચારમાં આવી શકશે. જુઓ ! દસ ખેલોની પેટીગાંનો નં. ૧૦

આ સાત ટુકડાઓ પોસ્ટેજ ખરચનો માત્ર એકજ આનો મોકલવાથી દરેકજણને ગફત મોકલવામાં આવશે, જેથી અનુભવ થશે.

અમદાવાદ. આર્યબાનુ. કાશી. શરમા૦
નવતાડ. સ્રિસંગિત હારમોનીયમ શિક્ષક૦

# ધી અબળા આર્યોદય સર્વ હિતાશ્રમ;

## સુજ્ઞ સજજનો ? અને માનવંતી મહીલાઓ ?

આ સંસાર સમાજમાં જન સુધારણાર્થે વિદ્વાન મહર્ષિઓએ ચાર આશ્રમ નિર્માણ કીધેલા છે ૧ ગૃહસ્થાશ્રમ ૨ બ્રહ્મચર્યાશ્રમ. ૩ વાનપ્રસ્થાશ્રમ ૪ સન્યસ્તાશ્રગ, તેમાં સાર્વજનીક નિષ્પક્ષપાતપ-

 ઉદારતા વિણ એકલી રિદ્ધિ સિદ્ધ, જુઠી જાણ;
રત્ન વગરની આંખ તે, છે પણ નહી નિરવાણ.

ણાથી જોતાં ગૃહસ્થાશ્રમની પાછળીજ ત્રણ આશ્રમોનો મુખ્ય આધાર રહેલો છે, જો ગૃહસ્થાશ્રમ ઉત્તમ સ્થિતીમાં નહી હોય તો ત્રણે આશ્રમો મહામુસીબતેથી આપત્તિમાંજ પસાર કરવા પડેછે, માટે પ્રથમ ગૃહસ્થાશ્રમનો સત્કાર કરવો દરેક મનષ્યને અવસ્ય જરૂરનોજ છે. આ આશ્રમની ઉદયતા પામવાનો ખરો આધાર, અબળા સ્ત્રી જાતીની ઉન્નત્તિ થવામાં અને તેમની સ્વદેશ ભક્તિની સેવા બજાવવામાંજ દીર્ઘ દ્રષ્ટીથી વિચાર કરતાં સમાયેલો માલમ પડશે.

આજકાલ સેંકડો સુધારકો, અને હજારો ઉપદેશકો, જોકે આ વિષયો ઉપર પોતાનાં અસરકારક વાખ્યાનો આપવામાં તેમજ પ્રકાશમાં લાવવાને બહાર પડેછે, પરંતુ તેમાં શુદ્ધ અંતઃકરણથી. નિઃસ્વાર્થપણે તન, મન અને ધનનો વ્યય કરનાર વિરલાજ વિર રત્નો હશે, રાજ્યાશ્રયથીજ આ આશ્રમ ઉચપંક્તિમાં લાવી શકવા સંભવ છે, તથા ગૃહસ્થવર્ગોની ઉદારતા ભરેલી સહાયતાથી તેનું સંરક્ષણ થતાં હમેશાં વધો વૃદ્ધિ થતી જાય, એ વાત નિઃસંદેહછે ગૃહસ્થાશ્રમને સાધન ભૂત અબળા ઉન્નત્તિને લગતું જે ઉપરના નામથી આર્યોદય સર્વ હિતાશ્રમ મારી એક અલ્પ શકતયાનુ સાર જાતી પરિશ્રમથી માત્ર એક આર્યબ્હેનોના લાભાર્થે. સાંસારીક, સર્વોપયોગી સાહીત્યોનુ જ્ઞાન આપવાથી ભવિષ્યમાં તેમને હિતાવહ થશે એમ ધારીને યોજનામાં લાવવા પરિશ્રમ લીધોછે તો સ્વદેશ હિતર્ષી. સુજ્ઞદાતાઓ તેમાં મને ઇચ્છાનુસાર આશ્રયદાતા થઇ ઉત્તેજક થશે એવી આશા રાખુછું.

સુજ્ઞો ! તન મનથી સ્વદેશ ભક્તિની સેવા બજાવવા હું જેટલી યત્નવાન, ઉમંગી, અને ઉત્સાહિત છું, તેટલી ધન ( પૈસા ) થી બ-

જાગવાને દૈવી કૃપાથી અશક્ત હોવાથી લાચાર છું, કારણકે? " દાતા કે ઘર દોલત નાહી. સુમકુ ધન દીયા હે ભારી " એ વાક્યાનુસારે ઇશ્વરી કુદરત બંધાઇ છે, હું મારા જાત પરિશ્રમથી, ગુણગ્ન, અને કદર વંત વિદ્વજન શિરોમણી સજ્જનોની કોઇ પણ જાતની ઉત્તમ પ્રકારના સ્વાર્થની ખાતર સેવા બજાવીને આશ્રય મેળવવાની આશા નીચે બતાવેલા મુખ્ય હેતુ માટે રાખું છું.

૧– સંગિત સાહિત્ય અને હારમોનીયમાદી વાજીંત્ર શિક્ષણ

૨– સનાતન વૈદીક ધર્મજ્ઞાન અને તેનો સાર્વજનીક પ્રચાર

૩– વિદ્યા હુન્નર અને કળા કારીગરીના સામાન્ય જ્ઞાનથી માહીતી

૪– વહેમ વિનાશક તાંત્રીક પ્રયોગોના ગુપ્ત ભેદો જાહેરમાં મુકવા તથા સ્ત્રી સમાજ મંડળોમાં કરી બતાવવા.

ઉપરના વિષયોનુ મને કેટલુંક સામાન્ય જ્ઞાન અને માહીતી સ્વજાતી અનુભવ અને અભ્યાસ કીધેલો હોવાથી તેના ઉપયોગી થતા કેટલાક લાભ મધ્યમ વર્ગની આર્ય બાનુઓને મફત મળી શકવા યોજના રાખી છે મારી આ યોજનાનો પૂર્ણ આધાર કદરવંતોની સહાયતા ઉપર રહેલો છે ભવિષ્યમાં આ સહાયતા જોમને પુરતી રીતે પ્રાપ્ત થશે તો મળેલી રકમમાંથી મને થએલુ ખર્ચ બાદ કરતાં ½ ભાગ ગૃહ સાંસારીક કાર્યોના ઉપયોગમાં રાખતાં બાકીનો ½ ભાગ ઉપરના કાર્યોના પ્રચારાર્થે પરમાર્થીક ઉન્નતિ માટેનો ખરચ કરી તેનો સઘળો લાભ સાર્વજનીક રીતે દરેકજણને મળી શકવા યોજના કરવા બની શકશે.

અમદાવાદ—આર્યબાનુ—કાશી શરમા.

 વિદ્યા વિવિધ પ્રકારની, કઈનાં કરૂં વખાણ
આવે જે ઉપયોગમાં, એતું ઉત્તમ જાણ.

## પ્રત્યક્ષ પ્રમાણો.

**વગર સાધને વૃક્ષની ઉંચાઇ કહી આપવી** કોઇ પણ ઝાડથી થોડે દૂર જઇ તેના તરફ પીઠ કરી ઉભા રહેવું, અને વાંકા વળી બે પગ વચ્ચે માથુ રાખી ઝાડ તરફ જોતાં જે જગ્યાએ ઉભા રહેવાથી તેની ટોચ નજરે પડે તે જગ્યાથી ઝાડના થડ સુધીનું અંતર માપી જોતાં તે જેટલું થાય તેટલી ઉંચાઈ તેની સમજવી આ રીતે ગમેતેવી ઉંચાઇ દેખાડનારી ચીજનુ માપ કલ્પી શકાશે.

**અનજાણ્યા માણસના છોકરા, છોકરીઓની સંખ્યા કહેવી,** સાગા માણુસને બીજા કોઈનાં છોકરા, છોકરીઓ ધારવા કહેવું. તેને મનમાં નિશ્ચય કીધા પછી, છોકરાઓને બમણા કરીને પાંચે ગુણવા કહેવું. અને તેમાં છોકરીઓની સંખ્યા ઉમેરવાને કહેવું, પછી તે આવેલી સંખ્યા જણાવવા ફરમાશ કરતાં પ્રથમનો આંકડો છોકરાઓનો અને બીજો છોકરીઓનો જણાવવો,

**ઘણા માણસોની ધારેલી સંખ્યા એકજ જવાબમાં,** બેઠકમાં બેઠેલાં સઘળા મનુષ્યોને પોતાની મરજીમાં આવે તેટલી સંખ્યા સુધીની એક એક સંખ્યા ધારવા કહેવું બાદ તેમને નીચે પ્રમાણે હીસાબ કરાવવો ગૃહસ્થો! આપે ધારેલી સંખ્યાને સાતે ગુણી તેમાં માત્ર ચતુરાઇના ચાર ઉમેરો, અને પછી તેને તરદી લઇ દશે ગુણો અને તે આવેલી સંખ્યાને ચૌદે ભાગો તથા ભાગતાં જે વધે તેને ન્યાય માટે નવે ગુણી લઈ આવેલી સંખ્યાને એક યાદી માટે ચીઠી લખી તમારી પાસે ગુપ્ત રાખો તોપણ સાહેબ હયો જુઓ ! આપની બધાંની સંખ્યા હું એકજ જવાબમાં વીસાની વીધિથી (૧૦૮) ની ચીઠી કરી ખરી મનાવી શકુછું. આ ખેલો આપને ખુલ્લા બતાવેલા છે, તો સુજ્ઞ વાંચકો ? તે ઉપર તમારૂ ધ્યાન આપશો.

## પવિત્ર પ્રણવ નંબર પહેલાના અભિપ્રાય.

**શ્રીમાન આર્ય નૃપેન્દ્ર મહારાજા ધીરાજા શ્રી ૧૦૭ શ્રી,**
**મેજર જનરલ સર પ્રતાપસિંહજી સાહેબ બહાદુર.**
**સંસ્થાન ઇડર, જી, સી, ઍસ, આઇ, કે, સી, બી.**
**ઍલ, ઍલ, ડી, નામદાર હિંદુસ્તાનના શેહેનશાહ.**
**બહાદુરના, એ, ડી, સી ના તરફથી.**

ઇડર સ્ટેટ, તા. ૧૫ માર્ચ ૧૯૦૫

આર્યભાનુ. કાશી. શરમા.

તમારા તરફથી આસનીયું, પ્રણવ પોષ્ટ પારસલ આવ્યું. તે નામદાર શ્રી, મહારાજા સાહેબે સ્વિકાર્યું છે, અને તે જોઇને પોતે ખુશ થયા છે, અને તે માટે ઉત્તેજન દાખલ તમને રૂ. ૨૦) અંકે વીસ આજ રોજ મનીઆડર દ્વારાએ ઇનાયતના મોકલ્યા છે તે પહોચ્યાથી પહોંચ—મોકલશો.

( ઇંગ્રેજીમાં સહી. ) પ્રાયવેટ સેક્રેટરી.



ધરમપુર તા. ૨૫-૩-૦૫

આર્યભાનુ કાશી. શર્મા. અમદાવાદ.

લખવાનુ કે, તમારા તરફથી મખમલના કકડા ઉપર અમારા નામદાર મહારાજા સાહેબનુ નામ ભરી ૐકાર સાથે આવેલ તે બદલ ઉત્તેજન તરીકે રૂ૧૫) પંદર મોકલવા અમારા મહારાજા સાહેબે હુકમ કરવાથી મનીઆડરથી મોકલાવેલ છે જે પહોચશે એજ તા. સદર

કપુરચંદ ગોપાલજી
પર્સનલ. આસીસ્ટન્ટ ટુધી, મહારાજા સાહેબ.

 કહો ખરા સાથી કીયા, ગણિને ધરીયે ગર્વ;
દુઃખમાં સાથી દોહેલા, સુખમાં સાથી સર્વ.

પાલીટાણા દરબાર તા. ૪ જુલાઇ ૧૯૦૫

મીસીસ. એચ. બી. કાશી. શરમા. અમદાવાદ.

ચાલતા માસની તા.૧નો લખેલો તમારો પત્ર તથા તેમાં લખવા મુજબ એક પારસલ ગઇ કાલની ટપાલમાં આવતાં નામદાર ઠાકોર સાહેબની હજુરમાં પહોચેલ છે. અને તેથી તમોને બક્ષીસ તરીકે રૂ. ૧૫) પંદર મોકલવાનો હુકમ થવાથી આજ ટપાલ મારફત, પોષ્ટ મનીઆડરથી તમારા નામ ઉપર મોકલવામાં આવેલછે. તે પહોચેથી પોચ લખશો.

હજુર સાહેબના હુકમથી.

લાલાજી, હરીદાસ. પ્રાયવેટ સેક્રેટરી.

---

નંબર ૩૭૦ વળા સ્ટેટ તા. ૧૭-૪-૧૯૦૫

બ્હેન બાઇ કાશીબાઇ—અમદાવાદ.

તમારો પત્ર તા૧૪ મીનો મળ્યો વાંચી હકીકત જાણીછે મોકલેલા પ્રભુના નમુનાની કીમતના રૂ. ૧૦) દશ આજરોજ તમારા સીરનામે મનીઆડરથી મોકલ્યાછે તો સ્વીકારી લઇ પહોચ લખાવશો.

વખતસિંહજી.

વળા દરબાર.

---

**ધાંગધ્રા તા. ૨-૫-૧૯૦૫**

આર્યબાનુ. કાશી. શરમા.   અમદાવાદ.

તમારો પત્ર તથા પ્રણુવ પારસલ મલ્યુંછે. જેથી નામદાર મહારાજા સાહેબના ફરમાનથી રૂ. ૨૫) પચીસ ઇનાયત તરીકે મોકલ્યા છે જેની પહોચ લખશો.

( સહી ઇંગ્રેજીમાં )

---

**વાંસદા તા. ૧૨-મે-૧૯૦૫**

આર્યબાનુ કાશી. શરમા. અમદાવાદ.

શ્રીમાન માહારાઓલ શ્રી પ્રતાપસિંહજી રાજા સાહેબ સ્વસ્થાન વાંસદા તરફથી લુખવાનુકે તમે, ઓરૂમનો ચીત્રપટ મોકલેસો તેના રૂ ૧૩) તેર મોકલ્યાછે તે પહોચશે.

( સહી ઇંગ્રેજીમાં )

---

**દાંતા સ્ટેટ મીતી ૧૯૬૧ ના પોષ વદી. ૬**

અમદાવાદ મધે. આર્યબાનુ. કાશી. શરમા.

લખવાનુકે આજરોજ તમારા તરફથી કાળા મખમલ ઉપર હમારા નામ સાથે ૐ પ્રણુવ ભરી તકતામાં મુકવાનો નમુનો મોકલાવ્યો તે રાખી લેવામાં આવ્યો છે. તે બદલ ઇનામ તરીકે રૂ ૧૦) દસ આજરોજ મનીઆડર કરાવી તમારી તરફ મોકલેલાછે તે પહોચ્યાથી ઉત્તર લખવો.

( તેમની સહી. )

દેણું ન રાખે દીનનું, એ મોટાની રીત;
સૂર્ય શોષણ જળનું કરી, પાછું દેજ ખચીત.

**દીવાનખાનામાં રાખવા લાયક ટેબલ કલોથ માટે.**

આર્યબાનુ કાશી. શર્મા. ઠે. નવતાડ.

વિ. તમે મખમલ ઉપર ઉનના ભરતનું કામ સારૂ જાણોછો તેથી તેને ઉત્તેજન આપવા સારૂ તમોએ લીંબડી ઠાકોર સાહેબને ટેબલ કલોથ મોકલાવેલો તે બદલ અમારી મારફતે રૂ ૧૫) પંદર આપવા સારૂ લખેલું તે અમોએ તમને આપ્યાછે તે બાબતની પોચ તમોએ અમને આપીછે તા. ૫ માહે અગષ્ટ સને ૧૮૦૫ મુ. અમદાવાદ.

**લી. બહેચરદાસ કસ્તુરચંદ સહી-દા. ચીમનલાલ.**

---

અમદાવાદ ૧૯૬૧ ફાગણ વદી ૧૦ ગુરૂવાર.

**સુજ્ઞ બ્હેન કાશી.**

મને લખવાને ઘણો આનંદ થાયછે કે તમોએ મારા પુત્રના લગ્નોત્સવપ્રસંગે એક અંતરલાપિકાની આર્યાગીતિ, સાથે પવિત્ર પ્રણવ પટ જાત પરિશ્રમથી તૈયાર કરી ભેટ તરીકે મોકલાવેલો તે સ્વીકારતાં આભારી છું, અને તે બદલના—ઉત્તેજન તરીકે રૂ ૨૫) પંદર આજે તમને આપુછું તે કબુલ રાખશો. તમારો પ્રયાસ આર્ય—અબળા ઉન્નત્તિ અને સ્ત્રી સમાજ સુધારણાનો ઘણો સ્તુતિ પાત્ર અને વખાણવા યોગ્યછે. હું આશા રાખુછુ કે તમે જો હુન્નર કારીગીરીના કામોમાં તેમજ સંગીતાદિ અમુલ્ય વિસયોમાં ખંતથી ચાલું અભ્યાસનો પરિશ્રમ રાખશો તો તમે આગળ જતાં વધુ લાભ અને યસસ્વી કીર્તિ અવસ્ય મેળવશો.

લી. તમારા ઉત્તમ કામોની સદા વૃદ્ધિ જોવા ઉત્સુક.

**વીસનગર નિવાસી મીસ્રી. રવિકરણ મગનલાલ.**

# પવિત્ર પ્રણવ નંબર બીજાના અભિપ્રાય,

## No 1 આર્ય પ્રકાશ પત્ર—મુબાઇ

તા. ૩૦ એપ્રીલ ૧૯૦૫—વર્ષ ૨ જુ અંક ૫ મો.

અમદાવાદમાં જાણીતાં આર્યબાનુ મીસીસ એચ–બી–કાશી–શરમા જેઓ હારમોનિયમ આદિના શિક્ષણ તરીકે પ્રસિદ્ધ છે તેઓએ હમારા ઉપર સમાલોચનાર્થે મખમલ ઉપર નરદમ ઊનથીજ ભરેલો ઓરૂમ પ્રણવ નં ૨ જાનો તખ્તો મોકલ્યો છે વિવિધ રંગમાં તે મનોહર તથા શોભાયમાન લાગે છે પાંચ રૂપિયાની કીમતમાં તે કામના પ્રમાણમાં ઘણો સસ્તો છે અને પ્રત્યેક વેદાભિમાની આર્ય મહાશયોએ, તેને ફ્રેમમાં જડાવીને પોતાના ગૃહમંદીરમાં રાખવા યોગ્ય છે એમ હમે ખચીત કહીશું, તેથી એક શુદ્ધ હૃદયની બાનુના પવિત્ર કામને ઉત્તેજન મળશે એટલુજ નહી પણ ગૃહ, રાજ્ય અને મંદીર ભુવનમાં શોભશે તખ્તો બરોબર ૧ા×૧ા ફુટ જેટલો મોટો છે પ્રણવાક્ષર મધ્યમાં ચાર જાતના રંગમાં ૬×૬ શોભી રહ્યા છે તેની ઉપર વીસો વિજય યંત્ર છે, તથા નીચે ઉનના વિધવિધ રંગમા નીચેપ્રમાણે ભરત કામ છે,

યાદ શબ્દનુ ઉલટ શુ? કોણ જસુમતિ કંથ; } દયા
આર્યધર્મ પ્રેરક સુજ્ઞક, નિર્મળ કીધો પંથ. } નંદ

ઉક્ત કવીતા નીચે આર્યબાનુનું નામ આવે છે હમારા ઉપર મોકલેલા તખ્તા ઉપર સ્વદેશ પ્રેમી મુંબાઇથી આર્યપ્રકાશપત્ર એમ પ્રણવાક્ષરની ઉપર અર્ધચંદ્રાકારમાં ભરી લેવામાં આવ્યું છે તે માટે હમો હમારાં આર્યભગિનીનો આભાર માનીયે છીયે ઉનના ભરત કામથી

 ગુણવિણુ ઉત્તમ પદ કહો, આપેથી શું થાય;
હાંડીમાં પાણી ભરી દીપક નહી પ્રગટાય.

કલ્પી શકાય છેકે રેશમ અને જરીનુ કામ પણ વધારે દેદિપ્ય માન હોવું જોઇએ અને તેનો લાભ લેવાને ધનાઢય પૂરૂષોએ ચુકવુ નહી હેવી અમે અવશ્ય ભલામણ કરીશુ, ઓછા ધનાઢયો માટે રૂ ૫ ) તથા સાધારણો માટે સાદો પણ શોભાય માન રૂ ૧।। દોઢના તખ્તા અવશ્ય ખરીદવા લાયક છે,

## No 2 જ્ઞાનો તેજક પત્ર—અમદાવાદ.

તા. ૧ માહે જુલાઇ ૧૯૦૫—પુસ્તક ૨ અંક ૧૭

પવિત્ર ૐકારનો તખ્તો તેનાં બનાવનાર શ્રીમતી કાશી શર્મા બઇની મળ્યાની પહોંચ ગતાંકમાં આપી છે આ તખ્તો નં ૨ નો મખમલ ઉપર ઉનથી ભરેલો છે જેની આશ પાસ મનોરંજક વેલ મુકી છે વચમાં મોટા અક્ષરથી ઓરૂમકાર મુકી તે ઉપર વિજય પતાકા મુકવામાં આવેલ છે નીચે બનાવનાર તરીકે પોતનુ નામ દર્શાવ્યું છે જેની ઉપર એક ખુબી દાર દોહરો ગુંથવામાં આવ્યો છે એકંદર આતખ્તો લાંબો પહોળો એક હાથનો ઘણો પ્રસંસનીય છે આ કરતાં હલકા ભારે મુલ્યના તેઓ બનાવે છે આ જાતીના આ ઉદ્યોગ માટે તેમને શાબાસી ઘટે છે તે સાથે તે ખરેખર ઉત્તેજન યોગ્ય છે અને હમો તેમનો અભ્યુદય ઇચ્છીએ છીએ વિશેષ જણાવીએ છીએ કે ગૃહમંદીર શણગારવા યોગ્ય જુદુજુદુ સાદુ ભારતકામ તેઓ કરી શકે છે અને તેવી માગણી તેવા સ્થળેથી થાયછે પણ ખરી એ જોઇ અમોને આનંદ ઉપજે છે વિશેષ માહીતી આ પેપરમાં તેમની જાહેર ખબર જોવાથી મળશે.

---

**No 3 હર્ષદ તરંગ માસીક જુલાઈ ૧૯૦૫ પુસ્તક ૧લુ અંક ૭મો**

આર્યબાનુ કાશી શરમા અમદાવાદ. નવતાડ એમના તરફથી અમારા હર્ષદ તરંગ માસિક ખાતે ૐ પ્રણવપટ નં ૨ જાનો અવલોકનાર્થે મોકલવામાં આવ્યોછે. જે એક સુસોભિત મખમલના કપડા ઉપર મનોહર વેલપતિના મધ્ય ભાગમાં રંગ રંગીન ઉનથી ભરત કામ કરવામાં આંવ્યુછે. જેમાં વચે ઓરૂમકાર પ્રણુવ ભરેલો છે તે ઉપર વીસોયંત્ર મુકયોછે, અને પ્રણુવ મંત્ર નીચે ગાસીકને અનુસરતો દોહરો લખેલોછે. આ સઘળુ કામ ઉનથીજ કરેલુંછે; તેને જોઇને આર્યબાનુનો અમે આભાર માનીયે છીયે, તેમની વેદાન્ત રહસ્ય ઉપર શ્રદ્ધા અને સ્વચ્છ વૃત્તિ ઉપરનાજ કાર્ય ઉપરથી સાક્ષી આપેછે. આ આર્ય પ્રદેશ વાસી જ્ઞાની સજ્જન પુરૂષોએ આર્યબાનું કાશી શરમાના ઉત્તમ કાર્યને ઉત્તેજન આપવું જોઇએ અને દરેક.

સદગૃહસ્થોએ આ ૐ પ્રણુવ મંત્રના ભરત કામનો નમુનો રાખવો અવશ્ય જરૂરનો છે, અને આશાછે કે, આર્ય મહાશયો તેને મંગાવી લેવાને ઉત્સાહી થશે, જ્યારે તેમનુ ઉમદા કાર્ય સજ્જનો જોશો ત્યારે ખાત્રી થયા સિવાય રહેશે નહી, વધુ માહિતી આ માસીકમાં તેમની જાહેર ખબર વાંચવાથી જણાઇ આવશે;

**લી. કવિ, હર્ષદરાય સુન્દરલાલ. મુનશી.**

**N0 4 સુન્દરી સુબોધ માસીક–અમદાવાદ**

પ્રકાશક. બન્ધુ સમાજ પુસ્તક ૨ જુ અંક ૧૦ જુન ૧૯૦૫ આર્યબાનુ મિસિસ. એચ. બી. કાશી. શર્મા તરફથી મખમલ

 જશ લેતાં બહુવાર છે, અપજશમાં શી વાર;
નાક કાપતાં વાર શી, સાંધે શા આધાર.

---

ઉપર ઉનથી ભરેલા ૐ પ્રણુવ નં ૨ જાનુ ભરત કામ અમારા તરફ અભિપ્રાય માટે મોકલવામાં આવ્યુંછે. ભુરા મખમલ ઉપર રંગ બેરંગી ફ્રેન્ચ ઉનથી ભરેલું આ કામ ઘણુંજ સુન્દર મનોહર અને કુશળતા વાળુછે. અમોને મોકલેલા પ્રણુવ પટમાં ૐની નીચે અમારા પત્રને અનુકુળ એક દોહરો પણ સુન્દર રીતે ભરેલો છે, એક ગુજરાતી સન્નારી પોતાનાજ હાથનીજ કળાથી આવું સુન્દર ભરત કામ કરી શકેછે, તે જોઇ અમોને ઘણો આનંદ થાયછે, તેમની જાહેર ખબર જોતાં અમને જણાયછે કે આવા પ્રણુવ પટનુ ભરત કામ તેમની પાસેથી ભારે તેમજ હલકી કીમતેથી વેચવામાં તથા—કદરવાન ગૃહસ્થો માટે તૈયાર કરવામાં આવેછે. તો અમને આશાછે કે, સ્વદેશી બન્ધુઓ તરફથી આ—સન્નારીને પૂરતુ ઉત્તેજન મળશે તો તે પોતાનુ ધારેલું કામ ખ્યાતીમાં લાવવાને વધારે ઉત્સાહી બનશે.

**મોટીબોરૂ પોષ્ટ કોઠ તા. ૨૦ જુલાઇ ૧૯૦૫**

આર્યભાનુ. કાશી. શર્મા. અમદાવાદ

જત મારા જણાવ્યા પ્રમાણે તમે નંબર બીજાનો પ્રણુવ પટ રૂ. ૫) પાંચના વી. પી. થી મોકલાવ્યો તે સ્વીકારી; જોતાં હું ઘણો આનંદ પામુછું. ભરવાનુ કામ ઘણુ સારી રીતે મન પસંદ થાય તેમ કરવા પુરતુ ધ્યાન આપેલું જણાયછે તેમજ તેની બનાવટ મહેનત અને ખર્ચના પ્રમાણુમાં કીમત ઘણી સસ્તી રાખેલી છે. જે દરેકને રાખવા યોગ્ય છે.

**વાઘેલા. જસવતસિંહજી સરદારસિંહજી.**

# આર્યાવર્તકી પૂર્વ ઓર વર્ત્તમાન સ્થિતી.

કહેતી ગોરી સુનઓ આશક—એ રાહ; તાલ; લાવણી.

દશા અપને દેશકી જો, હમ પાતે હે,
દેખકર ઇસકો કહેં કયા જીજો ગમ હમ ખાતે હે;
ફિર ઇસે પહેલી દશાસે ધ્યાન કર જો મિલાતે હે,
તો ઉસ પર હમ ભાઇઓ, પહેરો તક આંસૂ બહાતે હે;
પહેલે યહાં ઉદ્દાલકસે નાના વિકસિતથે ગુણ રૂપ કમલ;
અબતો અવિદ્યા તમને આકર, હૃદયમેં સબકે કિયા ગહલ. ૧
કમસેકમ પચ્ચીસ વરસલો, બ્રહ્મચર્ય પેહેલે ધરતે;
અબતો સાત યા આઠ વરસકે, લડકે બંધનમે પડતે.
પહેલે માતા પિતા પુત્રકો, ગુરૂકુલમેં રૂખસત કરતે;
અબતો બ્યાહકર ઉન અજ્ઞોકો, એક કોઠરીમેં ભરતે.
પહેલે વીર્યકી રક્ષાસે, સિંહોકામાન યે હરતે;
અબતો બી નહીં, વિષય લમ્પટી ગીદડસે ભીહે ડરતે૦
પહેલે વિદ્વાનોકે સંગસે થા સુંકર્મ મેં ઉનકા અગલ;
અબતો અવિદ્યા તમને આકર હૃદયમેં સબકા કિયા ગહલ. ૨
પહેલે વેદાદિક શાસ્ત્રોકો પઢકર કરતે સત ઉપદેશ;
અબતો મિથ્યા ગ્રંથ દેખકર, બનજાતેહે શેખ મહેશ.
પહેલે વિદ્વાનોકા માનથા, જિનમે થા નહી કપટકા લેશ;
અબતો ધુરત પુજ રહે હે, દેખા જિનકે બઢ રહે નખ અરૂ કેશ.
પહેલે ઇશ્વર નિરાકારકા, ચિત્તમે સબકે થા ઉદેશ;

 सरस्वतीदृषद्वत्योर्देवनद्योर्यदंतरम् ॥
तंदेवनिर्मितंदेशंब्रह्मावर्तंप्रचक्षते ॥ मनु०

અબતો ઇશ્વર માન લિયાહે ઉસકો, જિનકાહે રૂપ ઓર વેશ.
વર્ણાશ્રમ ધર્મ અનુસાર પહેલે ચલતેથે મનુષ્ય સકલ;
અબતો અવિદ્યા તમને આકર રદયમે સબકા કિયા મહલ. ૩
પહેલે સજ્જન એકમતહો, દેશઉન્નતિકા કરતે ધ્યાન;
અબતો દુર્જન મગન હોતેહે, વેશ્યા ભાંડકા સુનકર તાન.
પહેલે વેદાદિક શાસ્ત્રોકા, મનન પૂર્વક કરતે ગાન;
અબતો ગજલકી તાન ઉડાતે, વેશ્યા સંગકર મદિરાપાન.
પહેલે દમન કર ઇન્દ્રિય ગનકા, હોતેથે જ્ઞાની બલવાન;
અબતો વિષયમેં લીનહો નિશદિન ખોતે બલ બુદ્ધિ નાદાન.
પહેલે શાસ્ત્રોકા વિચારસે, રહતન રહેતે એક ભી પલ;
અબતો અવિદ્યા તમને આકર રદયમેં સબકા કિયામહલ. ૪
પહેલે માતા પિતા પૂજ્યોકા. ભક્તિસે કરતેથે સન્માન;
અબતો અચેતન ઓર અપૂજ્ય પાષાણ આદિકકા કરતે ધ્યાન.
પહેલે જીવિત પિતરોકો, શ્રદ્ધાસે કરાતે ભોજન પાન;
અબતો મરોકેલિયે મુસડે, તૃમકિયે જાતેહે નાદાન.
પહેલે મોક્ષકી પ્રાપ્તિકા સાધન યોગથા, ઓર ઇશ્વર પ્રણિધાન;
અબતો વિષ્ણુ પદકો વહ જાવેજો, કરલે ગંગા સ્નાન.
પહેલે યમ ઓર નિયમસે સબકા, મન પવિત્ર ઓર થા નિર્મલ;
અબતો અવિદ્યા તમને આકર, રદયમેં સબકા કિયા મહલ. ૫
પહેલે યજ્ઞ હવન આદિકસે, રહતાથા શુદ્ધ નિત્યવારી પવન;
અબતો કાલીકે મંદિરમેં હોતાહે બકરેકા શિરકા પતન.
ઉભય કાલમે પહેલે સંધ્યા કરતે ઓર ઇશ્વરકા ભજન;

અબ સાયંપ્રાતઃ જાકર પથ્થર કાકરતેહે રટન.
પહેલે દાન દીનોકો દેતે, અબતો મુસકે પાવે ધન;
જિસકો ધુત યા ગદ ક્રીડામે, કરે ખર્ચ યા વેશ્યા ગમન.
પહેલે ધર્માદિક પદાર્થોકી પ્રાપ્તિકાથા સદ ઉપાય સરલ;
અબતો અવિદ્યા તમને આકર રદયગે સબકે કિયા ગહલ. ૬
પહેલે ગુણ કર્મ અનુસાર, ઉત્તમ યા અધમયે કહેલાતે;
અબતો બ્રાહ્મણ કુલ નીચભી ફુલે તનમે ન સમા તે.
પહેલે બ્રાહ્મણવર્ણ અન્ય વર્ણોકો ધર્મ પંથ બતલાતે;
અબતો દંભ ઓર કપટસે નિશદિન લોગોકો ઠગકર ખાતે.
પહેલે ક્ષત્રી ભૂમણ્ડલમેં સુયશ પતાકા ફરકાતે;
વિદેશિયોકે પાદા કાન્તડો, અબતો બહુશ દુઃખ પાતે.
પહેલે વૈશ્ય વ્યાપાર કૃષાદિક કર્મોમેં થે સુકુશલ;
અબતો અવિદ્યા તમને આકર રદયમે સબકે કિયા ગહલ. ૭
પહેલે શિલ્પ વિદ્યાસે શિલ્પી નિર્મીત કરતે યાન વિમાન;
અબતો રેલ ઓર તાર દેખકર; લોગોકે ઉડ ગયે એસાન.
પહેલે વ્યાસાદિક પુરૂષાર્થકા રખતે થે અભિમાન;
અબ નિરૂદ્યમ હોને પરભી, વ્યસનોમેં રહેતે ગુલતાન.
પહેલે સભ્ય ઓર આર્યનામસે, સબમે પાતે થે સન્માન;
અબતો વહશી હિંદુ કહકર વિદેશી જન કરતે અપમાન.
શર્મા પૂર્વ ઓર વર્તમાનકી દશામે હે અંતર અવિકલ;
અબતો અવિદ્યા તમને આકર રદયમેં સબકે કિયા ગહલ. ૮

## આર્ય સંગિત પુષ્પાવળી.

પાવ પલકકી ખબર નહીં, કરે કાલકી બાત
જીવ ઉપર જમડા ભમે, જયું તેતર ઉપર બાજ.

## રાગ ધનાશ્રી.

ભજભજ તુંહી ૐ કાર, મનવા ભજભજ તુંહી ૐ કાર.
બ્રહ્મા વિષ્ણુ શિવ સનકાદી, આધજપે જપકાર    મનવા,
નિરાધારના નાથ કૃપાળુ, પ્રણવ રાજ દીલધાર    મનવા,
જાપ માત્રથી પાપજ જાએ, જ્ઞાને ટળે ભવજાળ    મનવા,
સંકટે સ્મરણ કરે જે પ્રાણી વિઘ્ન ટળી દુઃખ જાય    મનવા,
કૃપાળુ કષ્ટ નિવારણકીજે, મ્હેર કરી મનમાંય    મનવા,

## ભવીષ્યની વાણી.

આ પ્રયોગના ચમત્કારથી સેંકડો પુરૂષો અને હજારો અજ્ઞાન સ્ત્રીઓ વ્હેમ જાળના ઝપાટામાં ફસાઇ પડેલાં મળી આવે છે, જેનો કેટલોક ગુપ્ત ભેદ વાંચકની જાણને સારૂ અત્રે પ્રગટ કરૂછું. સલફયુરીક ડીલ્યુટ (એક ઔંસ ચોખો ગંધકનો તેજાબ અને અગીઆર ઔંસ પાણી ) થી એક કોરા કાગળ ઉપર મન પસંદ લખાણ કરવું જે સુકાયા બાદ તદન કોરો જણાશે. આ લખાણ બરાબર યાદ રાખી મંડળી આગળ કહો કે વગર પુછે પારકાના મનનો વિચાર જાણવાને હું શક્તિવાન છું, આ વાતની ખાત્રી જો તમને નહી થતી હોય તો, કોઇ ગ્રહસ્થે પોતાના મનનો વિચાર ગુપ્તરાખી એક કાગળપર લખવા તૈયાર થવું, એ રીતે કોઇપણ તૈયાર થાય એટલે કહેવું કે આ માણસે શું લખવા ધાર્યું છે. તે મેં જાણી લીધુ છે, તેની ખાત્રીને સારૂ આપણે

લખેલા ગુપ્ત લખાણુની નકલ એક જુદા કાગળ ઉપર પેન્સીલથી લખી તે કવરમાં પેક કરી કોઇ વાંચે નહી તેવી રીતે મંડળીને સ્વાધીન કરવો, બાદ લખવા તૈયાર થયેલા માણુસને ડીસ્પુટથી લખેલા કોરા કાગળ ઉપર એક ખડીયામાં શાહીને બદલે ટીંકચર ઓફ આયોડાઇન ભરી રાખવું તેથી આપણે લખી રાખેલી લીટીયોથી આડી લીટીયોમાં તેના મનના વિચારો લખી જણાવા કહેવું બાદ તેને ધુપને બહાને થોડા અંગારા મંગાવી તે ઉપર કાગળને મેજીક મંત્ર બોલતાં આસ્તેથી ગર મી આપતા જવું જેથી થોડી વારમાં તેનું લખાણુ તમામ ઉડી જઇ પ્રથમનું આપણું લખાણુ નીકળી આવશે જે મંડળી એક બીજા માણુસ પાસે વંચાવતાં આપણી લખી આપેલ ચીઠીને મળતું આબેહુબ વંચાશે જેથી લખનાર માણુસ તો અજાયેબીમાં પડી મૂઢ બની જશે અને મંડળીના જોનાર માણુસોને દૈવી સિદ્ધ ખરી છે એમજ કબુલ કરશે આમ બનાવવનું ખરૂ કારણુ રસાયનીક ચીજોના સંયોગથી થાય છે. એટલે તે માટે હવે વધુ લખવાની જરૂર નથી.

## દેશી બનાવટનું ઉમદા કામ.

**સ્વદેશોન્નતિ હિત ચિંતક ઉદાર વૃત્તિથી સખી દીલના, આલબ્બવાન પુરૂષો અને ભાગ્યવંત ભામિનીઓ માટેજ ખાસ બનાવી તૈયાર કરવામાં આવે છે.**

**☞ કીંમત,—કામની, કારીગીરીની, કદરવંત કૃપા.**

હમારે ત્યાં કોઇપણુ જાતના મખમલના કપડાઉપર રંગ બેરંગી ઉન-નાજ ભરત કામની મન પસંદ જાતની ચિત્રાકૃતિમાં ટોપીયો તકીયા

( ૭૦ ) સુમરન એસો ચાહીએ, જાકો ધરીએ ધ્યાન,
સતયુગ ત્રેતાદ્વાપર કળી, ચારે યુગ પરમાન;

ટેબલ ક્લોથ, સ્લીપરો, ગાલીચા, છત્રપોશ, પ્રણવપટો, વિજયપટો વીગેરે ઘણીજાતની ઉપયોગી અને રાખવા લાયક ચીજો બનાવાય છે. તેમજ દરેક જાતના રંગીન રેશમ ઉપર વિવિધ રંગોના રેશમથી તથા ઉંચી જાતના સોનેરી રૂપેરી સાચા કસબથી હાથમાં રાખવા લાયકના સુંદર રૂમાલો. ( હેન્ડકરચીફ ) ટેબલ ક્લોથ, વીગેરે ઉપરના ગુણ ગ્રાહક શોખીન સજ્જનો માટે એક દેશી બનાવટથી હાથનુંજ વણાટ કામ મારા સ્વજાતિ અનુભવની કલ્પના શકિતથી ઉદ્યોગી સ્ત્રી કારીગરો પાસે રાજ્ય વૈભવને છાજતી દરેક ચીજો વખત મહેનત અને ખર્ચના વ્યયથી બનાવરાવી મારા માનવંતા કદર દાન આશ્રયદાતા આર્ય મહા શયોની યાદગીરી લાયકની સેવામાં મુકવાને જે પરિશ્રમ લીધોછે તેને એકવાર મંગાવી મારા યત્નને સફળ કરશો એવી આશા રાખુ છું આ કામને યુરોપીયન લોકોએ યંત્રો દ્વારા બનાવી તૈયાર કરવા ઘણો પરિશ્રમ લઇ ચુકયા છે, પરંતુ તે વ્યર્થ ગયો છે. કારણ કે તેને જાત મહેનતથી હાથે કામ કીધા શિવાયનો બીજો એકે સુગમ રસ્તો નથી રાજ્યાશ્રય વિના દેશી કામની ઉન્નત્તિ થવી ઘણી અશકય છે.

**આર્યબાનુ અંબીકાદેવી. પતિ. એચ. બી. શર્મા.**

## ગાયત્રી સ્વરૂપ દ્વિતીય કથન.

પ્રાચીન મહાત્માઓની માન્યતા અને આધુનિક પુરૂષોની માન્યતામાં કિંચિંદ્‌ ભિન્નતા છે, અને તે શું ભિન્નતા છે તે નિચેના સાદ્રશ્ય દ્રષ્ટાંતથી જ્ઞાત થવાય છે.

**ગાયત્રી**—એ શું શબ્દ અથવા શું સ્વરૂપ છે તે માટે હાલના પ્રચ્છન્ન ગુપ્ત વિદ્વાન પુરૂષો તેના ઉત્તરમાં દેવી છે. એવું કહેવા તત્પર થાય છે, એટલુંજ નહીં પરંતુ કેટલાએક તો ત્યાં સુધી અપવાદ સ્થાપન કરી કહે છે કે,

**जात्या शाक्ता द्विजाः न शैवा न च वैष्णवाः**
**यस्मा दु पासते नित्यं गायत्री वेद मातरम् ॥ १ ॥**

ઉત્પત્તિથીજ સમસ્ત દ્વિજ વર્ગ શાક્ત છે. શૈવનથી તથા વૈષ્ણવ પણ નથી કારણકે તેઓ નિરંતર વેદમાતૃ એવી ગાયત્રીની ઉપાસના કરેછે. ઉપરનું કથન વાદીઓની સમજ પ્રમાણે ઠીક છે. પરંતુ પ્રતિપક્ષ તરફથી તેમાં દોષનું આરોપણ કરાય છે. એ ઉભય પક્ષના સમાધાન અર્થે આ વિષય અતરે પ્રકાશ કરતાં-સુજ્ઞ જનોને નિરર્થકતા ગણા શેજ નહી. વ્યાસ આદિ મહાત્મા પુરૂષોએ તો ઠીક પરંતુ ભગવાન પોતાએ પણ ગાયત્રીનું સ્મરણ, મનન, અને નિદિધ્યાસન પ્રત્યેક દ્વિજનું કર્ત્તવ્ય સમજી આજ્ઞા કરેલીછે. અને કહ્યુંછે કે—**गायत्रीना परो मंत्र** ગાયત્રી વિના અન્ય મંત્ર છેજ નહી, એટલુંજ નહિ પણ તેના વિસ્તારનું સ્વરૂપ સમજતાં પણ આપણને પ્રાપ્ત થાયછે કે વેદ જેવી ઉત્તમો ત્તમ વિદ્યા કે જે શ્રીમુખથી જન્મ થયેલીછે તેમાં પણ નવુંજ કથન દષ્ટી સન્મુખ થાય છે **ગાયત્રી**—એક છંદનું નામ છે. તેને ગુર્જરભાષા છંદ કહે છે. અને ગિર્વાણ ભાષા વૃત નામથી સંબોધે છે.

**गायत्री त्रिष्टुप् जगत्यनुष्टुप् पङ्क्त्या सहबृह त्युष्णिक कुकपृशूत्रीभिः समन्तुत्वा ॥ इतिवेदाः**

ગાયત્રી ત્રિષ્ટુપ્ જગતી, અનુષ્ટુપ્ પંક્તિ, ઉષ્ણિક, કકુપ, પશૂચી.

 સંકટ સહસ્ર હોયપણ, સત્ય વિનાશ ન થાય
જરૂર પણેથી જાણજો, સ્વર્ગે સ્હેજ જવાય.

ઇત્યાદિ છંદો ( વૃત્તો ) નાં અભિધાન વેદમાં પ્રસિદ્ધ છે. આ શિવાય અન્યત્રનો વૃતરત્નાકરાદિ વિવિધ ગ્રંથોમાં બહુ પ્રકારે પ્રસિદ્ધ છે. જેનું અત્રે વિસ્તાર કરવા પ્રયોજન નથી કારણ વેદો પનિષદના ગાયનમાં બહુધા ઉક્ત છંદો વિશેષ પણે વપરાય છે.

ભગવદ્‌ગિતામાં શ્રી કૃષ્ણે સ્વમુખે કહ્યુંછે કે "गायत्री छंद सामहं" છંદો માત્રમાં ગાયત્રી નામનો છંદ હું છું. હવે પ્રશ્ન ઉદભવે છે કે સ્તવન ઉપાસના આદિનું જે કથન શ્રવણ થાયછે તે સ્વતઃ; ગાયત્રીનું ? વાછંદનું ? તેનો ઉત્તર એજ કે ગાયત્રીનું એ ગાયત્રી કંઈ ત્રિપદાકે ? ચતુષ્પદા ? ઉત્તરમાં એ ઉભયજ છે. પરંતુ છાંદોગ્ય તથા બ્રહદારણ્યકોપનિષદ્‌માં તેનુ ચતુષ્પદા રૂપેજ ગાન થયું છે.

ॐ भूर्भुवः स्वः तत्संवितुर्धरेण्यं भर्गो देवस्यं
धीमहि धियोयोनः प्रचोद'यात् ॐ

तस्यपादः—ॐ भूर्भु वः स्वः। तत्। सवितुः। वरेण्यम्।
भर्गः। देवः। स्य। धीमहि। धियः। यः। नः। प्रचोदयात्। ॐ।

ॐ } अ—વિરાટ અગ્નિ અને વિશ્વાદિ
उ—હિરણ્યગર્ભ, વાયુ અને તેજસાદિ.
म—ઇશ્વર, આદિત્ય અને પ્રજ્ઞાદિ.

भू—( ભુરિતિ વૈપ્રાણઃ ) જે સમસ્ત સૃષ્ટિના જીવનનો આધાર છે.
भुवः—( ભુવરિત્યપાનઃ ) જેના સંગથી સમસ્ત દુઃખથી રહિત થવાયછે.
स्वः—( સ્વરિતિવ્યાનઃ ) જે **નાનાવિધ જગતમાં** વ્યાપક, સર્વને ધારણકર્તા છે.
तत्—તેના સવિતું—સઘળા પદાર્થોને ઉત્પન્ન કરનાર એવા જે સૂર્ય.

**वरेण्यम्**—ઉત્તમ **भर्गः**-તેજનુ દેવસ્ય જે દિવ્ય ગુણ યુક્ત. સમસ્ત સુખોને આપનાર અને જેની પ્રાપ્તિથી સર્વ પ્રકારની ઇચ્છા ફળી ભૂત થાય છે. તે પરમાત્માનું **धीमहि**—ધ્યાન કરીએ છીએ **धियः** બુદ્ધિને, **यः** જે **नः** અમારી **प्रचोदयात्**—ધર્મ અર્થ કામ અને મોક્ષ એ ચારે પુરૂષાર્થોમાં પ્રેરે છે.

સ્ફુટાર્થ—સઘળા પદાર્થોને ઉત્પન્ન કરનાર પ્રકાશવાન એવા જે સૂર્ય (પરમાત્મા) તેના ઉત્તમ તેજનું અમો ધ્યાન કરીએ છીએ જે તેજ (સૂર્ય વ ભિન્નપ્રકાશીત પરમાત્મન્) અમારી બુદ્ધિને ધર્મ અર્થ કામ અને મોક્ષમાં પ્રેરેછે અર્થાત એ ચતુર્વિધ પુરૂષાર્થોમાં યથા યોગ્ય વિજય મેળવી શકાય એવાં સ્ફુરણોનું સામર્થ્ય અર્પે છે. આટલા વિસ્તારથી હવે વાદીની શંકાનું સેહેજ નિર્ણય સ્વરૂપ સિદ્ધ થાય છે કારણ કે આમાં ગાયત્રી તે દેવી છે એવું કથન ક્યાંઇ થઇ શકતું નથી વળી દ્રષ્ટાન્તથી જોઇશુ કે કવચિત ભુજંગી ત્રિભંગી ઇન્દવ્રાદિ વૃતથી પરમાત્માની સ્તુતિ કરી તેથી તે વૃતની સ્તુતિ કરી શક્તિ નથી તેથી આ સ્થળે પણ ગાયત્રી શબ્દ ઇકારાન્ત સુચક હોઇને દેવીની સ્તુતિવા વૃતની સ્તુતિ કહી શકાશે નહિ પરંતુ તદન્તરે સ્થિત પ્રકાશની સ્તુતિ સૂચક એ વૃત છે જેનું વ્યાખ્યાન અન્ય પ્રસંગે પ્રકાશ કરીશ, એટલુંજ નહી પણ છંદગત **यः** શબ્દ (જે તેજ સ્વરૂપ પરમાત્મા પરબ્રહ્મ) થી પુલિંગ નિર્દેષકર્યો તેથી દેવી અર્થાત્ સ્ત્રિ લિંગ કવચિદપિ ઘટી શકતો નથી.

આ ઉત્તમ તેજ તે શું છે એ સ્વાભાવિક પ્રશ્ન અજ્ઞાનાવૃત જીવોને ઉત્પન્ન થવો સંભવિત છે; અને તે એ રીતે કે આ તેજ તે

શીવ છે ? કે વિષ્ણુ છે ? વા નપુશકલિંગે બોલાતું એવું નિરાકાર બ્રહ્મછે ? ઉત્તર માત્ર શક્તિનો નિર્ણય થઇ જવામાંજ છે. તો હવે માત્ર શિવ-વિષ્ણુ-અને બ્રહ્મ અર્થે શેષ કર્તવ્ય છે ત્યાં આપણે આદિત્ય હૃદયના વસંત તિલિકાવૃત તરફ દ્રષ્ટી કરીશું.

ध्येयसदा सावितृ मण्डुल मध्यवर्ति
नारायण सरसिजामन सान्नि विष्टः
केयुरवान्मकर कुण्डल वान्किरीटी
हारी हिरण्मय वपुर्धृत शंख चक्रः ॥

શ્રી સૂર્ય મંડળના મધ્યમાં વર્તમાન કમળ આસન ઉપર સ્થિત થયેલા બાજુબંધવાળા મકરાકૃત કુંડલવાળા, મુકુટવાળા, હારાવળીને ધારણ કરનારા સૂવર્ણમય શરીરવાળા તથા શંખ ચક્રાદિ જેણે ધારણ કરેલાંછે, એવા શ્રી નારાયણ સદા ધ્યાન કરવા યોગ્ય છે એજ રીતે એજપર બ્રહ્મ નારાયણને અન્ય સ્થળે અન્ય. સ્વરૂપે વર્ણવેલા છે જુઓ,—
**शुक्लां बरधरंदेवं शशिवर्णं चतुर्भुजं** શુકલ વસ્ત્રધારી ચતુર્ભુજછે જેને અને જેની કાન્તિ શશિ સદ્રશ છે એવા નારાયણ સદા ધ્યાન કરવા યોગ્ય છે, વળી અન્ય સ્થળે "**मेघवर्णं शुभांगं**" એમ બહુ વિધ પ્રકારે સ્તુતિ કરાયેલી છે પરંતુ આ સ્થળે એ પરમાત્મા પરબ્રહ્મનુ સુવર્ણમય સ્વરૂપછે એ વિષે શ્રીકૃષ્ણે ગીતામાં અનુષ્ટુપ છંદમાં કહ્યુંછે કે

यदादित्य गतं तेजो । जमद्भा सयतेऽखिलं
यच्चन्द्रमासिय च्चाग्नौ त्तत्तेजो विद्धि मामकम् ॥ १॥

સૂર્યમાં રહેલું જે તેજ સમસ્ત જગતને પ્રકાશમાન કરે છે અને જે ચંદ્રમાં રહેલું તેજછે અને જે અગ્નિને વિષે પણ રહેલું છે તે તેજ

ગારૂંજ છે આથી પણ સ્પષ્ટ થાયછે કે તે તેજ પરબ્રહ્મનુંજ છે વિષે-
ષમાં શ્રુતિ પણ કહેછે કે

**यएषोऽन्तरादित्ये हिरण्मय पुरुषो दृश्यते हिरण्मय श्मश्रु-र्हिरण्मयकेश आ प्रणखात्सर्वएवसुवर्णः तस्य कप्यास पुण्ड-रीकामिवाक्षिणीति तस्योदितिनाम सएष सर्वेभ्यः उदित उदेति सर्वेभ्य पाप्मभ्यो यएव वेदः ॥**

જે આદિત્યમાં હિરણ્મય પુરૂષ દ્રશ્યમાન થાય છે. સુવર્ણમય શ્મશ્રુવાલા હિરણ્મય કેશવાળા, નખથી આરમ્ભિ મસ્તક પર્યંત જે સર્વ સુવર્ણ મય છે. જેનાં પ્રફુલ્લિત કમળ સરખાં નેત્રોછે. જેનુ સર્વોપર નામ છે. તે આ સર્વનુ અંધત્વ વિનાશ કરવા અર્થે ઉદય પામ્યા છે. એ પ્રકારે એ તેજ સાક્ષાત્ પરબ્રહ્મનુ કથન કરેછે. અન્યમાર્ગે દ્રષ્ટી કરતાં આપણે જોય થયું કે "**कप्यास पुण्डरीकननय :**" આ શ્રુતિથી વિષ્ણુ પરમાત્માનુ સ્તવન સૂચન છે. એવી શંકા કરવી નહી વિષ્ણુ એજ સચ્ચિદાનંદ પરમાત્મા શ્રી સૂર્યાન્તર્ગત રહેલા છે એટલુજ નહીં કિન્તુ કૃષ્ણ સ્વવદને વદે છે કે **प्रभास्मि शशि सूर्ययो** " સૂર્ય ચંદ્રની પ્રભા (તેજ) હું છું. આટલા થયેલા વિવરણથી સહેજ જ્ઞાત થવાયુ હશે કે ગાયત્રી મંત્રથી સ્વત: સૂર્યનું નહીં પરંતુ તદ્દ્મસ્થ તેજનુજ ધ્યાન પ્રબોધાયું છે. અને તેજ કર્તવ્ય છે ત્યારે સૂર્ય ચંદ્ર એ શુ? એ શંકાનુ પણ એવું સમાધાન છે કે સ્વામિ સેવક ભાવ સદૃશ સૂર્યચંદ્ર અને પરમાત્માનો સબંધ છે, અર્થાત શ્રુતિ-વેદછે તેમ સૂર્યચંદ્ર એ પરમાત્માના આજ્ઞાંકિત સેવકો છે.

**"एतस्यैवाक्षरस्य प्रशासने गार्गि सूर्यचन्द्रमसौ विधृतौतिष्ठतः"**

( ૭૬ ) માયામાં મરતી વખત, મન નવ રહે લગાર;
તેમાટે કરતાતણું, કરવું રટણ અપાર.

---

હે ગાર્ગિ ? આ અક્ષર બ્રહ્મ એવા પરમાત્માની આજ્ઞામાં આ સૂર્યચન્દ્ર નિરંતર ઉભા રહેછે. ઇતિ.––( ગાંગરોલ ધર્મપ્રકાશ. )

## રાગ કલ્યાણ– ધ્રુપદ ચોતાલ.

તેરોહી ધ્યાન ધરત બ્રહ્મા શિવ વ્યાસ પાર નારદ મુનિ;
સનકાદિક, શેષ સુરેષ રટત રહત નિશિ બાસર.
ચન્દ્ર સૂર્ય ઓર તારાગણ, ધરા મેરૂ પશુ પક્ષી;
જલ થલ કે આગમ નિયમ, ગુણ કહત રહત નારી નર.
તૂ દીનાનાથ દયાળુ ભવપોશક વિશ્વમગર;
"માધવ" કો સુખ સંપત્તિ દીજે, જય હરદેવ જય બલદેવ નિરાકાર.

## પ્રભુ પ્રાર્થના—ભૈરવી ગજલ.

હરજગહ મોજુદહે, પણ વહનજર આતા નહીં;
યોગ સાધન કે બિના, ઉસકો કોઇ પાતા નહીં.
મરને ઓર જીનેકે બંધન, સે બાહીર વહ હે સદા.
ઉસકા કોઇ જીજ બેટા. ઓર પિતા માતા નહીં.
ગાન વિદ્યા સે ગર કુછ, લાગ હે મદ્દે નજર;
ફિર જગત સ્વામિકે તુ, ગુણવાદ કયોં ગાતા નહીં.
જો જગત કર્ત્તા કી મનસે આજ્ઞા હૈ પાલતા;
કોઇ ભી દુઃખ દર્દ ઉસકો શકલ દિખલાતા નહીં.
રાસ્તી કો જીસને છોડા, કજરવીકી ઇખતિયાર;
મંજીલે મકસૂદ તકઉસકા કદમ જાતા નહીં.
મુસ્તહક કે હક દબા લેને કી આદત જીસને કી;

કૌન હે જો પેચોતાંવે ગમસે ઘબરાતા નહીં.
હે સમજ જિનકો, વહ ઉનકો જાનતેહે કમ સમજ:
જો યહ કહતેહે કોઇ કર્મોંકા ફલ દાતા નહીં.
કુછ ભી પરઉપકારમે હોતી નહી તુજસે મદદ;
હૈફ આપને દિલ મેં ભી તૂ "ઉરફ" શરમાતા નહીં

જેણે મનુષ્ય જન્મ ધરી પોતાની જીંદગીમાં લોક વખાણે તેવું એકોણુ કાર્ય કર્યું નથી, તે માણુસ બલકે, હજારો વર્ષ જીવે, પણ તેનુ સર્વ આયુષ્ય વ્યર્થ છે, અર્થાત એળેજ ગયુછે, પરંતુ ધન્ય છે તેને કે જેણે થોડા દીવસમાંજ પુષ્કળ સત્કાર્યો કરી અચળ કીર્તી મેળવીછે, તે ભલે એક દિવસ જીવે પણ તે અમરજછે.

અરે? પણ હું કોણ? કયાંથી આવ્યો છું? કયાં જઇશ? મારે કોને ઓળખવો જોઇએ? મને કોને શરણે જવાથી અભય પદ પ્રાપ્ત થશે, મને કીયા પ્રકારનુ વર્તન હિતાવહ થશે, વીગેરે બાબતોનો વિચાર હરેક માણુસને થતો હોયતો પોતાના સ્વદેશની અને સ્વધર્મની ઉન્નત્તિ થયા સિવાય કદિપણુ રહેજ નહી. લી૦ શરમા.

## પ્રણવ ૐ પ્રસ્તાર AUM.

### जपात् सिद्धि जपात् सिद्धि जपात सिद्धि पुनः पुनः ॥

ઉપરનું મહાવાકય જપનુંજ પ્રાધાન્ય પણ પુનઃ પુનઃ કથન કરેછે અને જપથીજ સિદ્ધિ અર્થાત મોક્ષ મળે છે એવો હેતુ દર્શાવેછે. અને સમસ્ત કર્મ કાંડ અને ઉપાસનાનું તાત્પર્ય જપમાંજ સંસ્થિત કરી તેના ગ્રહણુ અર્થે ઉચ્ચનાદથી એજ હેતુનું અધિકાધિક સમર્થન કરી તત્ જપ ગત સિદ્ધિનુ શ્રેષ્ટતર મહાત્મ્ય કથી પ્રબોધે છે હવે આ સ્થળે

 પ્રીતિ રૂપી પાત્ર તો, પ્રવીણુથી પીવાય;
ખર આગળ સાકર ધરો, ખાતાં તે ગત થાય.

પ્રશ્ન એજ ઉદ્ભવેછે કે. કયા મંત્રના જપનું ગ્રહણુ છે. એજ પ્રાથમિક સ્પષ્ટ થવાની આવશ્યકતા છે. શાસ્ત્રગત મંત્રા ભિન્ન ભિન્ન દેવો તથા કાર્ય, કારણુ પરસ્તે ભિન્ન ભિન્ન મંત્રા યોજાયા છે.

સકામ અને નિષ્કામ અર્થે પણુ પ્રત્યેકદેવ નિમિત્ત મંત્ર પણુ વિવિધ પ્રકારનાછે કિન્તુ તે સર્વનુ આ સ્થળે ગ્રહણુ નથી અતરેતો માત્ર મોક્ષના હેતુ ભૂત અને અનાદિ સર્વ માન્ય વેદના મંત્રની ઉપાસનાનું બોધન છે અને તેને આપણે મંત્રનુ અભિધાન પ્રબોધિ પ્રણુવનેજ કહી શકીશું કે જેની નિશ્ચયતા માટે ભગવદ્ગીતાના સાતમા અધ્યાયમાં શ્રી કૃષ્ણુ પોતેજ કહેછે કે, " **प्रणव सर्व वेदेषु शब्दखे पुरुषं नृषु** " આ વાક્ય ઉપરાંત અન્ય કોના વિશેષ પ્રયોજનને અવકાશ છે. અને તેથીજ આ મંત્ર ( પ્રણુવ ) થી અન્યોત્તમ મંત્ર મોક્ષ અર્પવા સર્વદા સર્વથા અ સમર્થજ છે.

જે પ્રમાણે મંત્રાનુ ભિન્નત્વછે તદ્વત્ તેઓના ઉચ્ચારણુમાં એ ભેદનુ કથન છે. સિદ્ધિનો આધાર વિશેષ રીતે ઉચ્ચારણુ ઉપર પણુ રહેતો જણાય છે. તેથી એ સંકાનું સમાધાન પણુ અત્રજ આપવાનું પ્રયોજન છે. સ્વરોચ્ચારણુના ભેદમાં ઉદાત અનુદાત સ્વરિત્–પ્લુત–પ્લુતતમ–પ્લુતતર આદિ આમાં કેવા સ્વરનુ ઉચ્ચારણુ આ મંત્ર અર્થે ઉત્તમ છે તે અર્થે **श्री मद् ब्रह्मविद्योपनिषद्** તરફ દૃષ્ટી ગમનના અગને અંતે પ્લુતતરની આજ્ઞાનો નિઃશશય સ્વિકાર થાય છે.

આ પ્રણુવ ॐ નુ સ્પષ્ટિકરણુ ઉકત ઉપનિષદ ભિન્નપ્રકારે કથન કરે છે, તથા અન્ય ઉપનિષદોમાં વિવિધ પ્રકારનુ સ્પષ્ટિકરણુ વિવિધ પ્રકારે પ્રબોધેલું છે. કિન્તુ સર્વનુ તાત્પર્ય વિવિધ પ્રકારે નથી. તેથી સ્વલ્પ

માં આ સ્થળે વિસ્તારતાં પ્રણવ ત્રણ માત્રાથી સમ્બન્ધિત થયાનું સર્વત્ર પ્રસિદ્ધ છે. અને તે દરેક માત્રાના સામર્થ્યનુ કથન કરતાં अ કાર એ રૂગ્વેદ, ગાર્હસ્પત્ય, પ્રથ્વી અને બ્રહ્માછે, उ કાર એ યજુર્વેદ, અન્તરિક્ષ દક્ષિણાગ્નિ, અને વિષ્નુ છે; અને म કાર એ શામવેદ સ્વર્ગ, આહવનિય, અને મહેશ્વરછે; સમસ્ત વ્યક્તિ પ્રણવથી પરિવેષ્ટિત છે. અને પ્રણવ સર્વ વ્યક્તિથી પરિવેષ્ટિત છે. એટલે પ્રણવનુ અસ્તિત્વ સમસ્ત. વ્યક્તિને વિષે **નાદ** રૂપેસ્થિત છે, આ પ્રણવ ૐ નાવાચ્ય બ્રહ્મનુ નૈરંતર્ય એકાગ્રતાવડે ચિન્તવન કરે છે, તેજ પરિણામે મોક્ષાવસ્થા ભોગવવાનુ સામર્થ્ય સમ્પાદન કરે છે.

**प्रणवो ह्यपरब्रह्म प्रणवपरः स्मृतः ॥**
**अपूर्वोऽनन्तरोऽबाह्योऽनपरः प्रणवोऽव्ययः ॥**

**श्री० मां० उ० अ० प्र १ श्लो २६**

પ્રણવજ અપર બ્રહ્મ છે; અને પ્રણવ પરબ્રહ્મછે. પ્રણવ અપૂર્વ અબાહ્ય અનપર ને અવ્યય છે. અર્થાત્ પ્રણવનુજ શ્રવણ, મનન, નિદિધ્યાસન તથા તેનોજ જાપ સર્વદા સમસ્ત આર્ય વેદાનુ કુલ મનુષ્યોને કર્તવ્ય છે. ( ધર્મ પ્રકાશ )

## ધનાસરી ધ્રૂપદ—ચોતાલ.

તેરો નામ **AUM** ૐ કાર, કોન પાય સકે પાર.
મહા મુનીશ ગયે હાર, ગાય ગાય ધાય ધાય તેરો.
સત્ ચિત્ આનંદ સ્વરૂપ, વિના રંગ રહિત રૂપ.
તૂ અનૂપ જગત ભૂત, નિરાકાર નિર્વિકાર તેરો.

 ચકવો ચિત્ત ચિન્તવન કરે, ભાનુનો પ્રકાશ;
ભાય ભાળી ભાનુ તણો, ઘુવડ થાય ઉદાસ.

---

અજર અમર અજાય સ્વયંબ્રહ્મ, અખંડ અક્ષય શુદ્ધ.
બુદ્ધ મંગલ મય, તૂ અપાર તૂ અપાર તેરો.
તુ અછેદ તૂ અભેદ, સર્વ શાસ્ત્ર કહતવેદ,
નવલસિંહ કહે પૂકાર, કોન કહી સકે વિસ્તાર. તેરો.

## પટવૃત્તિ—શુદ્ધજ્ઞાન અને અજ્ઞાનતા વચ્ચેનુ અંતર.

AUM.




AUM.

**પટવૃત્તિ** પટ શું વૃત્તિ શુ અને તે કોના સબંધમાં ?

પટ એટલે પડદો, આડુ રહેલું અનીરાય રૂપવસ્ત્ર અહીં સદ્ગુરૂના પ્રસાદબળથી શિષ્ય પોતાની સ્થિતીમાં મહા વિલક્ષણો ફેરફાર કરી શકે છે. વચમાં કાળનો પટ મહાન વિકટ અને લાંબો છે. તથા તે કાળની માયાનો પટ જ્ઞાનોદયે ખુલ્લી જાય છે. શાથી ? માત્ર ૐ કારની દીક્ષાથી એ ૐ કારની આસપાસના સુક્ષ્મ બિંદુઓ તથા દીર્ઘ બિંદુઓ રૂપી સૂર્યો એમ સુચવેછે કે સૂર્યો અને તદ્દીન શ્રૃષ્ટીઓ તમામ એ આદિબ્રહ્મ મહા શબ્દ નાદયાને સરોદને આધારે ઉત્પન્ન થાય છે, સ્થિતિ પામે છે તેમ લય પામે છે, જે કાંઇ ધારી શકીએ જે કાંઇ કહી શકીએ, જે કાંઇ માની શકીએ, અને જે કાંઇ અનુભવી શકીએ તેનું સર્વસ્વ એ પરમાત્મારૂપ ૐ છે જ

**ॐ तत्सदिति निर्देशो ब्रह्मणस्त्रिविधः स्मृतः** ( ગીતા )

આ વચનના સૂક્ષ્મ અર્થનું વિવરણ કરવામાં શ્રી શંકરે આખુ તત્વ સમજાવ્યું છે, એ વાત અદ્વૈત વેદાન્તના અભ્યાસકોને નવી નથી. પરંતુ અત્રેના પ્રસંગમાં એ વિચાર કેવે પ્રકારે પ્રવૃત્ત થઇ વિસ્તાર પામે છે તે આપણે આપણી બુદ્ધયાનુસાર જોઇશુ. ૐ કારનો અર્થ વિસ્તાર આર્ષ તત્વ જ્ઞાનના ગ્રંથોમાં એટલો બધો છે કે તે આ નહાના સરખા ઉદ્‌ગારના વિવેચનમાં ચર્ચી શકાય એમ નથી છતાં ઉપનિષદ્‌માંના એક પ્રસંગને આપણે વિચારીશુંતો એ પ્રણવનો મહિમા કાંઇક અંશે જોઇ શકીશું.

યમરાજે નચિકેતાને આપેલા ત્રીજા વરદાનના પ્રશ્નના ઉત્તરમાં કહ્યું છે કે, **सर्वे वेदा यत्पदमामनन्ति तपांसि सर्वाणि च यद्वदन्ति ॥ यदिच्छन्तो ब्रह्मचर्यं चरन्ति तत्तेपदं संग्रहेण प्रब्रवीम्योमित्येतत् ॥** તેમજ **यो वेदादौ स्वरः प्रोक्तो वेदान्ते च प्रतिष्ठितः ॥** ઇત્યાદિથી તથા ગાયત્રી હૃદયાદિમાં જણાવ્યા પ્રમાણે તુરીય પ્રણવાતીત કેવલ બ્રહ્મમાંથી અર્ધબિંદુરૂપ પ્રકૃતિ ઉત્પન્ન થયો, અને તેમાંથી રજો ગુણ સમ્પન્ન શુકલવર્ણ **अ** કાર ઉત્પન્ન થયો અને તેમાંથી સત્વ ગુણયુક્ત કૃષ્ણવર્ણ **उ** કાર ઉત્પન્ન થયા પછી તેમાંથી તમો ગુણ સહ રક્તવર્ણ **म** કાર ઉત્પન્ન થયો, શિક્ષા ગ્રંથોમાંથી પણ ૐ કારની પ્રવૃત્તિ એજ પ્રકારે સિદ્ધ થાય છે, એ પ્રણવમાંથી પછી વ્યહૃતિઓ વ્યાહૃતિમાંથી ગાયત્રી, તેમાંથી સાવિત્રી, સાવિત્રીમાંથી સરસ્વતી, સરસ્વતીમાંથી વેદ, વેદમાંથી બ્રહ્મા, અને બ્રહ્મામાંથી લોકોત્પત્તિ એવોક્રમ સ્પષ્ટ બતાવ્યો છે, શ્રુતિપણ સાક્ષી પુરેછે કે, ૐ **इत्येतदग्रेऽजायत ॥** ભાષ્યમાં સવિસ્તર સ્પષ્ટિકરણ જ્ઞાન શિરોમણી શ્રી શંકરે

 પાગ, રાગ, ને પારખુ, નાડી, ને વળી ન્યાય;
તરવું, તાંતરવુંને તસ્કરવું એ આઠે આપ કળાય,

કર્યું છે તે વિસ્તાર ભયથી નહી વિચારતાં પ્રણવનો અધિકાર નિર્ણય આટલાથીજ કરીને વિરામતાં ગુપ્તનાદ શબ્દ એ વિષય ઉપર ઉતરીશું કે જે પૂર્ણ બ્રહ્મનુંપરમ શુદ્ધ ઉચ્ચસ્વરૂપ છે આપણો શબ્દ બ્રહ્મ અથવા પાશ્ચાત્ય પુરાણુ ભાવનામાંનો **LOGOS** એ ઉપર જે વિચારવું જોઇએ તે હજુ શાસ્ત્ર વાદી જમાનાને બધુ બાકીજ રહ્યું છે. એમ કહેવામાં લેશ પણુ બાધ નથી. જેમ બ્લીકસ નામના એક વિચારકે નાદ્દયાને સરોદની સર્વ મૂલતા ઉપર સારીપેઠે આગળ વધીને તપાસ ચલાવી છે. ત્યારે વિચારવાનું એ છે કે આપણા કવિઓની કલ્પના દીનાપ્રસાદ રૂપ મળેલાં કાવ્ય અને બ્રહ્મવિલાસનું સંપૂર્ણ સ્વરૂપ નાદ, એ એમાં વિશેષ શુદ્ધ ઉચ્ચત્વનું સ્વરૂપ શું ? એ ઉપર વિચાર કરતાં જણાય છે કે નાદ અથવા શબ્દ બ્રહ્મ અને કલ્પના તરંગાદિજન્ય કાવ્ય એમાં મહદંતર છે. **शारदातिलक** માં જણાવ્યા પ્રમાણે **सच्चिदानन्द विभवात्सकलात्परमेश्वरात्॥ आसीच्छक्तिस्ततो नादस्तस्माद् बिंदु समुद्भवः॥ सत्वः श्रुति संपन्नः शब्दब्रह्मा भवत्परम॥** તેમજ **नादवृद्धिरपरा :** એ જૈમુનિય સૂત્રપર વિવેચન કરતાં શ્રી શંકર સ્વામી કહેછે કે **નાદજ** સૃષ્ટી માત્રના સ્વરૂપનુ બીજ છે, સામવેદીય છાન્દોગ્યોપનિષદ્‌માં એજ નાદ પરથી ગાનનો ઉદ્‌ભવવિચાર બહુ સૂક્ષ્મ રીતે વિચરાયો છે **तद्वैऽसौ कृष्टतमश्च सामः स्वरः** ॥ ઇત્યાદિ, તેમજ ગીતામાં પરમાત્મા **ऋग्वेदने** પોતાનું સ્વરૂપ નહી કહેતાં **वेदानां सामवेदोऽहम** એમ શા માટે કહેછે, આ ઉપરથી સુજ્ઞ વાંચકોને નિશ્ચય થયો હશે કે જગતમાં સર્વથી પહેલો સરોદ અવાજ નાદ યાને શબ્દ ૐ કારજ છે તથા જે સામવેદમાંથી ઉત્પન્ન થયેલા

ઉપવેદ તરીકે ગાંધર્વવેદયાને આર્ય સંગીતકળા તરીકે ખ્યાતી પામેલા એ મુલ હુન્નરના ઉમદા વિષય ઉપર કંઇક વિચાર કરીશું.

## સંગીતકળા ( તલેસમાત ) ગુપ્ત શક્તિછે.

ગાયન તેની ભેદી શક્તિ અને તેના જુદા જુદા રાગોથી મનુષ્યના મન ઉપર અજાયેબરીતે જુદી જુદી અસરો થાય છે.

ગાયનની કરામતી શકિતથી મનુષ્યના મન ઉપર જે લાગણી થાય છે, તે ગાયનની અંદર સમાયેલી મતલબને લીધે નહીઃ પરંતુ ગાયનો સરોદ જે સુરોથી બનેલો હોય છે, તે સુરોને લીધેજતે અસર થાય છે ગાયનનો હુન્નર આપણી આલમમાં હસ્તી ભોગવતા દરેક હુન્નરો કરતાં-વધારે મુસ્કીલ છે, સઘળાંઓથી એ હુન્નર સંપૂર્ણ રીતે સમ્પાદન થઇ શકતો નથી-એક યુવાન હુશિયાર બાનુયા મરદ બી. એ. એમ. એ. બૅરીસ્ટર-ડૉકટર-હેડમિસ્ટ્રેસ-મીડવાઇફ વીગેરે બની શકશે પરંતુ કેટલીક ખાસ ખુબીઓ, કે જે ગાયન કરવા માટે અવશ્ય જરૂરની છે. તે જો તેનામાં નહી હોયતો, કદીપણ તે પ્રોફેસર-ઑફ્‌મ્યુઝીક બનનારનથી સૃષ્ટીની અંદર એક નહી પરંતુ અનેક રંગ રૂપે ગાયન. દરેક ચીજમાં અને દરેક ઠેકાણે હસ્તી ભોગવે છે, સુધરેલી દુનીયાના વતન દારોથી તે આફ્રિકાના જંગલીઓમાં પણ એ આસમાની હુન્નર મોજુદ છે, પક્ષીઓ અને જાનવરો કે જેઓ બોલવાની શક્તિ ધરાવતાં નથી. તેઓ પણ ગાયનથી ખુશ થવાની સમજ શક્તિ ધરાવે છે, એ બિના ઘણી પ્રકારે સાબીત થઈ ચૂકી છે, ફરકમાત્ર એટલોજકે, માણુસને બોલવાની

શક્તિ હોવાથી ગાઇ શકે છે. ત્યારે જાનવરો વાચા વગર પણ ગાયનનો સરોદ સાંભળી તેની ખૂબી પીછાની શકે છે, એ સરોદ સાંભળવાની અને તેને પીછાનવાની શક્તિ, દરેક જાનવરના મગજના પ્રમાણ પ્રમાણે, તેમનામાં ખીલેલી રહેછે, સર્પ, હરણ, ઘોડા, વાનર, તેમજ, ગરૂડ–બુલ બુલ, પોપટ–મેનાં, વીગેરે અને છેવટે દરિયામાં વસતાં પણ ઘણાંક પ્રાણીઓ સંગીત સરોદથી આનંદ મેળવતાં માલમ પડ્યાં છે.

સરોદયાને અવાજ દરેક મનુષ્યની અકલને હેરાન અને હેરત કરે છે, બહુ બારીક અને ઊંડા વિચારથી તપાસ કરી જોઇશું તો આપણને ખાત્રી થશે, કે અવાજની બરકતથીજ આસૃષ્ટીની હસ્તીછે.

અને એ અવાજના એકજ ધડાકાથી કોઇ દાહાડો આ જગત ફના થશે, અને એ રીતે જોતાં સરોદની કરામત ખચીત ભેદ ભરી છે, અવાજની ખૂબીઓ ઉપર યુરોપના વિદ્વાનોએ ગઇ સદીમાં જેજે શોધ ખોળ ચલાવી છે, તેનાં પરિણામ આપણી સામે રજુ થયાં છે, તે સર્વ પરિણામ જોયા અને તપાસ્યા પછી આપણને એવા નિશ્ચય ઉપર આવવાની તક મળે છે, કે આર્ય સંગીતનાં અવાજની ગુપ્ત શક્તિ ઉપર યુરોપના વિદ્વાનો શોધ ખોળની નજરથી કંઇપણ ઇસારો કરી ગયા નથી. જે ગુપ્ત શક્તિઓ વિષે આ સ્થળે હું કંઇ લખવા ધારૂં છું, તે બાબત જો કે નવીતો નથીજ પરંતુ–ગુપ્ત વિદ્યાના અભ્યાસીઓનેજ તે જાણીતી હોવાથી સાદી અને સાધારણ સમજ શક્તિની નજરે જોનારાઓને મન તે એક નવીન બીના છે, એટલુંજ નહી પણ વખતના ચક્કરમાં

પીસાઇ ગયેલી તે મહાબાત ગુપ્ત વિદ્યાના ભેદ ભરમોની હકિકત આજે આ કેળવણીના જમાનામાં કેળવાયેલાં મગજોને પણ એક ઉખીયાણા ( કહેવત ) સમાન તે થઇ પડી છે, એવાત ખરી છે, કે જેમ જેમ માણુસ વધારે કેળવણીથી વધારે પ્રવિણ થતું જાય છે તેમ તેમ તે વધારે Natural બનવાને બદલે વધારે અને વધારે artifi cial બનતું જાય છે.

## જગતમાં સર્વથી પહેલો સરોદ યાને અવાજ !

A-U-M
अ-उ-म



AMEN

### સંગીતકળાનાં શોખીન અને અભ્યાસી 'બાનુઓ ! તેમજ ગૃહસ્થો !

અખંડ બ્રહ્માંડ જે વખ્ત હસ્તીમાં આવ્યું તેજ વખત તે પોતાની ધરી ઉપર ઘુમવા લાગ્યું; અને તેના ઘુમવાથી ૐ એવો એક સરોદ તેજપણે પ્રગટ થઇ પ્રકાશીરહ્યો, અને હજી તે સરોદ રાત અને દીવસ ચાલુજ રહ્યો છે હજી તે અવાજ બંધ પડયો નથી, અને કદીપણ તે બંધ પડવાનો નથી, બ્રહ્માંડની હસ્તી જ્યાંસુધી ઝલકતી રહેશે ત્યાં સુધી ૐ સર્વ પ્રાણી માત્રનો શિરોમણી અમુલ્યરત્ન, રૂપ એક જીવનાધાર; પ્રાણદાતા પ્રાણરક્ષક ધર્મ અર્થ કામ અને મોક્ષ એ ચારે પદાર્થોની પ્રાપ્તીઓ આપનાર આખી આલમના એક શિર-

છત્ર પિતારૂપે અવિચળ અગર પણે પ્રગટેલોજ રહેશે, જ્યારે ધરા (પૃથ્વી) પોતાની ધરી ઉપર ફરતી બંધ પડશે, જ્યારે જગતમાં તમામ અંધકાર ફેલાશે, અને સર્વ તરફ નાશ વિનાશ શિવાય કંઇ પણ રહેશે નહી ત્યારેજ એ ૐ નો પ્રકાશબંધ પડશે.

જ્યાંસુધી આ ધરતી પોતાની ધરી ઉપર ફરતી રહેશે અને સૂર્ય તથા ચંદ્રના પ્રકાશથી તે તપતી અને ઝલકતી રહેશે, ત્યાં સુધી આ ૐ અવાજ નીકળતોજ રહેશે, એ રીતે સરોદનો પ્રાથગિક અવાજ બ્રહ્માંડના પ્રગટવા સાથ પ્રથમમાંજ પ્રકાશિત થયોછે જગતમાં સર્વથી પહેલો સરોદ તેજ હતો જગતની સાથેજ તે પ્રગટ થયોછે, અને જગતની સાથેજ તે નાશબી પામશે સાધારણ ફિલસુફી એજ શિખવે છે ગુપ્ત જ્ઞાન એજ કહે છે--અને આજની વિદ્યા પણ એમજ શીખવે છે, તો આવી ગુપ્ત ભેદી શક્તિને મનુષ્ય જન્મ પામી કંઇપણ સત્યજ્ઞાન પરમ કૃપાળુ પરમાત્માની પૂર્ણ કૃપા અને પરસનતાથીજ પ્રાપ્ત થવા ભાગ્યવાન બન્યા છતાં તેને જાણવાને જોવાને ઓળખવાને તેમજ હંમેશાં ધ્યાન પુજા ઉપાસના અને સેવન કરવાને કયો હિનભાગી મંદગતિ અજ્ઞાન એ સમજ રહેશે ? તે સુજ્ઞ સહૃજ્ઞાતા વાંચક વર્ગની સમજ શક્તિની દ્રષ્ટી સામે તેઓનીજ વિચાર બુદ્ધિની ફીલસુરીના નિશ્ચય માટે તેમનેજ સેવામાં સમાર્પિત કરૂ છું.

## અવાજની ત્રણ ગુપ્ત શક્તિ.

૧. શ્રણીમાં તે આકારને જન્મ આપેછે. ૨. શ્રણીમાં તે તેનું રક્ષણ

કરેછે અને. ૩. શ્રણીમાં તે તેનો નાશ કરેછે, આર્યશાસ્ત્રાનુ મતે અવાજની આ ત્રણુ ભેદ ભરી શક્તિ તેના ત્રણુ પેદા કરનાર ત્રણુ પ્રતિનીધિ તરીકે મનાય છે. અ એટલે બ્રહ્મા ઉત્પત્તિ શક્તિ અને રજો ગુણુછે ઉ એટલે વિષ્ણુંસ્થીતિ ( પાળનાર ) શક્તિ સત્વ ગુણુછે અને મ એટલે મહેશ, લય (નાશ) શક્તિ—તમો ગુણુ છે, એ ત્રિગુણાત્મક શક્તિવાળો એક અખંડ બ્રહ્મ ૐ ને નામે પ્રકાશવાન જણાયેલો છે તેજ પેદા કરનાર—પાળનાર— અને મારનાર એવી એ ત્રણુ મહા બળવાન અને સમર્થ શક્તિને ધરાવનાર—સતચિત આનંદ સ્વરૂપ ૐ પરમાત્માને—કોણુ? સત્ય પ્રેમે નહીજ સ્વિકારશે? અવાજની આ ત્રણુ ગુપ્ત શક્તિ હાલના કરતાં આગલા કાળમાં વધારે જાણીતી અને માનીતી હતી, અવાજ નજરે પડતો નથી પણુ તે કાને સંભળાય છે, આંખે તેનાં રંગ રૂપ દેખાતાં નથી પણુ આધુનિક જમાનાની આગળ વધેલી વિદ્યાએ એ અવાજની ખરી સિકલ અને રંગ રૂપ કેવાં હોય છે' તેને આબેહુબચીતાર "ફોનોગ્રાફ, ગ્રાફોફોન," વીગેરે સુધરેલાં સાહીત્યોથી આપણી સામે રજુ કીધો છે.

એકદીલ પસંદ ગાયનના સરોદથી હવામાં જે કંપારી ( Vibrations ) થાય છે, અને તેથી જે આકારો બંધાય છે, તે જો કે સાદી નજરે દેખાતા નથી પણુ આજે તેના ખરા આકારનાં ચિત્રો ગીરીસ હયુજીસની રીતે આપણે જોઇ શકીએ છીયે, આવી રીતેથી બંધાતા દરેક આકારો ઘાટ ઘડમગાં સંપુર્ણ હોય છે, બારીક તપાસથી માલમ પડશે કે તેના ઘાટ જયો મેત્રીકલ' હોય છે ખરૂં જોતાં આ જગતમાં જે કંઇ નજરે પડે છે, તે બારીક નજરે

જોતાં જ્યૉ મેત્રીના કાયદા પ્રમાણે તેનું બધારણ માલમ પડે છે, હવાગાં થયેલી કંપારીથી જેજે આકારો બંધાય છે, તે કાંઈજ નહી પણ 'જ્યૉ મૅાંત્રીકલ' આકારો હોય છે PLATO કહી ગયો છે તે ખરૂંજ છે કે 'God Geo metrises.

રાગનો ખરો અર્થ જુસ્સો છે, આર્ય સંગીતમાં ૧૬૦૦૦ રાગો કહેલા છે, એ સરવે રાગો એક એકથી જુદા પડે છે, અગર-જો આંપણે ૧૬૦૦૦ રાગો જુદા જુદા માનીએતો આદમીના ૧૬૦૦૦ જુસ્સા હોવા જોઇએ, રૂષીમુનીઓની આ બનાવટ એવી બારીક કારીગરીથી ભરપુર છે, કે આજના વખતમાં તો શું, પણ હવે પછીની ઓલાદ પણ આર્ય સંગીત તે કરતાં વધારે ઉમદા સંગીત ઉપજાવે એ અશકય છે તમો એ સંગીતને તમારા અધુરા અભ્યાસની નજરે નહી જુવો, તમે એ સંગીતને ઇંગ્રેજી સંગીતના આજના દમાગ સાથે નહી સરખાવો માત્ર તમે એટલુંજ સમજીને માનીલ્યો કે આર્ય સંગીત એક ધર્મ છે, આર્ય સંગીત એક આસમાની હુનર છે, અને બીજા સર્વ સંગીત-થી તે પહેલીપંકતીમાં રહેલું આપણુને દર્શાવે છે, અવરતા અને વે-દના જગાનામાં એ વિધા પોતાના પુર જોસમાં ખીલેલી હોવી જોઇએ, કેમકે મંત્ર અને યસ્તના પડવાથી મોટાં મોટાં હક્તે ખાનો તુટી જતાં હતાં, દેવતાઓની અવકૃપાનાબુદ થતી હતી તથા અ-મુક મંત્ર યસ્ત પઢવાથી મનની મુરાદ બર આવતી હતી, એવી ઘણીક નોંધો આજે જાણવામાં આવે છે તે બેશક ખરી હોવી જો-ઇએ, સબબ જ્યારે બંદગી–પ્રાર્થના જેવા જોઇએ તેવા સુરોદમાં

થતી હતી, ત્યારે તે સરોદનાં 'વાઇબ્રેશન' એવાં થતાં કે તેનુ છેવટ પરીણામ મનગાંનતુ આવતુ હતુ—આર્ય સંગીતના ઘણાક રાગો, ઋતુના બદલાવાથી હવામાં જે ફેરફારો થાય છે, તે હવાને અનુસરતા બંધાયેલા છે, કુદરત સાથે આર્ય સંગીત હળીમળી કામ કરતુ હોય; એમજ લાગે છે, આદમીના મગજમાં જે બે પ્રકારની લાગણી તે પેદા કરે છે તે વિષેનો એક દાખલો તે લખનારનાજ શબ્દોમાં રજુ કરૂં છું. "Then again Sound has a temper ature of its own the mental impression of Sound Very often becomes the cause of heat Indeed it is well Known that Mssic hau Warmiug or Cooling I effect. "

સંગીત, સરોદયાને અવાજ એ વિષય એટલો તો અપાર સાગરછે, કે તેનો વધુ વિસ્તાર આ લઘુ પુસ્તકમાં સ્થળસંકોચે વિચરાવવો ઘણો કઠીણુ છે. જે સુજ્ઞ રસિક વાંચકોને તેનો સંતોષ જનક સાર ગ્રહણ કરવો હોય તેમણે ખાસ કળાવંત યાને આર્ય સંગીત કળા એ નામનું ઉપયોગી અને ઉમદા જાણુવા લાયક પુસ્તક તેના પ્રગટ કર્તા. ડૉ, દી. એન પટેલ જી. બી. વી. સી મુંબાઇ કીંમત રૂ. ૨ બે. કે જેમની તરફથી આ પુસ્તક મને ભેટ તરીકે મલી આવ્યુંછે અને તેમાંના કેટલીક જાણુવા લાયક વિષયોની નોંધ અતરે દાખલ કરતાં તેમના એક અત્યુત્તમ પ્રકારના લેવાયેલા પરિશ્રમને માટે આભારી થાઉછું તે જરૂરથી એકવાર મંગાવી વાંચી જોવાને દરેકને અવશ્ય ભલામણુ કરૂછું. જેથી તેનું તમો કંઇપણુ વધુ જ્ઞાન અને માહીતી સારી રીતે મેળવી શકશો.

 શરીરે શ્રમ જણાય નહી, જેમન ગમ્મત થાય;
અબળા પણ એ કારણે, દળતાં ગાણુ ગાય,

આર્ય સંગીતકળા સાથે આર્યાવર્ત્તની બાનુઓ પુર્વ કાળમાં કેટલો નિકટનો સબંધ અને સ્નેહ ધરાવતી હતી અને આજે તેની તદન અધમાવસ્થા થતી આપણે તેમાં અજ્ઞાનતાથી તેની કેળવણી ની દરકાર નહી રાખ્યાથી કેટલા પછાત પડયાછીએ એ જોઇ કોના હૃદયમાં ખેદ ઉત્પન્ન થયા વિના રહેશે તેનો કંઇક ચિતાર પ્રકાશમાં લાવી આજની અધુરી કેળવણીથી અણ માહિતગાર રહેલા સ્ત્રી સંગીત સાહીત્યના વિરોધીઓ કે જેઓ સ્ત્રી વર્ગને તદન અજ્ઞાન સમજી યા માની તેઓ પોતાની બુદ્ધિની સમાનતામાં ગણવાને હલકા દરજાની હોવાનો નિશ્ચય માને છે. તેમના હૃદય ચક્ષુઓ સત્ય વિચારોના ન્યાય સીદ્ધાન્તોથી સ્પષ્ટ બતાવી સતેજ કરવાનો મુખ્ય હેતુ હોવાથી મારો કંઇક અલ્પ વિચાર આ સ્થળે સુજ્ઞ વાંચકોની નજર સાગે રજુ કરૂંછુ તે ઉપર તેઓ વિવેક અને વિચાર બુદ્ધિની બારીક નજરથી તપાસ કરશે તો અવશ્ય તેમના લક્ષમાં આવ્યા સિવાય રહેશે નહી કે સંગીત કળાએ ખાસ સ્ત્રીઓ માટેનોજ ખાસ ઉપયોગી અને કીમતી શાહીત્ય શૃંગારનો વિષયછે અને તેનો તન અને મનની કેળવણી સાથે નો જરૂરનો નિકટ સબંધ છે. તથા તેનો પ્રચાર સ્ત્રી વર્ગમાં અવશ્ય થવો જોઇએ એમ આપણે ચોકસપણે માની શકીશું

## સંગીત ખાસ સ્ત્રી કેળવણીનો એક ભાગ છે.

### સુજ્ઞ બાનુઓ અને સદ્‌જ્ઞાતા ગૃહસ્થો?

સંગીતયાને ગાયન કળાની કેળવણીનો અભ્યાસ આજના વખતની યુરોપીયન કેળવણીનો એક ભાગ લેખાય છે, આપણા દેશની

બાળાઓને અપાતી કેળવણીના એક ભાગ તરીકે જોકે, હાલમાં કંન્યા શાળાઓમાં તે દાખલ કરવામાં આવી છે, પણ હજુ સુધી એ કેળવણીની ઉપર સરકારી ફરજ્યાતનો છાપ પડેલો નથી, યુરોપ મધે અંગ્રેજી સંગીત કેળવણી આજે જેટલી ખિલી રહી છે, તેટલી આ દેશની હિંન્દી સંગીત કેળવણી ખિલી નથી, તેથી એમ સાબેત નથી થતું કે, આર્ય સંગીત કળા કોઇપણ રીતે ઉતરતી પંકતીની છે, અથવા તે શીખવા શીખાવવા લાયકની નથી, વળી તેથી એમ પણ સાબેત નથી થતું, કે પ્રાચીન કાળમાં આદેશની સ્ત્રીઓને સંગીતની કેળવણી નહી અપાતી હતી, અથવા તેવી કેળવણી આપવા માટે વિરૂદ્ધ ફરમાનો હતાં, વ્યતિત થયેલા તે જમાનાના પુર્વ કાળમાં આ આર્યાવર્ત્ત દેશ સંગીત કળામાં એટલો તો માતબર અને માહિતગાર હતો, કે તે વખતમાં દરેક પ્રકારની કેળવણી સંગીતના આકારમાં અપાતી હતી, વ્યાકરણ, ભૂગોળ, ખગોળ, જ્યોતિષ, ગણીત, તવારીખ, અને કાયદા શાસ્ત્ર ઉપરાંત ધર્મ અને નિતી સબંધી સર્વ પુસ્તકો કવીતા રૂપી સંગીત લખાણોમાં લખાયેલાં હજુ મોજુદછે, આ કેળવણી સંગીતકળાના અનુભવ વગર આગલા વખતમાં અપૂર્ણ અને અધૂરીજ ગણાતી હતી, સંગીત કેળવણી માટે તે વખતમાં એટલી તો ફરજીઆત હતી, કે મહેલે વસતી રાજ કુંવરી અને સત્યવંતી રૂપ સુંદરીઓ, તેમજ રાજા અને રાણીઓને પણ તેની કેળવણી ( તાલીમ ) લેવી પડતી હતી,

આર્ય સાહિત્યો ઉપરથી એવું અનુમાન માલમ પડે છે, કે રાજાઓના રાજ મહેલોમાં સંગીતની કેળવણી લેવા માટે ખાસ હિ-

વાનખાનાં રાખવામાં આવતાં હતાં, અને એ દિવાન ખાનામાં ગાવાની તથા નાચવાની તાલીમ આપવામાં તથા લેવામાં આવતી હતી, એટલુંજ નહીં, પણ ધર્મમાં તેમજ સંસારમાં સંગીત એક મુખ્ય ભાગ બજાવતુ હતુ. દેવાલયો અને પવિત્ર પ્રાર્થના સ્થાનોમાં સંગીતનો અમલ અચળ હતો, એ ઉપરથી એવું અનુમાન નક્કી થઇ શકે છે, કે સંગીતની કેળવણી માટે ફરજીઆત હતી.

આર્ય સંગીત કળા એવી સમ્પૂર્ણું હાલતે ધડાઇ ચુકી છે, કે પૃથ્વીની કોઇપણ પ્રજાનુ સંગીત એટલું સમ્પૂર્ણું હોય એમ માનવા આર્ય સંગીતની થોડી એક ખામીઓ બાદ કરતાં દરેક પ્રમાણિક સમજદારના પાડે છે–ખુદ યુરોપિયન વિદ્વાનોના એવા વિચારો જાહેર થયા છે,

આર્ય સંગીતની મોટી ખુવારીનાં કારણોમાં મુખ્ય કારણ એ હતું ( અને હજુપણ છે ) વિદ્વાન ગાયકો પોતાનો બ મુલ હુનર જાહેરમાં પ્રસિદ્ધ કરવાને બદલે, તેઓ પોતાની ઓલાદનેજ શીખવવા ખંતી હતા, અને પોતાના મરણ પછી તે હુનર બીજાના હાથમાં જાય નહી માટે તે પોતાનાજ સાથે રાખી અંતકાળની મરણ પથારીએ અખંડ નીંદ્રામાં સુતા.

## સંગીત શીખવાની મતલબ.

સંગીત માણસની તબીયત અને તન દુરસ્તી ઉપરજ સબંધ રાખે છે એટલુજ નહી પણ તે ઉપરાંત માણસની જીંદગી સાથે તેનો નીકટ સબંધ છે અને એટલા માટેજ તે આપણું વિશેષ ધ્યાન ખેંચે

છે સંગીતનો જે લોક એવો અર્થ વિચારતા હોય કે "ગાયનથી જીવને ખુશ કરવો, મોજ શોખ કરવી ખાન પાનનો આનંદ વધારે ખિલાવવો," તો તેઓ દુનિઆદારીના સાંસારીક સ્વારથિય અને મતલબી મોજ મેળવવા કરતાં, કંઇપણ વધારે અનુભવ સંગીતને માટે ધરાવતા નથી એવું તેઓ વિચીત્ર પોતાનું અજ્ઞાનપણું જાહેર પ્રકાશ કરે છે.

સંગીતકળા શીખવાથી તનની તન દુરસ્તીને કેવા કેવા અને શું શું ફાયદા થાય છે તે જાણવાની આપણને ફરજ છે પણ તે જાણવાને માટે આપણા શરીર રચનાની વિદ્યા સાથ સંગીતને સબંધ કેવો છે તે જાણવાની જરૂર છે, એ જાણવાથી ગાયનની કેળવણીનો અભ્યાસ કેમ કરવો, કરાવવો, અને ગાયન કેમ શીખવું શીખવવું, તે સમજ પડે છે જે રીતે એ કેળવણી લેવી ઘટે છે, તેવી રીતે એ કેળવણી લીધાથી વૈદક શાસ્ત્ર અનુસારે છાતીનાં અનેક જાતનાં દરદો દુર થાય છે.

**ગાયનથી થતા ફાયદા**—ગાયનની કસરતથી મનુષ્યને અનેક જાતના ફાયદા થાય છે તેમાં સર્વથી વધુ જાણવા યોગ્ય એ ફાયદા છે કે ૧ ક્ષય કે એવા બીજા ફેફસાના રોગો થતા નથી. ૨. કસરતથી બદન અને છાતી ખિલે છે. ૩. દમ લેવાની શક્તિ વધે છે. ૪. જલદી શ્વાસ અને થાક ચઢતો નથી ૫. ચહેરાની ફિકાશ અને મનની નાતાકાદી દુર થાયછે, ૬. લોહી સ્વચ્છ રહેછે. ૭. જઠરાગ્નિ સતેજ થઇ ક્ષુધા છુટે છે. ૮ ગમ અને ચિંતા દુર થાય છે. ૯. થાકેલા મગજને વિશ્રાન્તિ સાથે આનંદ મળે છે ૧૦. જીંદગીના આયુષ્યની વૃદ્ધિ થાય છે. વિગેરે આ મુખ્ય ફેરફારો ઉપરાંત બહુક

 સંગ્રહ કર્ત્તા હેઠ છે, ખર્ચે તે શિરત્રાણ;
સમુદ્ર છે પૃથ્વી તળે, વાદળ શિર પ્રમાણ,

---

શાસ્ત્ર પ્રમાણે બીજા ઘણાક સુધારા શરીરમાં થાય છે. જેમકે પાચન શક્તિનું સુધરવું અને તેથીજ ખાધાપછી ગાયનની જરૂર પડે છે ખાધાપછી કાંઈપણ 'એક સરસાઇઝ' કેમ નુકસાન કરે છે તે નિચેના વાકયપરથી જણાશે.

'Exercise after eating is injuaious because it draws away blood from the Stomach to the parts that are in activity and so interferes with digestion"

એટલા માટે ખાધા પછી બીજી કસરત કરવા કરતાં-ગાયન સાંભળવાથી તન અને મનને રાહત મળે છે, તેમજ ખાધેલું પાચન થાય છે, વળી ગાયનથી-તીખો અને ચીડીલો સ્વભાવ દૂર થાય છે,

પ્રકાશવંતી ચાંદની રાત્રીઓમાં ગાયન સાંભળવાથી પોતાના વિચારો ફેરવાય છે, મગજ ખુશનુમા બને છે, નાડી જોશમાં ચાલે છે મગજ ઉપર તરેહવાર અસર થાય છે, મનના કેટલાક જુસ્સાઓને તે કાબુમાં રાખે છે. તેમજ ઉશ્કેરી પણ શકે છે, એ ઉપરાંત ભેજાંના કેટલાંક દરદો ઉપર ગાયન આજે જર્મનીમાં દવા તરીકે વપરાયછે, આજની વૈદક તેમજ ગુપ્ત વિદ્યાની ફિલસુફીને આધારે આ સિદ્ધાંત ખોટો પાડવો મુસ્કિલ થઇ પડે છે, કે મનુષ્ય જ્યારે રાગ ઉપર સમ્પૂર્ણ કાબુ મેળવશે, ત્યારેજ તે પોતાના મનનો માલેક (Master of Mind) બનશે,

**કવખતના મોતનો બચાવ**—સંગીતના આવા અનેક ફાયદાઓ જાણીતા હોવા છતાં-જોઇને દીલગીરી ઉપજે છે, કે તેનો

લાભ જેવી રીતે લેવાતો જાઇએ, તેવો લેવાતો નથી, જેવી રીતે તેનો અભ્યાસ અને જ્ઞાન અપાવવું જોઇએ, તેવી રીતે જો તે આપણી બાનુઓને મળતો હોયતો સંગીતથી તેમતા તન બદનની હાલતમાં મોટા સુધારો થવો જોઇએ,

જેવી રીતે સંગીતનો અભ્યાસ થવો જોઇએ, તેવી રીતે કોઇપણ ઠેકાણે અગરજો કરવામાં આવે, તો છાતીનાં જીવલેન દરદો-નો મોટે ભાગે અટકાવ થાય, ખાસ કરી આવી કિસમની ગાયનની કસરત ઉંછરતાં છોકરાં છોકરીઓને જો તેમની શાળામાં ફરજીયાત અપાય, તો તેમની મોટી ઉમરમાં ક્ષયનુ જીવલેન દરદ થતુ અટકે, ઇંગ્રજીયા દેશી કોઇપણ ગાયન કહો, પણ ફક્ત મહોડેથી બોલીને ગાવાની કસરતથીજ ઉપરના સરવે ફાયદા થાય છે,

## આપણી માનવંત સરકારને અરજ.

આજે ગાયનતો આપણે દરેક જણ ગાઇએ છીએ, તે સર્વે આપણા શોખ અને મોજને માટે છે. એમાં જરાપણ શક નથી, આપણામાં ગાયન એવીજ કિસમના એક તત્વ તરીકે લેખાય છે, પણ હજી એક કેળવણીના ભાગ તરીકે તેની આપણી સ્કુલમાં ફરજીયાત દાખલ થઇ નથી. દેશી સંગીત ને સરકાર તરફથી જેટલું ઉત્તેજન મળવું જોઇએ, તેટલું મળતુ નથી, કૃપાવંત સરકારે જેટલું હિંન્દી સાહિત્ય ને માટે કીધું છે, તેટલુંજ અંગરજે હિંન્દી સંગીત ને ઉત્તેજન આપે, તોજ આ પુરાણો હુન્નર સજીવન થવા પામે આ દેશની ઉંછરતી ઓલાદોનાં ઝળકતાં બાળકો જે અભ્યાસના

( ૯૬ ) લોભી ગુરૂ લાલચુ ચેલા, દોનો ખેલે દાવ;
ભવસાગરમે ડુબતે, બૈઠ પથ્થરકે નાવ.

બોજાથી કવખતે કચડાઈ જઇ ક્ષય જેવા જીવલેણ દરદોના ભર યુવાનીમાં ભોગ થઇ પડે છે, તેવા ભોગોના કિમતી જીવને વખતસર બચાવવા તેમના શરીરને જોઈએ તે કરતાં વધારે સ્વચ્છ હવા પુરી પડાવવા તથા તેમના મન ઉપર ગજા ઉપરાંત પડતા વધુ અભ્યાસના બોજાથી થતી ખરાબીને સવખતે અટકાવવા બીજી કસરતોની સાથે સરખાવતાં-સંગીતની કસરત એક ખાસ ઇલાજ છે,

## આધુનીક સંગીત શિક્ષકો.

કળાવંત કરતા લખેછે કે હું એક સંગીતનો શોખીન સેવક છું લગભગ ૨૫ વરસ થયાં સંગીતના એક પ્રમાણીક શિક્ષકની શોધમાં ફરતો ભૂલો પડયોછું, મારી ફરીયાદ છે કે હજી કોઇ પ્રમાણીક શિક્ષક મને મલ્યો નથી જેઓ મલ્યા તેઓનાં ચરીત્ર વિચીત્ર માલમ પડયાં સાચો હુનર શીખવવામાં તેઓ એવું સમજતા કે હમારો ઇલ્મ કોઇ શીખીલેશે હમારી કિરતી ઓછી થશે હમારી કદર કોણ બુજશે ! થોડાકો બિલકુલ "ગિયાંપોકળ" મલ્યા, થોડાકો નિંધા ખોર મલ્યા કેટલાકો ડોળ ઘાલનારા મલ્યા, કેટલાકો 'સુંઠનો ગાંઠીઓ લઇ વેદ બનેલા જણાયા, કેટલાક આ જમાનાના તાનસેન મલ્યા, જેઓનો મુદ્રાલેખ એકજ માલમ પડયો કે 'અકલને ચુલામાં નાંખી સુમારથી કામ કરવું' બીજા એવાતો અનેક જોયા મલ્યા અને ભેટયા પણ ઉદાર અને સાચો તથા ખરો પ્રમાણીકતો પચીસ વર્ષમાં એક બી મળી શકયો નથી. ડી. એન. પટેલ.

# સ્ત્રીઓ માટે ખાસ સ્ત્રી શિક્ષકનીજ જરૂર છે.

ઉપર પ્રમાણે વિચારથી જોતાં આજ કાલ આર્યા વર્તમાં અનાચાર અને અનિતીનો ફેલાવો થતો જોઇ આપણે બહુ ખેદપામી એ છીએ જ્યારે પુરૂષોને યોગ્ય શિક્ષણ આપનારા પ્રમાણિક શિક્ષકો ભાગ્યેજ મળી શકેછે તો પછી સ્ત્રી શિક્ષકો માટે તો ઉત્તમ ઉસ્તાદોની આશા કયાંથીજ રાખી શકાય, વળી સંગીત શિક્ષણ લેવા ઇચ્છનારને તો ખાસ શિક્ષકના સહવાસમાંજ વધુ વખત ઘણી છુટથી હમેશાં લેવો પડે છે અને તેવા પ્રસંગનો ગેર લાભ સ્વાર્થાંધ, વિષયાંન્ધ નરપિશાચો એવોતો આખરે લાગી મુકે છે કે તેનું પરિણામ છેવટે મહાન વિપરીતપણાને પ્રાપ્ત થતાં આપણા કીધેલા સાહસને માટે સદા પસ્તાવું પડે છે.

સુજ્ઞ બંધુઓ! અને બ્હેનો કે જેઓ સંગીત રહસ્યનો બેમૂલ તલેસમાતીક–ખુદાઇ હુન્નર મેળવવાને ઉમંગ અને ઇચ્છા રાખતાં હોય તેમણે બનતા સુધી કોઇ પણ રીતે વધુ પરિચય. થવા માટેની દરકાર નહી કરતાં લાયક બાનુજ હમેશાં શિક્ષક તરી કે પસંદ કરવાને ભુલશો નહીજ કદાપિ છેવટે તેમનહી બની શકેતો–કોઇ–વૃધ્ધ–લાયક, સદાચારી અને નિતી વાન પુરૂષની પરીક્ષાથી ખાત્રી કરી તેને કબુલ રાખજો, પરંતુ સ્વાર્થિ પ્રપંચી, ધૂર્ત ઢોંગી મિથ્યા ભિમાની એવા અધમ નરને કદાપિ મફ્ત શિક્ષણ આપવાનું કહેતોપણ તેનો બારણા બહારથીજ અનાદર કરી દૂરથી રજા આપજો, લઘુવયની બાળિકાઓએ સંગીત શાળાઓમાં અથવા પોતાના પિતાપાસે અગર

 જનની જણે તો ભક્તજન, કાંદાતા કાંશુર;
નહીતર રહેજે વાંઝણી, મત ગમાવીશ નુર,

પિતાતુલ્ય હોઇશકે એવા સદ્જ્ઞાતા પુરૂષો પાસેથી શિક્ષણ મેળવવું જોઇએ યુવાવસ્થામાં આવેલી પતિવાળી સૌભાગ્યવંતી બાનુ ઓએ પોતાના પતિપાસેથી અગર લાયક સ્ત્રી પાસેથી શિક્ષણ મેળવવું એ ઘણુઉત્તમ અને સલામતિ ભરેલું છે જેથી કોઇ પ્રકારે આપણે નિંદાપાત્ર નહી થતાં આપણી ઇચ્છાઓ ઘણી આનંદજનક રીતે પૂર્ણ કરી પરમકૃપાળુ પરમાત્મા ની—હમેશાં પ્રાર્થના કરતાં જગતનિયંતાનો ઘણોજ આભાર માનીશું—

## સ્પષ્ટ સારાંશ.

સંગીત કળા સ્ત્રી કેળવણીનો એક ભાગ છે, સંસારને સુખી કરનાર, ભવને સુધારનાર ભવિષ્યની ઓલાદને બનાવનાર સ્ત્રીજ છે. સ્ત્રી કેળવણી સંગીત કળા વિના અપૂર્ણ લેખાય છે, સંસારનુ સુકાન સ્ત્રીને હાથ હોવાથી સ્ત્રી સંગીત કળાથી પોતાન ઘર સંસારને સુખી કરી શકે છે. જેઓ એવું સમજતા હોય કે ?

સંગીત કળા સંસાર અને ધર્મનો નાશ કરનાર છે તેઓને માત્ર એટલુજ કહેવું કે—તેમના કરતાં પૂર્વ કાળના પુર્વજો કે જેઓ, આર્ય સંગીત કળાને પોતા પાછળ મુકી ગયા છે, તેઓ તેમના કરતાં વધારે—શ્યાણા સુજ્ઞ અને સ્વદેશ પ્રેમી તથા સ્વધર્માભિમાની હતા; આવા દૈવી—હુન્નર પાછળ મનુષ્યોનુ વધારે ધ્યાન ખેંચાય એમાં કંઇ નવાઇ નથી, આપણે સર્વે ઇચ્છીશું કે આવા એ મુલ હુન્નરની ખરી ખુબી પીછાનવા અને તેની કદરદાની કરવા આપણો સમજુ માતબર વર્ગ શીખે, તથા જેટલી આ બાબત મુશકીલ અને ગંભીર

છે, તેટલી ગંભીરતાને સાંભળનારાઓ અને તેનો લાભ લેનારાઓ જાણી શકે. ખુદરતે આ જગતમાં પેદા કરેલાં સર્વે મીઠાં અને સ્વાદદાર ફળોમાં દ્રાક્ષ એ ખરેખર એક સ્વાદદાર ફળ લેખાય છે, જેઓ તે ફળ મેળવવાને ભાગ્ય શાળી હોય છે, તેઓજ તેનો સ્વાદ ચાખવાને નસીબવંત બને છે, પણ જેઓને તે મળતી નથી, અગર પ્રભુએ તેમને તેવાં રસદાર ફળની લહેજતથી બેનસીબ રાખવામાં કાંઇક પોતાને ગુપ્ત ભેદ દેખાડે છે, ત્યારે તેઓ કહે છે કે 'દ્રાક્ષ ખાટી છે' !!!

## હિંદમાં થયેલા કેટલાક અમર ગાયકો,

હિન્દુસ્થાનના મશહુર ગાયકોમાં વઝીરખાં ધ્રુપદ ગાનાર; હાસુખાં હદુખાં અને તાનસરખાં, ખ્યાલગાનાર; અલીજાન, તસદુક, હુસેન, ટપાત્રીવટ તીલાના ગાનાર; બાબુ જોતસીંગ અને નીસારખાં તબલા વગાડનાર આદીતરામ પખાજ વગાડનાર, ગુલામઅલી સરોદ વગાડનાર અને જીવણલાલજી મહારાજ સીતાર વગાડનાર તરીકે જાણીતા છે, એ સર્વે મરી ગયા છે, અને તેમની સાથ હિન્દી સંગીતનો કેટલોક કીમતી ખજાનો પણ ગુમ થયો છે, હરદાસ-રામદાસ, સુરદાસ બીલાસખાન, અને તાનસેન વીગેરે ગાયકો પોતાના હુન્નર અને પોતે બનાવેલા પોતાના નામના રાગોથી હજુ લગી જીવતા રહેલા છે, વળી જેપુરના મરહુમ મહારાજા રામસિંહજી ગાયનના પહેલી પંકતીના કદરદાન અને શોખીન હતા. તથા પોતે બીન વગાડવામાં પ્રવીણ હતા. ગ્વાલીયરના મહારાજા જીવાજી

 જીને જન ખાય સૌ નહી મરીને ખાય;
પણ મ્હારા ઘરનાં જનો ખાવા મરીને ચહાય,

રાવ, બનારસના મહારાજા ઇશ્વર પ્રસાદના રાયણ સિંહજી. અને રામપુરના નવાબ સાહેબ એ સરવે સંગીતના મહાન શોખીન અને કદરદાન હતા, હાલમાં ભાવનગરના યુવાન મહારાજા સાહેબ સંગીતનો ઉત્તમ શોખ રાખે છે; તેમણે અત્યાર સુધીમાં પોતે અનેક પુસ્તકો સંગીત કળાના વિષયનાં રચેલાં છે, વઢવાણના ઠાકોર સાહેબ તેમજ ધ્રાંગધ્રા મહારાજ સાહેબ સંગીતના કામને ઉત્તેજન આપનારા છે, વડોદરા મહારાજા શ્રી શીયાજી રાવ પોતાના રાજને ખરચે વડોદરા અને પાટણમાં સંગીત શાળા ચલાવે છે. તથા પોતાના રાજને ખરચે સ્વરાજ્યના રહીશ. મી. અલાદીનને ઇંગ્રેજી સંગીતનો અભ્યાસ કરવા ખાસ લંડન મોકલ્યા હતા. આગૃહસ્થ 'ડૉકટર ઑફ્‌મ્યુઝીક' નીપદવી ધરાવનાર આખા–હિંન્દમાં એકજછે, ધન્યછે,આવા ઉદ્યોગી વીરોને; કેજેઓઆવા કીમતી હુન્નરોની પાછળ તનમનથી પરિશ્રમલેછે, એક ઇંગ્રેજકવિ કહેછેકે–જેણે પોતાની મેળે આમારી પોતાની જન્મભૂમિછે, એમ કોઇ દિવસ કહ્યું નથી, અને પરદેશના કિનારાપર ભટ કયા પછી જેવાં તેણે પોતાના ઘર ભણી પગલાં ભર્યાંકે તેનું કાળજું તેને વિષે કદિપણ દાઝયું નથી એવા કાયર જીવવાળો કોઇ માણસ શું જીવેછે? જો એવો કોઇ જીવનો હોયતો જુઓ? અને તેને સારી રીતે નિશાન કરીઆવો. અગરજો તેનો દરજો ગમે તેટલો ઉંચો હશે, અથવા તે ગમે તેવા ઉંચા કુળનો હશે, અથવા ઈચ્છામાં આવે તેટલી અખૂટ દોલત તેની પાસે હશે, તોપણ તેનેમાટે કોઇ ગવૈયાના આનંદમય સુરોથી છવાઇ રહેશેનહીં, તેજ દરજ્જાઓ, સત્તા અને દોલત છતાં તે કંગાળ કેવળ સ્વાર્થ ભણી લાગેલો, એવો જીવતાં પોતાની સત્કીર્તિ

ખોશે, અને ભેવડો માર્યો જઇને રડ્યા વગર માન પામ્યા વગર, અને ગવાયા વગર જેતુચ્છ માટીમાંથી તે ઉત્પન્ન થયો હશે, તેમાં પાછો જશે, એવા દેશદ્રોહી–અને ધર્મ દ્રોહી ચંડાળને હજારો વાર ધિક્કાર અને ફીટકારછે.

## સવૈયા.

દેશ વિષે લવલેશ ધરેન અરેજનજે નિજદેશદુખોને,
હીંમત નહિ ધરે ઉરમાં નિજ દેશતણાં દુખોદળવાને;
પામર સઘગણાયજ તેસુખ દેશથવા નધરે મનમાંજે,
ધીકક પડયો જનની જગતે પિતુમાત વગોવિરહ્યો જનમાંતે.

## દેશદ્રોહી આદેશમાં જન્મી જીવશો નહી,– છંદ સવૈયા.

વિદ્યા ધન મદ મસ્ત બનેલા બનિ અદેખા રાખેખાર
દેશ બંધુનો દ્રોહકરીને દીન જનોને દે છે.માર;
કંઇ ઉતપાત કરંતો રોજે ખરે ખરો ખટપટીયાજાત,
નહિં જન્મી જીવો એ પાપી મરો અકાળે લજવી માત— ૧
વપુવસ્ત્ર કરમાં લેકાઢી માથે મૂર્ખ વધારી કેશ,
ટીલાં ટપકાં પટિયાં પાડી ભાંડભવાયા જેવો વેશ;
ષડ અક્ષર શીખ્યો ત્યાં શાણો સભ્ય જનો શું લડતો લાત
નહિં જન્મી જીવો એ પાપી મરો અકાળે લજવી માત— ૨
ત્રણ દમડી નો થઇ તરકડો છોગું રાખી બાંધે પાઘ,
પનઘટ ઉપર છેલ બનીને ખેલ સમાણો કાઢે રાગ;
રાં[illegible]નોશું રોફ જણાવે ઘરનહિ ખાવા ચપટી ભાત,

 ઇર્ષાથી જન દુબળો નિત્ય નિત્ય બહુ થાય;
પરજન કષ્ટો યોજતો સુખે અન્ન નવ ખાય,

નહિં જન્મી જીવો એ પાપી મરો અકાળે લજવી માત. ૩
ઘરમાં ભુત ભડાકામારે બજરંગી મારે જ્યાં દોટ,
ઘંટીમાં ચપટીના બંટી ભૈરવજીની ચાલે ચોટ;
મુંછ ગરોડી કરે બરાડા સમર્થ સામે ચડે દાંત,
નહિં જન્મી જીવો એપાપી મરો અકાળે લજવી માત– ૪
પાય પળીનો કરે વેપલો હિંગમરી માં જોડે દામ;
ખોટી ટાંક ચલાવે પાપી તોય ધરમના ખાયેસામ;
ખટપટ ખોટા લેખ લખાવે શાખ લખાવે ખોટિજાત,
નહિં જન્મી જીવો એ પાપી મરો અકાળે લજવી માત– ૫
પરજન સાથે પ્રીત જણાવે નિજના સામે રાખે રીશ,
રાંક જનોની સામે શૂરો માસ રૂપિયા પામે વીશ;
દિવાન કે સુબાનો સાળો જેવી બુડથલ બકતો વાત,
નહિ જન્મી જીવો એ પાપી મરો અકાળે લજવી માત. ૬
સમાજમાં શાણો થઇ શોભે દેશ સુધારા માટે ભાવ,
બગઠગ જેવો ભક્ત બનીને કપટ કળાથિ સાધે દાવ;
કરૈ ભલો ઉપદેશ અવરને બબ્બાનિ બાટલિયે વાત,
નહિં જન્મી જીવો એ પાપી મરો અકાળે લજવી માત. ૭
પરની રાંડી પરણાવાને ચડે સુધારે જણવી જોશ,
ઘર રાંડિને ઘંટિ આલે સીર બોડાવા રાખે હોંશ;
નામ સુધારે કરે કુધારો ભષણુ સભામાં કરતો વાત,
નહિં જન્મી જીવો એ પાપી મરો અકાળે લજવી માત. ૮
પૈસાની કરવાને પૂરત દમડા માટે વેચે બાળ,

સાઠ વરસ સીમાએ ચડાયો એક ઉપર બીજીને આળ;
કુળવંતો થઇ કેર મચાવે કરે કજોડાં જણુવી જાત,
નહિં જન્મી જીવો એ પાપી મરો અકાળે લજવી માત. ૯
તીર તમંચા બંધુક બખ્તર કરમાં બાલું ભડવે બીગ,
મદમાતો મરદાની જણુવે પરમાટે લેપાવે સીંગ;
ગૌ બ્રાહ્મણ અબળાને બાળક છતાં રિબાવે કેવી વાત,
નહિં જન્મીજીવોએ પાપી મરો અકાળે લજવી માત. ૧૦
ચડિ દરજ્જે દારૂણ દુઃખ દેવા નિજ દેશિને જેવો વાઘ;
અધિકારે અપજશિયો થૈને બને હરાયો પરને માટ;
દેશામૃત શેવાને છોડી પિયે મદિરા પરની સાથ,
નહિં જન્મી જીવો એ પાપી મરો અકાળે લજવી માત. ૧૧
પોતાના પરિયાથી પામ્યો ભટ પંડિત પાઠકનું નામ,
ભણતરમાં ભિક્ષાને વ્હોરી ચોરિ જારિ કરતો કામ;
સંધ્યા તરપણમાં સાંબેલુ શીવ પુજનમાં શાની વાત,
નહિં જન્મી જીવોએ પાપી મરો અકાળે લજવી માત. ૧૨
ધર્મ તણો આચારી થૈને માલ મલીદા લુટે લાખ,
ઉપદેશે અક્ષરના જાણે આંજે સૈને અંજન આંખ;
એક ધર્મ કે ધર્મ ગધેડો ધગડો ધર્મ ન જાણે વાત,
નહિ જન્મી જીવો એ પાપી મરો અકાળે લજવી માત. ૧૩

## સ્વદેશ ભકત વીર નરો જન્મી ઘણું જીવો.

### શાર્દૂલ વિક્રિડિત છંદ.

[illegible] શિલ્પ શિરોમણી ગુણનિધી દાતૃત્વતા પામિયો,

 વિદ્યા ધન ઉદ્યમ વિના કહોજી પાવે કોન;
બિન ડોલાયે ના મિલે જ્યુ પંખેકે પૌન,

ભાષા ભેદ કવિત્વ દેશહિતમાં જે આંગ્લ વિદ્યા ભણ્યો;
જેણે એક કળા ન વ્યર્થ જણુવી શીખ્યો કળા ચોગણી,
જેઓ દેશ વિદેશ દેશહિતમાં કીર્તિ કમાણા ઘણી. ૧
જેણે દેશ વિશેષ દ્રવ્ય વધવા શીખાડવા હુન્નરો,
સ્થાપિશાળ વિશાળ કામ કરવા પાશ્ચત્યના પંડિતો;
આપી દામ ઇનામ નામી નરને વૃદ્ધિ કળા કામમાં.
કીધિ સાર્થ કમાઇ ધન્ય ગણુજે જનમ્યા ભલે હીંદમાં. ૨
જેણે દેશ કવિત્વ કામ વધવા વ્યાપાર વૃદ્ધિ વિષે,
કીધિ વૃદ્ધિ અનેક ગુપ્ત ગુણુની શોધિ પુરાણો બધે;
સારાં શાસ્ત્ર વિશાળ વાણિ પરનાં ભાષાંતરોને કરી,
કીધાં મુદ્રિત મૂલ્યમાત્ર ઠરતી છે ધન્ય એ ચાકરી. ૩
જેને દેશ વિદેશ કામ કરિયાં વિદ્યા વિશેષે ભણી,
આંગ્યો તેહ સ્વદેશ પ્રીત કરીને રીતિ ગૃહી હીંદની;
કીધાં ભોજન ભ્રષ્ટ ત્યાગ ઘરથી બબ્બા તણી બાટલી,
જેણે સ્પર્શ કરી ન આપ કરથી છે ધન્ય એ સારથી. ૪
જેણે દેશ હિતાર્થ દેહ અરપ્યો પેદા કર્યા કૈ પદો,
ટાળયાં દેશ વિશેથિ નિંઘ કરમો જેથી ચડે દૂષણો;
કીધું રક્ષણુ દેશ દ્રવ્ય ખરચી યાંત્રિ કળાયે કરી,
જીવો વર્ષ સહસ્ર જન્મી જગમાં ઉદ્ધાર પામૂ કરી. ૫

## ભુજંગી વૃત છંદ.

નથી વિદ્વતા વાપરી દેશ દાઝે, નથી વાપરી પાઇ જે લોક કાજે;
નથી કામ કીધાં સ્વદેશા ભીમાની, વૃથા જન્મ ધાર્યો કરી શી કમાણી,

## છંદ સવૈયા.

શૂર થઇ શમશેર ધરી કઇ હીંદ હિમાયત માટ ગર્યા છે,
ધીર કઇ ખરચી ધનને પરમારથ પુન્ય સુનામ ધર્યા છે;
વીરકઇ કલમે કરી કામ સુહાગ હમેશ સુનાગ ધર્યાછે
ધન્ય કહો જનમ્યા કુળ દીપક જેહતણાં સુભ કામ રહ્યાં છે. ૧
જન્મધરી જગમાં કરિકામ ન નાગ રહ્યું જનમ્યોજ વૃથા તે,
દાગ અને અધિકાર મળયો પણ સ્વાર્થ વિષે ભરપૂર થયો જે;
તેહ થયો ન થયોજ ગયો ધસિ હાથ હમેશ ઠર્યો ખરમાં છે,
શુકર સ્વાન સમો જગજીવન વ્યર્થ ગયો અવતાર અરે તે. ૨

## હીંદની હાલત—પંડયા કૃપાશંકર ઝીણાભાઇ.

વધેકળા અપાર લાખ હુન્નરો સ્વદેશમાં
ટળેજ વ્હેમ બધનો ખલેનકો વિદેશમાં;
ભળે સ્વદેશ ગાંન તાન ધ્યાન ગાન આદરે,
ભળે સ્વદેશ વૃષ્ટિ સૌખ્ય અન્ન કોશના ભરે;
ભળે સ્વદેશ લક્ષ લાભ રીદ્ધિ રાજ્યની દરે,
કદીન રોગ દોશ કોય આવી હિંદમાં નડે;
વધેજ સંપ જંપ રાજ્ય એડવર્ડ સત્વરા,
નમી નમીજ માગિયે તુ આપ એહ ઇશ્વરા.

## તાલ ધ્રુપદ. પ્રભુ પ્રાર્થના.

નમીએ પ્રીતે નિશદીન હે પ્રભુ તુજ પદમાં,
છછીછુમ છછીછુમ છનનનનનન;

( ૧૦૬ ) આયાહૈ સો જાયગા રાજા રંક ફકીર;
કીતને સિંહાસન ચઢે કીતને પહેરાજંજીર,

દારેના દારેના દીગ તનનનનનનનઃ
થોગતથોમતા કીડ કીડ ધાધાધા,
હળી ગળી સુર ભરી, ગાઓ તાનસુર,

## સા રે ગ મ પ ધી ની સા—નમીએ.

મારા માનવંતા સુજ્ઞ વાંચકોને અત્યાર લગીના અન્ય વિષયો વાંચવા માટેનો કંટાળો ઉપજ્યો હશે, એમ ધારી રમુજાર્થે મેજીક ( તલે સમાત ) જાદુ સંબંધી કેટલાક પ્રયોગો અત્રે રજુ કરૂં છું તે ઉપર તિવ્રબુદ્ધિથી અંતર હ્રદયના ઉંડા વિચારથી અવશ્ય ઉતરવા સારૂ મહેરબાની ભરી તરદી લેશો—એચ. બી. શર્મા.

## વીંટી છુપાવનારને અજાયેબ રીતે કહી આપવો.

મંડળીમાંના સઘળા માણસોને નંબર વાર બેસારી તેઓની આગળ એક વીંટી મુકી કહેવું કે તમારામાંથી ગમે તે માણસ મને નહી બતાવતાં આ વીંટી ચોરી લઇ-પોતાના ગમેતે હાથની ગમે તે આંગળીના પસંદ પડતા વેઢા ઉપર પહેરીલ્યો—? એમ કહી આપણે જોનારાઓથી દૂર જઇ-ઉભા રહેવું, અને મંડળીના માણસોમાંથી એકાદ માણસે તે વીંટી છુપાવી લીધા પછી આપણને જ્યારે પાછા બોલાવવામાં આવે ત્યારે આવીને કહેવું કે-તમારામાંથી એકજણુ કે જેણે વીંટી કોણે લઇ કયાં આગળ પહેરી રાખેલી છે તેની માહીતી હોય, તે મહેરબાની કરી, મારા કહેવા પ્રમાણે એક હિસાબ કરો; એકાદ જણુ તે પ્રમાણે કરવા તૈયાર થશે, તેને કહેવું કે, જેટલા નંબરવાળા પાસે વીંટી હોય તેનો પ્રથમ નંબર મને નહી બતાવતાં

ગુપ્ત રીતે લખો અને તે નંબરને પછી બમણો કરો અને તેમાં બીજા પાંચ ઉમેરી બાદ તેને પાંચે ગુણો અને તે ગુણાકારમાં બીજા દસ ઉમેરો—પછી જો વીંટી જમણા હાથે પહેરી હોયતો બે અને ડાબા હાથે પહેરી હોયતો તે રકમમાં એક ઉમેરો પછી તે રકમને દસે ગુણો અને તે જે રકમ આવે તેમાં આંગળીનો નંબર ઉમેરો, એવી રીતે કે—અંગુઠા પાસેની આંગળી હોયતો એક વચલી હોયતો બે અનામીકા હોયતો ત્રણ અને છેલી કનીષ્ટીકા એટલે ટચલી આંગળી હોયતો ચાર ઉમેરો અને પછી જે સરવાળો થાય તેને દસે ગુણો અને તેમાં જેટલામા વેઢા ઉપર પહેરી હોય તે ઉમેરો અને તેની કુલ સંખ્યા કેટલી આવે છે. તે મને જણાવો—જેથી—તે વીંટી છુપાવનારનો કેટલામો નંબર છે. કયો હાથ છે કઇ આંગળી છે અને કયો વેઢો એટલે આંગળીના ત્રણ કાપાગાંથી કયા વેઢાએ પહેરેલી છે તે જવાબ માટે ટીકીટ મોકલી આપવાથી જણાવી આપીશ. આ પ્રયોગની પરીક્ષા કરતાં સીદ્ધ જણાયેથી કોઈ ઉમંગી ઉત્સાહી અને તીવ્ર બુદ્ધિના શોધકને જો તે જાણવા ઈચ્છા હશેતો માત્ર એક આનાની ટીકીટ મોકલી આપવાથી તે પ્રયોગની Key of Magic કી ઓફ મેજીક ખુલાસાવાર મોકલી આપીશ.



કોઇ અમુક સંખ્યાનો ભુસેલો આંકડો કહેવાની રીત કોઇ પણ એક માણસને એક રકમ ગમે તેટલી સંખ્યાની લખવાને કહો અને તે જે સંખ્યા લખે તેના સઘળા આંકડાંઓનો કુલ સરવાળો કરી તે ઉપરની રકમમાં બાદ કરવાને કહો પછી જે રકમ બાકી રહે-તે

બીજા કોઇ ગુપ્ત-સ્થળે લખી-તેમાંથી તમને ખાસ પસંદ પડનો એક આંકડો ભુસી નાંખ્યા બાદ—બાકીની સંખ્યા બતાવવાને કહો-તે માણસ તે પ્રમાણે કરી આપણનેજે સંખ્યા બતાવે-તેને ખાસ નવે ભાગતાં-જે બાકી વધે-તેરકમ નવમાંથી બાદ કરતાં જેરહે તેજ તેનો ભુસી નાંખેલો આંકડો-સમજી લેવો—

## સજીવન યમપુરી. દર્શન.

કોઇ આનંદ જનક રજની પ્રસંગે અમુક માણસોની મંડળી મળેલી હોય, તે વખતે કહેવું કે ! મારી યોગ વિદ્યાના બળથી હું આ દેહેજ યમપુરીનાં દર્શન કરાવી આપું છું, તેને જો તમે નહી માનતા હોવ તો, તમારી ઇચ્છા હોય તો તે હાલજ સિધ્ધ કરી બતાવી આપું, સાંભળનાર જનોએ હા પાડયા પછી તે બધાંને એક મકાનમાં લઇ જઇ તેનાં સઘળાં બારીબારણાં બંધકરી થોડીકવાર મેજીક મહા મંત્રનો જપ કરવાનો ઢોંગ કર્યાબાદ બેચાર રકાબીઓમાં ચોખો સ્પીરીટ ( દારૂ ) ભરી મીઠું મેળવવું બાદ તેને સળગાવવો અને જે મકાનમાં તેલના દિવા રાખેલા હોયતે સઘળા ગુલ કરી ફકત આ સ્પીરીટ લેમ્પ નો પ્રકાશ પડવા દેવો જેથી આખા મકાનની અંદરની વસતુઓ માણસો અને તેમના પોશાકોમાં વિચીત્ર ફેરફાર માલુમ પડશે, કારણ સ્પીરીટમાં મીઠું મેળવી તેજ સ્પીરીટને સળગાવવાથી તેનો જે પ્રકાશપડે છે તેમાં એવો એક અજાયેબ ચમત્કાર રહેલો છે કે- જેટલી જગોમાં તેપ્રકાશ પડેછે તેટલી જગામાં બેઠેલાં માણસો વીગરે ગમે તે રંગનાં હોય એટલે તે જગોમાં, લા

લ કાળી લીલી ગુલાબી આસમાની વાદળી સફેત વીગેરે ગમે તેટલા રંગની વસ્તુ પ્રાણીઓ વીગેરે રાખેલુ હોય. અથવા ગમે તેટલા જુદાજુદા રંગના પોશાકો પહેરીને માણસો બેઠેલાં હોય તેસઘળાંના રંગ બદલાઇ જઈ ફકત પીલાજ રંગની છે એમ માલમ પડેછે સિવાય બીજો વિચીત્ર ફેરફાર એ થાય છે કે ત્યાં આગળ બેઠેલા માણસોમાંથી કેટલાંક વૃધ્ધ, તરૂણ યા બાળકો અને કેટલાંક ખુબ સુરત અગર બદસીકલનાં હુબળાં અગર પુષ્ટ હોય તો પણ તે સઘળાં ના મોંનો ચહેરો બદલાઇ જઇ જ્યારે કોઇ માણસ મોતની છેલ્લી ઘડીએ જઈ પહોચેલું હોયછે ત્યારે તેનો ચહેરો જેવો ભયંકર લાગેછે એરીતે મંડળીના સઘળાં માણસો નો ચહેરો પણ જાણે તેઓ સ્વપ્નમાં મરવા પડયાં હોય એવો ભયંકર તથા દયાજનક લાગે છે તેથી સૌ માણસો એક બીજાનો ચહેરો જોઇ હસવામંડી જાયછે--પરંતુ પોતાની પણ એવી સ્થાતિ થયેલી છે એમ ભાગ્યેજ વિચાર કરેછે આરીતે દારૂ કે જેને આપણે નિકકારી કાઢી એ છીયે તથા મીઠું કે જેને એક સાધારણ ચીજ જાણી એ છીએ તેઓના સંયોગમાં આવો વિચીત્ર ચમત્કાર રહેલો છે, પરંતુ હત ભાગ્ય હિંદુસ્તાન તારાં તનુજોમાં અજ્ઞાન અને આળસે એવું તો ઘર કરેલું છે કે તે આવા સહેલા પ્રયોગો શોધી કાઢવાને પણ આશા શી કરવી, આ પ્રયોગ રાત્રીના વખતે કરવો અને જો ઉપરકહયા મુજબ બરોબ અસર નહિ થાય તો દારૂમાં થોડુએક વધારે મીઠું ઉમેરવું તથા રકાબીમાં એકદમ સઘળો સ્પીરીટ નહીં પુરતાં પ્રથમ થોડો નાંખી સળગાવવો પછી જેમ જેમ બળતો જાય તેમતેમ જરૂર પડતો

 પાવ પલકકી ખબર નહી કરે કાલકી બાત;
જીવ ઉપર જમડા ભમે, જ્યું તેતર ઉપર બાજ;

---

ઉમેરતા જવું– કારણ એકદમ સઘળો પુરવાથી તેસઘળોએકી વખતે સળગી ઉઠી ખલાસ થશે.

## ભુત સાબીત કરી બતાવવું.

એક કાચના વાસણમાં અડધો પોણો તોલો નાઇટ્રેટ ઓફ એમોની યાના ગાંગડા નાંખવા બાદ તેને એક સ્પીરીટના દિવા ઉપર ધરવું– એટલે તે ગાંગડાઓ પીગળાવા માંડી તેમાંથી એક જાતનો ગ્યાસ (હવા) નીકળવા માંડશે જેગ્યાસનીકળે તેને એક મોટા રબરના ફુ-કકામાં ભરીરાખો અને ફુકકા સાથે એક મજબુત ઢાંકણાવાળી નળી જોડીરાખેલી હોવી જોઇએ તથા ફુકકામાં ગ્યાસ ભરી રહયા બાદ તે નળીના છેડાનુ ઢાંકણુ મજબુત બંધકરી રાખવું જોઇએ એવી રીતેથી ફુકકા ને તૈયાર કીધા પછી તમે મંડળી આગળ જાહેર કરોકે ! મેં એક ભૂતને વશ કરેલો છે અને તે જો મંડળી નહી માનતી હોય તો એક માણુસના શરીરમાં હું તે ભૂત ઉતારી બતાવું છું મંડળમાંથી એકાદ માણસ પોતાના શરીરમાં ભૂતલેવા તૈયાર થાય કે તેને પ્રથ-મ તેના પેટમાંની સઘળી હવા બહાર કાઢી નાંખવાને કહો જેવો તે હવા કાઢી રહેકે તુરત પેલી નળી તેના મોંમાં મૂકી ઢાંકણુ ઉઘાડી નાંખી બહારની હવાને બદલે નળીમાંથી હવાનો દમ લેવાને તેને કહો–જેવો તે હવાનો દમ લેશે–કે તુરત તેની વરતણુકમાં અજાયે-બ જેવો ફેરફાર માલમ પડશે–પહેલાં જોકે તે ઘણા નરમ સ્વભાવ વાળોહશે તોપણ હવે તેના શરીરમાં જેમ ભૂત ભરાયો હોય તેમ ઘડીકમાં હસવા ઘડીકમાં રડવા અને બીજા અનેક પ્રકારના ચાળા

ચોર ચોર સૌએ કરી ખૂબ મચાવ્યો શોર; ( ૧૧૧ )
નજરે જોઇ ન્યાળતાં, દીઠો મન હર મોર,

---

કરવા માંડશે તથા પોતે જાણે મોટો પહેલવાન મલ્લ હોય તેમ બીજાઓને મારવા દોડશે તથા મોટી મોટી ભારેવસ્તુ ઓ ઉઠાવવા મંડી જશે

## કવિ માધુકૃત. અજાયેબ પ્રયોગ,

ચોર મારી તાત્કાળ મોર બનાવવો–(ગંગાની ખાત્રી કરો )

ગુર્જરખંડમાં આવેલા વડરમા નામના એક ગામડામાં–તેની ચોકી કરવા સારૂ દક્ષિણના ભાગમાં બે પાળેલા કુતરા ઓ રાખેલા હતા, તથા તે ગામની પશ્ચિમની બાજુમાં ૭ અને ૮ મળી ૧૫ ચોકીઆતો રખેવાળી માટે રોકયાહતા આગામથી થોડેક દૂર પૂર્વની બાજુમાં દેવિનુ મંદિર આવેલુ હતું, તેને ચોમેર ફરતો–ગોળાકાર વંડો બાંધી લીધોહતો–વંડાની એક બાજુના ખૂણાપર ત્રિકોણાકાર એક નાનીકુંપડાબાંધીહતી અને તેમાં માયવગર નામનો એક આનંદી બાવો મજકુર માતાની સેવાપુજા હમેશાં કરતોહતો, એક વખત ચોમાસાની રૂતુમાં મધ્ય રાત્રે ત્રણ બાહોશ ચોરો તે દેવળની ઉત્તરની બાજુમાંથી ચોરી કરવા ઉતરી આવ્યા, વંડા ઉપરથી ઉતરી દેવળ માં પેસવા લાગ્યા–બાવાને ખબર પડતાં પોતાનુ રક્ષણ કરવા અસમર્થ હોવાથી–ગામમાં જવા દોડવાને લાગ્યો પણ જે રસ્તે બાવોગયેલો તે ઘણો લાંબો હતો, ચોરોને હાથ અહી કશુ નહીં આવ્યાથી બીજા ટુંકે રસ્તેથી ગામમાં દાખલ થઇ બજારમાં વણિકના ઘરમાં ખાતર ખોદવા મંડી પડયા પણ તેમના કમભાગ્યે બાવે આવી ગામ વચ્ચે ચોરો માટેની મોટી બુમો પાડયા કરવાથી પેલા કુતરાઓ દોડી આવ્યા તથા બીજી ગમથી ચોકીઆતો પણ–ભેગા થઇ

સાથે ગામ લોકોનાં મોટાં ટોળાં ગળી ગયાં—પેલા ચોરો પકડાઇ ગયાથી તેમને ખુબ માર મારવામાં બાકી રાખી નહી—બિચારાઓને અધમૂઆ કરી ત્રણેને ભેગા બાંધ્યા અને પછી સઘળાં ગળી તેના ચહેરા તપાસવા લાગ્યાં—પણ. અફસોસ? શું? તપાસે, અને કોને જુવે? તગદીર અને તદબીર આગળ ગમે તેવા માણસની બુદ્ધી ગુમ થાય છે, ચોરો ચાલાકીથી ચાલ્યા ગયેલા અને એક પચરંગી કળાધર મોરનુ દર્શન દ્રષ્ટી સામે કરતાં અજાયબ પામવા લાગ્યા પ્રોષ્ટેજ માટે એક ટીકીટ મોકલી આપવાથી ઉપરની ખુલાસાવાર કૃતી દરેક જણને મફત— મોકલી બતાવવામાં આવશે આર્યબાનુ અંબિકા દેવિ Mrs H. B Sharma મુ. વડસ્મા.

## એચ. બી. શર્માકૃત ભવિષ્ય કથન પ્રયોગ.

આ વીસમી સદીમાં વિદ્યા પ્રચાર કેળવણીનો કેટલોક ફેલાવો થવા પામ્યા છતાં પણ હજુ કેટલાક ભવિષ્ય ભાખનારા અને ત્રિકાળ દર્શીઓ બેહદ ઉદ્યમે લાગેલા છે, વળી તેનો પ્રચાર અને વેપાર એટલોતો વધી પડયો છે. કે જ્યાં ત્યાં મહાત્મા, સોધ, અવધુત, યોગી, જોષી—જ્યોતીષી, રમલ ક્રીયાવાળા પાસા ફેકાવનારા, ભુવા, તેલીયા, સાંઇ, સઇયદ અને ફકીરો અને કૃત્રીમ કિમીયાગરો —સીદ્ધી સમર્પનારા હાથમાં આવે છે, અને તેમના મોહાંધ પાસમાં અજ્ઞાનતાને વશ થયેલાં હજારો મરદો અને લાખો ઓરતો ફસાઇ પડતાં અને સપડાઇ જતાં જોવામાં આવે છે તથા તેમના કીધેલા સાહસ કાંમના પસ્તાવાની લાગણી ધરાવતાં નજરે પડે છે,

આવા અંધ શ્રધાળુઓની પુરતી રીતે જાણમાં આવવા સારૂ તેમજ તેમનાં હૃદય ચક્ષુઓ. સતેજ થવા સારૂ એક સાદો અને સાધારણ પ્રયોગ તેમની દ્રષ્ટી સામે રજુ કરવા આ સ્થળે વ્યાજબી ધારૂં છું તે ઉપર તેનો પુરતો વીચાર અને ખ્યાલ સુજ્ઞજનો કરવાને કદીપણ વિસ્મૃત રહેશે નહી. જેથી તેઓ તન અને ધનની ખુવારી કરવાના સાહસમાંથી કેટલીક રીતે બચવા પામશે એવી આશા રાખુંછું.—મંત્ર,—તંત્ર,—મુઠ,—ચોટ,—માતા,—મેલડી,—યોગીની,—યક્ષણી પિસાચણી ભુત,—ભૈરવ,—વૈતાળ,—રમળ—જ્યોતિષ વીગેરેની દેવી સીદ્ધીની ક્રીયા વીગેરેથી દરેક મહાત્મા રૂપે બની ભવિષ્ય કહેનારની બીના કેટલા સુધી ખરી અને સત્ય હોય છે, તે સ્વજાતીની વર્તમાન પરિક્ષાથી સીદ્ધ કરવા પરમાત્માએ આપણને દિવ્ય ચક્ષુઓ આપેલાં છે સત્ય અસત્ય અને સારા સાર સમજવાને વિચાર શક્તિ અને તર્કજ્ઞાન આપેલાં છે. માટે કોઈબી પ્રકારે મનથી નિશ્ચય કરી પછીથી તેને તમે આધીન થઇ તન—મન—અને ધન અર્પણ કરો, **स्वार्थांधनैव पस्यति** એ કથનાનું સાર સ્વાર્થી મનુષ્ય કહિ પણ સામાનું ભલું બુરૂ જોઇ શકનાર નથી સમયાનુ-કુળે-તમોને તે વજ્ર પ્રહાર કીધા વિના છોડનાર નથી માટે બંધુઓ? અને બહેનો લગાર તમે બારીક નજરથી તપાસ કરો તમારા કરતાં તેનામાં શું વધારે સામર્થ્ય અને તાત્પર્ય શક્તિ છે, તે જુઓ, મૃત્યુ આધીન સર્વે પ્રાણી માત્ર છે. સત્યજ્ઞાન અને ઉપદેશ આપી અજ્ઞાન્તા રૂપી અંધકારને દુર કરનાર એક જ્ઞાન શિરોમણી ૐ કાર સત્ય સાથી અને પરમ પવિત્ર અભયપદ દાતા ગુરૂછે, બાકી અન્યથા સર્વે તમારા જેવાજ પંચમહા ભુત માંથી

ઉત્પન્ન થયેલા આખરે નાશવંત થનાર જીવાત્મા છે.

કોઇ પણ સમયે જ્યારે તમને ઉપરના સબંધીનો સમાગમ થાય ત્યારે તે વખતે માત્ર એક- ૧૨૫ ) સવાસો ની અંદરની કોઇ પણ અમુક સંખ્યા મનમાં ધારી નિશ્ચય કરી ચાલુ વર્તમાન હાલ જાણવા માટે તેની પાસે માગણી કરો ! હવેતે કોઇ પણ રીતે અગર કોઇ પણ ક્રિયાથી તે તમોને કહી આપવા શક્તિમાન થાયછે કે નહી તે જુઓ? જ્યારે તે વર્તમાન બીના કહેવાને અસમર્થ થાય ત્યારે તેની કહેલી ભવિષ્યની બીના ઉપર આધાર અને નિશ્ચય રાખવો એ તમારી અજ્ઞાન્તા અને અણુસમજ શિવાય બીજુ કંઈ કહી શકીશું નહી વળી જો કદાચ ભવિસ્યમાં ધારેલી સંખ્યા કહી આપવા શકિતમાન થાય તોપણ માત્ર તેની તર્કજ્ઞાન શકિતને ધન્યવાદ આપતાં તેના સદગુણોને અવલોકી તેને તેની યોગ્યતાના પ્રમાણમાંજ માન આપજો . કારણ શર્પ સદાય ઝેરીજ હોય છે. અને તે ક્ષુધાતુરહોઇ ભક્ષ ધારીને પણ દંશ કરવાને કદીપણ ચુકશે નહી. મતલબ કે " દુરજન કાલો નાગ ગોદીમેં બીઠાના નહી ચાહીએ " એ નિઃસંદેહ છે.

કેટલાક આ દુનિયાના એવાતો નર પિસાચ હોય છે કે છેવટે સ્વાર્થાંગે પોતાની પુત્રીને પણ આપીદઇ પિતારૂપ બનીને સઘળા સ્વાર્થો સાધીલેઈ પછી તેને બેહાલ બનાવતાં જરીક પણ આંચકો ખાતા નથી તેનો એક અજાએબ દાખલો હવે પછીના મારા છપાતા પુસ્તકમાં ઇશ્વરેચ્છાએ સમય આવશે તો પ્રસિદ્ધ કરી તેનો કેટલોક લાભ મારા સ્વદેશ પ્રેમી બંધુઓને આપી કૃતાર્થ થઇશ સ્થળ સંકોચના અભાવે અન્ય પ્રસંગે બોલવું યોગ્યધારી આપણુ મુળ વિચારે વિચારી શું.

કર્ણ પિસાચી તંત્રમાં એકથી એકસોને સતાવીસ અર્થાત ૧૨૭ લગીની રકમ દાખલ કરેલી છે તેમાંથી કોઇ એક અમુક સંખ્યા તમારી નજરમાં આવે તે મન સાથે નિશ્ચય કરો જે સંખ્યા તમારો આત્મા અને સર્વ વ્યાપક પરમાત્મા સિવાય અન્ય કોઇપણ બીજુ મનુષ્ય જાણવા પામતું નથી.

હવે તમોને અલ્પ તસ્દી માત્ર એટલીજ મારા તરફથી આપવાની કે તમોએ જે સંખ્યા નીશ્ચય કરી ધારેલીછે તે સંખ્યા આગળ બતાવેલા સાત નંબરના કોઠાઓ પૈકીમાં, તમારી સંખ્યા કયા કયા નંબર ના કોઠાઓમાં આવેલી છે. તે જણાવો ! અગર તેમ બતાવાને તમારૂ મન નહી માંનતુ હોયતો તમારી ધારેલી સંખ્યા કયા કયા કોઠામાં નથી તેજ માત્ર જવાબ માટે ટીકીટ મોકલી જણાવો એટલે તમારી ૧૨૭ ની અંદરની ધારેલી મનો વાંચ્છિત અમુક સંખ્યા તમોને મારા પૂર્વના પૂન્યે પ્રાપ્ત થયેલી સત્યપ્રેમી બાનું અંબિકાદેવીની પુર્ણ સહાયથી કહી આપવા શક્તિમાન બનીશ અને તે જો તમોને સ્વજાતીના તપાસથી સિદ્ધ પણ દર્શાય અને તેથી આવા અજાયેબ પ્રયોગને જાણુવા ઇચ્છા થાય તો માત્ર એકજ આનાની પોષ્ટ ટીકીટ મને મોકલી આપવાંથી મારા મહાન ભાગ્યે મળેલી મનોવાંચ્છિત માનુનીના સ્વદેશ હીતાર્થના ખરા પ્રેમની લાગણી ખાતર દરેક જણુને આ અદભુત કામની કરામતી કૃતિ મફતજ મોકલી આપીશ.

મુ. વડસ્મા. મેજીક પ્રોફેસર એચ. બી. શર્મા.



 તરસ્યો પાણી નવ જુવે, વટલેલું કે સ્વચ્છ;
તેમજ કામી નવ ગણે, ભગની માત અવસ્ય.

## એચ. બી. શર્માકૃત કર્ણ પિશાચીતંત્ર પ્રયોગ
## કોઇપણ અમુક સંખ્યા ધારવાનો કોઠો.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૧૭ | ૩૩ | ૪૯ | ૬૫ | ૮૧ | ૯૭ | ૧૧૩ |
| ૨ | ૧૮ | ૩૪ | ૫૦ | ૬૬ | ૮૨ | ૯૮ | ૧૧૪ |
| ૩ | ૧૯ | ૩૫ | ૫૧ | ૬૭ | ૮૩ | ૯૯ | ૧૧૫ |
| ૪ | ૨૦ | ૩૬ | ૫૨ | ૬૮ | ૮૪ | ૧૦૦ | ૧૧૬ |
| ૫ | ૨૧ | ૩૭ | ૫૩ | ૬૯ | ૮૫ | ૧૦૧ | ૧૧૭ |
| ૬ | ૨૨ | ૩૮ | ૫૪ | ૭૦ | ૮૬ | ૧૦૨ | ૧૧૮ |
| ૭ | ૨૩ | ૩૯ | ૫૫ | ૭૧ | ૮૭ | ૧૦૩ | ૧૧૯ |
| ૮ | ૨૪ | ૪૦ | ૫૬ | ૭૨ | ૮૮ | ૧૦૪ | ૧૨૦ |
| ૯ | ૨૫ | ૪૧ | ૫૭ | ૭૩ | ૮૯ | ૧૦૫ | ૧૨૧ |
| ૧૦ | ૨૬ | ૪૨ | ૫૮ | ૭૪ | ૯૦ | ૧૦૬ | ૧૨૨ |
| ૧૧ | ૨૭ | ૪૩ | ૫૯ | ૭૫ | ૯૧ | ૧૦૭ | ૧૨૩ |
| ૧૨ | ૨૮ | ૪૪ | ૬૦ | ૭૬ | ૯૨ | ૧૦૮ | ૧૨૪ |
| ૧૩ | ૨૯ | ૪૫ | ૬૧ | ૭૭ | ૯૩ | ૧૦૯ | ૧૨૫ |
| ૧૪ | ૩૦ | ૪૬ | ૬૨ | ૭૮ | ૯૪ | ૧૧૦ | ૧૨૬ |
| ૧૫ | ૩૧ | ૪૭ | ૬૩ | ૭૯ | ૯૫ | ૧૧૧ | ૧૨૭ |
| ૧૬ | ૩૨ | ૪૮ | ૬૪ | ૮૦ | ૯૬ | ૧૧૨ | ☛ |

શ્વેત નિરખિ બગ તુજ સગા, હંસ ન ભૂલિશ યાર; ( ૧૧૭ )
કરણી કેવી એ કરે, તે તું પ્રથમ વિચાર.

# કોઠો નંબર ૧ પહેલો.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૧૭ | ૩૩ | ૪૯ | ૬૫ | ૮૧ | ૯૭ | ૧૧૩ |
| ૩ | ૧૯ | ૩૫ | ૫૧ | ૬૭ | ૮૩ | ૯૯ | ૧૧૫ |
| ૫ | ૨૧ | ૩૭ | ૫૩ | ૬૯ | ૮૫ | ૧૦૧ | ૧૧૭ |
| ૭ | ૨૩ | ૩૯ | ૫૫ | ૭૧ | ૮૭ | ૧૦૩ | ૧૧૯ |
| ૯ | ૨૫ | ૪૧ | ૫૭ | ૭૩ | ૮૯ | ૧૦૫ | ૧૨૧ |
| ૧૧ | ૨૭ | ૪૩ | ૫૯ | ૭૫ | ૯૧ | ૧૦૭ | ૧૨૩ |
| ૧૩ | ૨૯ | ૪૫ | ૬૧ | ૭૭ | ૯૩ | ૧૦૯ | ૧૨૫ |
| ૧૫ | ૩૧ | ૪૭ | ૬૩ | ૭૯ | ૯૫ | ૧૧૧ | ૧૨૭ |

એ માયા મકરી મસે, વહે વિષય જળ ધાર;
રે કયમ ઉતરે નર પશુ, ભવતરંગિણી પાર.

# કોઠો નંબર ૨ બીજો.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૨ | ૧૮ | ૩૪ | ૫૦ | ૬૬ | ૮૨ | ૯૮ | ૧૧૪ |
| ૩ | ૧૯ | ૩૫ | ૫૧ | ૬૭ | ૮૩ | ૯૯ | ૧૧૫ |
| ૬ | ૨૨ | ૩૮ | ૫૪ | ૭૦ | ૮૬ | ૧૦૨ | ૧૧૮ |
| ૭ | ૨૩ | ૩૯ | ૫૫ | ૭૧ | ૮૭ | ૧૦૩ | ૧૧૯ |
| ૧૦ | ૨૬ | ૪૨ | ૫૮ | ૭૪ | ૯૦ | ૧૦૬ | ૧૨૨ |
| ૧૧ | ૨૭ | ૪૩ | ૫૯ | ૭૫ | ૯૧ | ૧૦૭ | ૧૨૩ |
| ૧૪ | ૩૦ | ૪૬ | ૬૨ | ૭૮ | ૯૪ | ૧૧૦ | ૧૨૬ |
| ૧૫ | ૩૧ | ૪૭ | ૬૩ | ૭૯ | ૯૫ | ૧૧૧ | ૧૨૭ |

જરા મરણ ભય જો ધરે, કરે ન કુત્સિત કામ; ( ૧૧૯ )
ઠરે ધર્મ પથ તન મજો, અક્ષર પદ અભિરામ.

# કોઠો નંબર ૩ ત્રીજો.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૪ | ૨૦ | ૩૬ | ૫૨ | ૬૮ | ૮૪ | ૧૦૦ | ૧૧૬ |
| ૫ | ૨૧ | ૩૭ | ૫૩ | ૬૯ | ૮૫ | ૧૦૧ | ૧૧૭ |
| ૬ | ૨૨ | ૩૮ | ૫૪ | ૭૦ | ૮૬ | ૧૦૨ | ૧૧૮ |
| ૭ | ૨૩ | ૩૯ | ૫૫ | ૭૧ | ૮૭ | ૧૦૩ | ૧૧૯ |
| ૧૨ | ૨૮ | ૪૪ | ૬૦ | ૭૬ | ૯૨ | ૧૦૮ | ૧૨૪ |
| ૧૩ | ૨૯ | ૪૫ | ૬૧ | ૭૭ | ૯૩ | ૧૦૯ | ૧૨૫ |
| ૧૪ | ૩૦ | ૪૬ | ૬૨ | ૭૮ | ૯૪ | ૧૧૦ | ૧૨૬ |
| ૧૫ | ૩૧ | ૪૭ | ૬૩ | ૭૯ | ૯૫ | ૧૧૧ | ૧૨૭ |

 વિશ્વાસી થઇ શું રહ્યો ? જગમાં નહિ વિશ્વાસ,
જનની જાત લજાવીને, ઠગ ઠગ કરતો વાસ.

# કોઠો નંબર ૪ ચોથો.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૮ | ૨૪ | ૪૦ | ૫૬ | ૭૨ | ૮૮ | ૧૦૪ | ૧૨૦ |
| ૯ | ૨૫ | ૪૧ | ૫૭ | ૭૩ | ૮૯ | ૧૦૫ | ૧૨૧ |
| ૧૦ | ૨૬ | ૪૨ | ૫૮ | ૭૪ | ૯૦ | ૧૦૬ | ૧૨૨ |
| ૧૧ | ૨૭ | ૪૩ | ૫૯ | ૭૫ | ૯૧ | ૧૦૭ | ૧૨૩ |
| ૧૨ | ૨૮ | ૪૪ | ૬૦ | ૭૬ | ૯૨ | ૧૦૮ | ૧૨૪ |
| ૧૩ | ૨૯ | ૪૫ | ૬૧ | ૭૭ | ૯૩ | ૧૦૯ | ૧૨૫ |
| ૧૪ | ૩૦ | ૪૬ | ૬૨ | ૭૮ | ૯૪ | ૧૧૦ | ૧૨૬ |
| ૧૫ | ૩૧ | ૪૭ | ૬૩ | ૭૯ | ૯૫ | ૧૧૧ | ૧૨૭ |

# કોઠો નંબર ૫ પાંચમો.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૧૬ | ૨૪ | ૪૮ | ૫૬ | ૮૦ | ૮૮ | ૧૧૨ | ૧૨૦ |
| ૭ | ૨૫ | ૪૯ | ૫૭ | ૮૧ | ૮૯ | ૧૧૩ | ૧૨૧ |
| ૧૮ | ૨૬ | ૫૦ | ૫૮ | ૮૨ | ૯૦ | ૧૧૪ | ૧૨૨ |
| ૧૯ | ૨૭ | ૫૧ | ૫૯ | ૮૩ | ૯૧ | ૧૧૫ | ૧૨૩ |
| ૨૦ | ૨૮ | ૫૨ | ૬૦ | ૮૪ | ૯૨ | ૧૧૬ | ૧૨૪ |
| ૨૧ | ૨૯ | ૫૩ | ૬૧ | ૮૫ | ૯૩ | ૧૧૭ | ૧૨૫ |
| ૨૨ | ૩૦ | ૫૪ | ૬૨ | ૮૬ | ૯૪ | ૧૧૮ | ૧૨૬ |
| ૨૩ | ૩૧ | ૫૫ | ૬૩ | ૮૭ | ૯૫ | ૧૧૯ | ૧૨૭ |

 મહિમા જમના તીરનો, જો નવ ગણ્યો પ્રતાપ;
મહિમા જમનાં તીરનો, જાણિશ ફળતાં પાપ.

# કોઠો નંબર ૬ છઠ્ઠો.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૩૨ | ૪૦ | ૪૮ | ૫૬ | ૯૬ | ૧૦૪ | ૧૧૨ | ૧૨૦ |
| ૩૩ | ૪૧ | ૪૯ | ૫૭ | ૯૭ | ૧૦૫ | ૧૧૩ | ૧૨૧ |
| ૩૪ | ૪૨ | ૫૦ | ૫૮ | ૯૮ | ૧૦૬ | ૧૧૪ | ૧૨૨ |
| ૩૫ | ૪૩ | ૫૧ | ૫૯ | ૯૯ | ૧૦૭ | ૧૧૫ | ૧૨૩ |
| ૩૬ | ૪૪ | ૫૨ | ૬૦ | ૧૦૦ | ૧૦૮ | ૧૧૬ | ૧૨૪ |
| ૩૭ | ૪૫ | ૫૩ | ૬૧ | ૧૦૧ | ૧૦૯ | ૧૧૭ | ૧૨૫ |
| ૩૮ | ૪૬ | ૫૪ | ૬૨ | ૧૦૨ | ૧૧૦ | ૧૧૮ | ૧૨૬ |
| ૩૯ | ૪૭ | ૫૫ | ૬૩ | ૧૦૩ | ૧૧૧ | ૧૧૯ | ૧૨૭ |

અભિમાનથી મૂઢ તું, ફુલાઇશ નહી ઉર;
મિથ્થા બગ બકવાદથી, ગદ્ધો થઇશ જરૂર.

# કોઠો નંબર ૭ સાતમો.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૬૪ | ૭૨ | ૮૦ | ૮૮ | ૯૬ | ૧૦૪ | ૧૧૨ | ૧૨૦ |
| ૬૫ | ૭૩ | ૮૧ | ૮૯ | ૯૭ | ૧૦૫ | ૧૧૩ | ૧૨૧ |
| ૬૬ | ૭૪ | ૮૨ | ૯૦ | ૯૮ | ૧૦૬ | ૧૧૪ | ૧૨૨ |
| ૬૭ | ૭૫ | ૮૩ | ૯૧ | ૯૯ | ૧૦૭ | ૧૧૫ | ૧૨૩ |
| ૬૮ | ૭૬ | ૮૪ | ૯૨ | ૧૦૦ | ૧૦૮ | ૧૧૬ | ૧૨૪ |
| ૬૯ | ૭૭ | ૮૫ | ૯૩ | ૧૦૧ | ૧૦૯ | ૧૧૭ | ૧૨૫ |
| ૭૦ | ૭૮ | ૮૬ | ૯૪ | ૧૦૨ | ૧૧૦ | ૧૧૮ | ૧૨૬ |
| ૭૧ | ૭૯ | ૮૭ | ૯૫ | ૧૦૩ | ૧૧૧ | ૧૧૯ | ૧૨૭ |

# ( ૧૨૫ ) ઇશ્કબાજી બુતપરસ્ત કુરકીશીકા કાર નહી,
# ઘોલ ધપા લાત મુકી આગાઝ દરકાર નહી.

સવાર થતાં માંતો ખરેખર તે એક બેલ રૂપમાં બની ગયો, અને પેલી નાજુક બદનની બાનુ મરદ રૂપે થઇ આખો દીન સખત મજુરી કરાવા લાગી. જુઓ? ઉપરનાં બંને ચીત્ર આ મરદના લાંબા વખતના ઘર સંસારથી પેલી સ્ત્રીએ એક પુત્ર અને પુત્રીને જન્મ આપ્યો હતો પરંતુ પુત્રતો માત પિતાના ત્રાસથી અર્ધ વયે સ્વધામમાં પોંચી ગયો હતો અને પુત્રી માતાના સહવાસે એવીતો કાબેલ અને ઉઠાઉગીર બની હતી કે બહાદુર મરદ પણ તેની આગળ માંખી માફક થવા પામતો પુર જુવાનીના જોસમાં આવેલી પુત્રી યોગ્ય પત્તિની શોધમાં પડી હતી તેણીનુ રૂપ. સૌંદરીય, અને ચંચળતા ચાલાકીની છટા એક ફાંકડી છબીલીના જેવી બની હતી અહો પ્રભુ આમાનુનીનું માન મુકાવાને કોણ ભાગ્યવાન હશે? તેણીના પ્રેમ પાસની મજા ચાખવાને કોણ સરજાયેલ હશે માંરૂં મન પણ ભ્રમીત થવા લાગ્યું ચીત્ત લોભાયું રદા આકર્ષાયું અને તન તણાયું પ્રગ પાણી માફક પીંગળી જવા લાગ્યા જાન જાયતો ભલે જાય જીંદગીનો નાશ કાલ થતાં અત્યારે થાય પરંતુ આ મનમોહન મહાશુકને મરતાં પહેલાં એક વખતતો મળવુંજ જેણીનુ નામ કનકલતા યાને કનકકાન્તા રૂપે સુવર્ણ મય સુંદરી એક આબેહુબ ચૈતન્ય પ્રતિમા હતી, વાંચો મનોહર કાન્તા રૂ ૧) ?

દીવસનો મરદ.



રાત્રીની રંભા.



મુગલાઇ મર્દ.

આભ ઝીલુ એ ધારીને, ધરે ટીટોડાં પાય. ( ૧૨૪ )
પડે ચણો કુદી ઘણો, ઠીઅન ભાગી જાય.

---

ગૃહસ્થો અને બાનુઓ હું એક અભ્યાસી સત્ય સોધક છું. મારા સાંભળવામાં જે કંઇ આવતું તે એક વખત દ્રષ્ટિ તપાસે અને જાતી અનુભવે મહાન યત્નથી પણ સફળ કરતો કાપરૂ દેશની વિલાસવતી વામાઓની અજાયબ તારીફો મારે કાને શ્રવણ થઇ હતી. જો કે આ દુનિયાના ઘણી તરેહના ઇલમો અને હુન્નરો મેં હાથ કીધા હતા તો પણ તેથી વધુ પ્રાપ્ત કરવાની આશાએ, બંગાળાની પૂર્વ તરફના કામરૂ દેશમાં જવા તૈયાર થયો ઘણીક મુસીબતો, સંકટો અને આપત્તિઓ સહન કરતો સવા સાત માસની લાંબી મુદ્દતે અને મજલે ત્યાં જઇ પહોંચ્યો અહીંઆં ત્રિયારાજ્ય અને સ્ત્રિઓનીજ હાકેમી પ્રસરી રહેલી છે આ સ્ત્રીઓ તંત્ર મંત્ર અને ચોટ ચાલાકીમાં ઘણીજ બાહોંશ અને હેડંબા જેવી કદાવર ઉંચી અને ક્રુર હોય છે, ઘણાક કમનસીબ મરદો તેમના મોહપાસમાં સપડાઇ જાય છે, એક દીવસ મધ્યરાત્રીના વખતે અદ્રષ્ટ વિદ્યાના અંજનથી ગુપ્ત પણે નગરચર્યા જોવાની ઇચ્છાથી બહાર નીકળી પડયો જોતાં જોતાં એક ગલીના નાનાસરખા બાગ્ય મુકાનમાં ઉપરના મુઆલાઇ મરદને હાયમારી રડવાનો અવાજ તેણીની જોડમાં બેઠેલી ઓરતને પોતાના છુટકારા માટે પ્રાર્થના કરતો જોવામાં આવ્યો સૂર્યોદય થવા આવતો ગયો તેમ તેમ તેના દુઃખનો વધારો અને બેહાલ થતો બનતો ગયો, અરેરે, ઘડી પછી હું એક આખો દીન પશુ રૂપે બેલ બનીશ. જુઓ ? સામેનું ચીત્ર.

 દગલબાજ દુનાનમેં, ચિત્તા ચોર કમાન;
કપટ પ્રપંચ લગાયકે, લેતહી આખર જાન.





મારી મહોરદાર માશુક.

જુઓ ? તેની મરદાઇ.

આખી રાત્રી આનંદ વિલાસ અને મોજ મજાહમાં ગુજારી પ્રાતઃકાળ થવા આવતાં તે ઘાતકી બાનુએ ઉઠી મને કહ્યું કે મારા વાહ્લા મર્દ ઉઠ ? અને તારી કબુલત ઉઠાવા તૈયારથા તેમ કહેતાંની સાથે તેણીએ મારી ઉપર એક તલેસમાતીક ભુકી છાંટી કે તુરત મારા અને મારી વ્હાલીના હાલ ઉપર પ્રમાણે થઇ ગયા અફસોસ મર્દનો હાલ મરદાઇના રૂપમાં કાઢવાને બદલે સ્ત્રીના રૂપમાં ગુજારવો એ કેટલુ સોચનિય અને દુઃખ સાગર છે આવી રીતે એકવીશ દીન અપાર આપત્તિમાં પસાર કીધા પરંતુ હવે પછી તે સહન કરવા મારૂ દીલ અમુઝાયુ સુગમ માર્ગ સોધતાં કોઇપણ કર્તીગ કીયા ચલાવવી નિશ્ચયકરી અને તત્કાળ ખાસ મારા માનવંતા મણીભદ્ર વીરને મદદને માટે તલેસમાતી કૃતિથી એકદમ પ્રગટ કીધો મેં તેને કહ્યુંકે મારા મુરબ્બી કૃપાકરી આ આપત્તિમાંથી મને ઉગાર અને જેમ બને તેમ સૂર્યોદય થતાં પહેલાં આ દેશના કીનારાની હદ બહાર પોચતો કર મારી વહાલી પ્રિયા પાસેથી એક અદ્દભુત કૃતિ મેં સાધ્ય કરી હતી. જેથી બીન ધડકે મારી પ્રિયાને છેલ્લા પ્રણામ કરી પ્યારી પરમદીને આવીશ એવો વાયદો કરી એકદમ હવામાં ગુમથયો અને ઇચ્છીત જગોપર સહી સલામત આવી પોહોંચી પરમ કૃપાળુ પ્રભુનો ઉપકાર માનવા લાગ્યો.

મનોહર કાંન્તા કરની કોમળ પરંતુ રદયની કઠોર હતી તેણીની એક સખ્ત પ્રતિજ્ઞા હતી અને તે જે પુરી પાડીશકે તેનેજ તે વરવા નીશ્ચય રાખતી હતી જેથી ધણા એક આશાતુર નરો નિરાશા પામતાં પોતાની ધારણા પાર પાડવા અશક્ત થયા હતા મને એક વખત કુદ-રતી મોહાન્ધે જુસ્સો ઉત્પન્ન થયો અને તેથી તેજ પળે તે બાનુની પ્રતિજ્ઞા કેવી રીતે પાર પાડવી તે વીશે સનમુખ જઇ સ્વાલ કીધો તેણીએ ઉત્તરમાં જણાવ્યું કે તમારી સ્ત્રી તરીકે હંમેશાં આખી રાત્રીના સમયે રહી સ્વાગી સેવા બજાવીશ તથા તે વખતે જે આજ્ઞાઓ અને ફરમાનો હશે તે દરેક રીતે પુરી પાડવા શક્તિવાન થઇશ પરંતુ દીવશે તો મહારે મરદરૂપ થવુ જોઇશે અને તમારે મારી સ્ત્રી તરીકે બની મારી આજ્ઞાઓ ઉઠાવવી પડશે ? કેમ, હીંમત છે ? મારી ગગજ શક્તિના અભિમાનથી હું મુસ્તાક બનેલો હતો હજારો જગોએમારા કરામતી ઇલ્મોથી. બેહદકિર્તી અને ખ્યાતી મેળવી હતી, જેથી આશા રાખતો હતો કે આ સ્નેહસાગર સુંદરી મારી યુક્તિ અને આજીજીને આધીન થશે. એમધારી તેણીના માતપિતાની પસંદગી મે-ળવી સર્વે માગણી કબુલ કીધી જેથી આનંદ ખુશાલી સાથે લગ્ન ગાંઠથી બંધાઇ સ્નેહ સબંધ મેળવવા ભાગ્યવાન થયો, જુઓ તે વખ-તનું સામેના ચિત્રથી અમારૂ દંપત્તિ જોડું સંવત સતયુગનો છેલો દિવસ

**વિશ્વાસઘાતી વામા બની, દગોદઇ નિજ કંથ**
**પ્રિયા પ્રેમ નિરાશથી, ચાલ્યો આગળ પંથ.**



# કામરૂ દેશની અજાયબ કરામત યાને સ્વપ્ન તરંગ.

મારે મારી પ્રાણપ્રિયા સાથે એટલોતો ગાઢો પ્રેમ અને સ્નેહ જોડાયો હતો કે એક પળમાત્ર પણ ગમે તેટલી આપત્તિ આવવા છતાં તેથી દુર રહેવા ઇચ્છા કરતો નહી હતો પ્રિયાની પિડા કરતાં મને તેના દુષ્ટ પિતા અને ક્રુર માતા તરફના અસહ્ય સંકટો સહન કરવાં પડતાં હતાં, મેં કોઇ દીવસ પરાધીન પણું ભોગવ્યુ નહી હતું જેથી આ એક સ્વતંત્ર પણાના માર્ગે વિચરનારને એક સ્રીનાજ સુખના માટે આટલી બધી ગુલામગીરી જેની પાસે હંમેશાં નોકર ચાકર અને સેવક સ્નેહી તથા મીત્ર મંડળોથી જે સમય આનંદમાં પસાર થતો તેને આજે કામરૂ દેશના ત્રિયા રાજની આવી આપત્તિઓ સોબતે અ- સાર અને તુખમેતાસીર એ નિયમાનુ સાર કામીની પણ કઠણ હૃદયની એક તરફ પ્રિયાના અગાધ સ્નેહ સાગરનો વિચાર તો બીજીગમ એક શોક સાગરના અથાગ જળમાં વડવાનળ અગ્નિનો દાહ બાળી ભસ્મ કરતો, મારા સાહસથીજ આ નજર કેદ મેળવેલી ત્યાં કોનો દોષ દઇ આશ્રય અને મદદગારે બોલાવું ઇશ્વર કૃપા અને દૈવગતી એજ આધાર અને વિશ્રામ પ્રેમ પાસમાંથી છુટવાને આખરે છેવટના ઇલાજની મને ફરજ પડી, મારા મીત્રને એકદમ ક્રોધ જવાળથી તત્ત- કાળ ઉભો કીધો અને આ કમકમાટ ઉપજાવનાર ત્રાસ જનક દેશને કુઆંમવાસ અને કુલહીન સેવા ધારી છેવટે પ્રણામ કીધા પ્રિયા વિરહે દેશો દેશ અને જંગલો જંગલ ભટકવા લાગ્યો ક્ષુધા અને તૃષાનું અથાગ દુઃખ જોવા પામ્યો, મોજ શોખ અને એશ આરામ હવે

તદન ભુલીજ ગયો ઘડીકમાં પ્રિયાનું ધ્યાન થતું તો હ્રદય કાંમ જવાળથી બળવા લાગતું, ઘડીકમાં દેખેલા દંડ પ્રહાર દ્રષ્ટિસામે ખડા થવાથી મન ત્યાંથી પવન વેગે પાછુ ફરતું જેથી આખરે આ નિરભય અરણ્ય સ્થાનને ઇંદ્ર ભુવન સમાન માનવા લાગ્યો, એમ કરતાં સવા માસ પ્રભુ પ્રાર્થના અને દેવી સ્તુતીમાં જોત જોતાંમાં વહી ગયો, એટલે વીતેલી વાત વીસારે પડી, કામ ધંધા અને ઉદ્યોગથી પણ છેક અધમ સ્થિતીએ આવી પોંચ્યો હતો પરંતુ ઇશ્વર ઇચ્છાએ હસ્ત કરામતથીજ પૈસો પેદા કરવા શક્તિ ધરાવતો હોવાથી કોઇપણ વિશ્વાસ ઘાતી યા સ્વાર્થાંધ મનુષ્ય મારી પાસેથી તે વિદ્યાનુ હરણ કરવાને હમેશાં અસમર્થ થતું અને પોતાની ધારણામાં છેવટ નિસ્ફળ જતું આવા અનેક પ્રકારના તરંગોમાં મારા દીવસ નિર્ગમન એક ફકીરી હાલને પસાર કરતો હતો એવામાં એક ખુશ ખબર વાંચવામાં આવી કે અમેરીકાના પ્રખ્યાત ચિકાગો શહેરમાં એક મહાન પ્રદર્શન ભરાનારછે, અને તેમાં આખી દુનીયાની પંકાયેલી જુદી જુદી અસંખ્યાત ચીજોનો મોટો જથો મુકવામાં આવનાર છે તે જોવાને ઘણા દેશનાં બે સુમાર માણુસો આવશે, તથા મન પસંદ ચીજો ખરીદ કરશે મને પણ આ પ્રસંગે ત્યાં જવાની ઘણી ઉત્કંઠા થઇ પ્રદર્શનનો વખત નજીક આવી પોંચ્યો હતો અને જોવાનુ તથા પોચવાનુ સ્થાન સત્તર સેં કોસ ઘણુ દૂર હતું જેથી પગ રસ્તો ના પસંદ કરી આકાશ ગમન વીદ્યા મને સાધ્ય હોવાથી પવન વેગે વીજળીની ઝડપે સવાત્રણ દીવસના ટુકા વખતમાં ત્યાંજઇ પહોંચ્યો પ્રભુએ મારી ધારણા સફળ કરી અને આ રમ્ય મનોહર દેશને હું જોવા તથા અનુભવવા લાગ્યો

 નીચ કુલક્ષણુ નહી તજે, વગોવશે વળી કુળ;
સફળ કદિ નહી પામશે, આખર ધૂળની ધૂળ,

આ સ્થળે અવસ્ય કહુ છું કે જેણે જન્મ ધરીઆ સુવર્ણમય પ્રદેશનું અને આરમ્ય શેહેરનું અવલોકન કરી પ્રદર્શનની અજાયબી ચીજોનું અવલોકન નથી કીધુ તેનો જનમારો વૃથાછે આ પ્રદર્શન ખુલ્લું મુકી જોનારાઓ માટે મુદત સાત માસ લગી રાખી હતી સેંકડો દેશનાં હજારો મનુષ્યો દરરોજ જોવા માટે આવતાં હતાં અને તેમાં જેને જે ચીજ પસંદ પડતી તે તેની યોગ્ય કીંમત આપી ખરીદી લેતાં હતાં હું નાનપણથીજ જનાવરો પાળવાનો અને તેમની સાથે ગમત કરવાનો બહુ શોખ ધરાવતો હોવાથી બીજી કોઇ ચીજો પસંદ નહી કરતાં એક વિક્રાળ **આસ્ટ્રિયન** Pig **ડુક્કર** શેતાન શિકારી સવાસો પૌંડે અને એક ઇંડીયન બુલ ડોગ જે દેશી રમતમાં ઘણો પ્રવીણ હતો તે પચાસ પૌંડે તથા એક જાપાનીસ Fomale Monkey.(વાંદરી) કે જેની કીંમત પાંચસો પૌંડ ઉપરાંત રાખવામાં આવી હતી, આ કીંમત તેના ગજાના પ્રમાણમાં ઘણીજ વધારેહતી કારણ એકે તેને મંગાવવાને અને પાળી રાખી કેળવવાને તેની પાછળ ઘણું ખર્ચ થઇ ગયું હતું પરંતુ આ એક રમુજી જાનવરને ઘણીક પ્રકારની કસરતો નાચ અને અક્કલને હેરત પમાડે એવા અખતરાઓ કરવાને તાલીમ આપી હતી, વળી તેની ચાલાકી છટા અને નખરાં જોઇ મારૂ મન ઘાયલ થઈ ગયું હતું, તેથી તેને પણ મેં આખર ખરીદી લીધી આ ત્રણ ઉમદા જાનવરોને લઇને મારા આવેલાજ માર્ગે પાછું સ્વદેશાગમન કીધું મારી પાસેના આ ત્રણે પ્રાણીઓનું કરામતી કામ જોવાને સંખ્યાબંધ માણસોની મોટી ધમાલ પૈસા આપીને આવવા લાગી, જેથી મને થોડા વખતમાં તેની એક સારી રકમ મળીઆવી તેને ખરીદવાને ઘણાં માણસો મારી

પાસે માગણી કરતાં પરંતુ તે મારી શોખની ખાતર રાખેલાં હોવાથી તે આપવા માટે એ પરવાઈથી તેમની માગણી અસ્વિકાર કરતો મારી સાથે ભાગ્યોદય દેવી નામે સ્ત્રી જનમ્યો ત્યારથી મરવા લગીના વખત સુધી હમેશાં પાસે રહેવાને બંધાયેલી હતી, વળી તે એક પળ માત્ર પણ મારાથી દૂર થતી નહી, મારી ભાગ્ય દેવિના પ્રતાપે અને કામરૂદેશની મારી પ્રિયાની બતાવેલી અજાયેગ સીદ્ધિની કીયા આ ત્રણ જાનવરો ઉપર ચાલુ કીધી. અને તેથી મારા મનો વાંચ્છિતને સમયે એ ત્રણે જાનવરોને ત્રણ સ્ત્રીઓના રૂપમાં બનાવી મારી મરજી અનુસાર ભાગ્ય દેવિની દાસીઓ તરીકે કામ કરાવતો આ ચારે સ્ત્રીઓ એકજ રૂપ-રંગ અને આકારમાં હોવાથી કોઈ તેમને ઓળખી શકતું નહી, એવીરીતે મારા હવે પછીના દુઃખી દીવસો આનંદમાં ગાળવા લાગ્યો, સુજ્ઞ વાંચક ગૃહસ્થો? ઉપરની આ વાત આપને અસંભવિત લાગતી હશે, પરંતુ જુઓ કે આ મારી પાસેનાં ત્રણે જાનવરોનાં ચિત્ર તમારી સમક્ષ રજુ કરૂંછું એને આ મારી ભાગ્ય દેવીના સંયોગથી આ ત્રણે જાનવરો બદલાઈ જઈ ચારે એકજ જાતની સુંદર સુંદરીયો બની રહી છે, તે જુઓ વળી જ્યારે તે ભાગ્ય દેવીથી છુટીપડી મારી પાસે આવે છે, ત્યારે તે પોતાના અસલી કમનસીબ જાનવરી રૂપમાં આવી જઈ મારી સેવાની ફરજ અદા કરે છે, મારી એક એવી પ્રતિજ્ઞા છે કે, જ્યાં લગી મારી કામરૂદેશની પ્રાપ્ત થયેલી પ્રિયા પાછી નહીજ મળે ત્યાં લગી આ ત્રણે જાનવરોને બંન્ને પ્રકારના રૂપમાં કામ કરાવવું ચાલું રાખીશ આ વાતની વધુ ખાતરી માટે તમો મારી ઉપર માત્ર બે આનાની પોષ્ટની ટીકીટો મોકલી

આપશો તો આ રમુજી જોવા લાયક ખેલ ખુલાસા સાથે તમોને મોકલી આપીશ, જે જોવાથીજ તમારી ખરચેલી કીંમત વસૂલ થવા પામશે; મારા કામરૂ દેશના કરામતી કુટુંબનું શું થયું તેની સવિસ્તર બિના હવે પછીના મારા પ્રગટ થનારા પુસ્તકદ્વારા જણાવી કૃતાર્થ બનીશ. જે બેહદ અજાયબીથી હેરત પમાડનાર છે.

મેજીક પ્રોફેસર એચ. બી. શર્મા.

## સત્ય નારાયણુ કથા—અથવા પ્રશ્નોપનિષદ્.

### અ+ઉ+મ=ૐ કાર વિષે—અધ્યાય પાંચમો.

**सत्य कामो वाच—अथहैनं शैब्यः सत्य कामः पप्रच्छसयो हवै तद्म गवन्मनुष्येलु प्रायणान्तमो ङ्कारमभिध्याय तिकतमंवावस तेन लोकं जयतीति ॥ १ ॥**

શિબીનો પુત્ર સત્યકામ રૂષિ પ્રસિદ્ધ ગુરૂ પિપ્પલાદ પ્રત્યે બોલ્યા કે—હે મહર્ષિ મનુષ્ય લોકો મધ્યે જો કોઇ મનુષ્ય મરણુ પર્યંત ઓરૂમકારનુ ધ્યાન કરે છે, તે મનુષ્ય ૐ કારના ધ્યાનથી પૃથિવ્યાદિ પ્રસિદ્ધ લોકોને વિષે કયા કયા લોકમાં નિશ્ચય પૂર્વક અધિકાર મેળવીને રહે છે? ૧

**॥ पिप्पला दोवाच ॥**

**तस्मै सहोवाच॥ एतद्वै सत्य काम परञ्चा परंच ब्रह्मयदोङ्कार स्तस्माद्वि द्वाने तेनैवायतने नैकतर मन्वेति ॥२॥**

પિપ્પલાદ રૂષિ તે પ્રસિદ્ધ વિષય બોલ્યા કે—હે સત્યકામ, ઓરૂમકાર પદવાચ્ય જો બ્રહ્મ છે તેની બે પ્રકાર વડે ઉપાસના છે, એક સાંસારિક સુખ ભોગ પ્રાપ્ત કરનારી, તથા બીજી મોક્ષને પ્રાપ્ત

કરાવનારી, એવી બે પ્રકારની ઉપાસનાનુ નામ પરા તથા અપરા છે, તે બે જાતના ફળને આપનારી બન્નો ઉપાસના મધ્યે જેવી ઉપાસના મનુષ્ય કરે છે, તેને તેવે પ્રકારે અર્થાત પરાજે પ્રાણુ પોષક ચૈતન્યની ઉપાસના કરે છે, તથા અપરાતે અજ્ઞાન અંધકાર જડ પ્રકૃતિના ઉપાસક છે. તેઓને જેવી રીતે ભક્તિ ભાવ હોય છે તે તે પ્રકારને મરણુ પછી પ્રાપ્ત થાય છે. ૨

**स यद्येक मात्रमभि ध्यायीत स तेनैव संवेदितस्तर्णमेव जगत्यामभि सम्पद्यते । तमृचा मनुष्य लोकमुपन यन्ते सतत्र तपसा ब्रह्मचर्येण श्रद्धया सम्पन्नो महिमान मनु भवति ॥ ३ ॥**

ઓરૂમકાર નામ વાચ્ય પરમેશ્વરની એક માત્રા અ કારની ઉપાસના જે ભક્તજન કરે છે, તેને અ સ્વર જેમ સઘળાં વ્યંજન પદાર્થોમાં વ્યાકેશ્વર છે, એવું ધ્યાન થશે, તે મનુષ્ય ઉત્તમ જ્ઞાન સારી રીતે જાણિુ કરીને મરણુ પછી આ સંસારને વિષે જન્મ પામી સઘળાં ઐશ્વર્ય યુક્ત હોય છે, તે ઋગ્વેદ રૂપી એક યાત્રા ઉત્તમ મનુષ્ય જાતીમાં પ્રાપ્ત કરે છે, તેથી તપશ્ચર્યા, બ્રહ્મચર્ય, તથા શ્રદ્ધા યુક્ત હોઇને પુર્ણુ પરમેશ્વરના મહીમાને જાણુવા વાળો હોય છે. ૩.

**अथयदि द्विमात्रेण मनसिसम्पद्यते सोऽन्तरिक्षं यजुर्भिरु न्नीयते स सोमलोकं स सोम लोके वि भूति मनु भूय पूनरावर्त्तते ॥ ४ ॥**

જ્યારે બે માત્રા અર્થાત અકાર ઉકારનું ધ્યાન મનને વિશે ઇશ્વર સર્વ વ્યંજન પદાર્થોમાં અનુસ્યૂત છે એમ મનવડે ઉત્તમ પ્રકારે જાણી

ध्यानमां लेछे ते मनुष्य मरण बाद श्रेष्ट मनुष्य जन्मीने सम्पूर्ण ऐश्वर्यने प्राप्त होइने ऋग्वेद यजुर्वेद रुपि बे मात्राना ज्ञान सम्पन्नथी उत्तम यज्ञ क्रियानायोगे ते मनुष्य सोम्य गुण ग्रहण करीने अंतरिक्ष अर्थात चंद्रलोक प्राप्त करे छे, तेना श्रेष्ट सुखानुं भावथी पुन; श्रेष्ट भावना युक्त आ संसारने विशे जन्म धारण करी तेनुं सुख भोगवे छे. ४

**यः पुनरेतन्त्रि मात्रेणैवो मित्यननेवौ क्षरेण परं पुरुषमभि ध्यायीत स तेजस्लि सूर्येसम्पन्न ॥ यथा पादोदर स्त्वचा विनिर्मुच्यत एवं हवं सपाम्पना विनिर्मुक्तः स सामभिरु न्नीयते ब्रह्म लोकं स एतस्मात जीवघना त्परांसरपुरिशयं पुरूष मिक्षते तदेतो श्लोकौ भवतः ॥ ५ ॥**

जे मनुष्य बे मात्रानु ध्यान कर्या पछी फरीने ते त्रणेय मात्रा युक्त ओरम्कार पदवाच्य परमेश्वर **अ** कार **उ** कार **म** कार त्रणे मात्रा मय यथार्थ अन्तर मय जाणीने ध्यान करे छे, ते मनुष्य मर्णान्तर पश्चात अत्युत्तम ध्याना वस्थान्त सूर्य लोक जे महान प्रकाश वाळा लोक छे, तेने प्राप्त थाय छे; तथा जेवी रीते सर्प पोतानी पुराणी चामडी छोडीने उत्तम शरीरवाळा थइ जायछे, ते प्रकारे मनुष्यो ओरम्कारना ध्यान वडे सम्पूर्ण पापोथी छूटी जइने सामवेदद्वारा पुनः ब्रह्म लोक अर्थात परमात्मा जे परम पुरुष संसार रुपी दुःख सागरथी परे छे, तथा दरेक जीवोने विशे अनुप्रविष्ट वर्त्तमान परमेश्वरने देखे छे; आगला बेउ मंत्रो पण एज विषयने बांधे छे.

વિષય ભોગસે બચે રહોસુખ, ઇંદ્રિઓ વસમે લાઓ; ( ૧૩૫ )
સત્યમાની સત્યકારી હો કર, સત્ય વકતા બન જાઓ.

---

**तिस्रो मात्रा मृत्यु मृत्यः प्रयुक्ता अन्योन्य सक्ता अनवि प्रयुक्ताः ॥ क्रिया सुबाह्याभ्यन्तर मध्यमासु सम्यक प्रयुक्तासु न कम्पतेज्ञः ॥ ६ ॥**

ઓ૩મ્કાર શબ્દમાં જોકે, अ, उ, म् એની ત્રણ માત્રાઓ એક બીજા સાથે મળેલી હોવાથી એક સમયે ત્રણેયનુ ધ્યાન હોઇ શકે છે, પરંતુ અત્યાર લગી જીવાત્મા શારિરી છે, ત્યાં સુધી ધ્યાન હોઇ શકે છે, તે ધ્યાનની ક્રિયા બાહ્યાભ્યંતર દ્વારા સમ્યક્ મધ્યમ ધ્યાના વસ્થા મરણ પછી જીવને બુદ્ધિસ્થ રહે છે, મર્ણાન્ત બાદ ધ્યાન હોતું નથી એટલા માટે ત્રણેય માત્રા મૃત્યુવાળી છે, માટે ત્રણેય અવસ્થા જાગૃત, સ્વપ્ન, સુષૂપ્તિને વિશે જે યોગિજન ઓ૩મ્-કારના ધ્યાનમાં પ્રયુકત છે, એટલે અહરનિષ અંતઃકરણથી ધ્યાન યોગમાં બુદ્ધિસ્થ જોડાય છે, તે જ્ઞાની પુરૂષ પોતાના કર્ત્તવ્ય કર્મોથી ભય પામતા નથી, અર્થાત વ્યવહારમાં સતત્ ઉદ્યમી છતાં ધ્યાન છૂટે નહી, ત્યારે સમાધિના પરિપૂર્ણ. ફલને પામે છે અન્યથા કરવાથી ફલ ભાગિ હોતા નથી.

**ऋग्भिरेतं यजुर्भिरन्त रिक्षं स सामभिर्यत्तक: नयोवेद्यन्ते तमोङ्कारेणै वाय तने नान्वेति विद्वानूय त्तच्छान्तमजरममृतभयं परं चैति ॥ ७ ॥**

પૂર્વોક્ત પ્રકારે યોગાભ્યાસ કરનારા વિદ્વાન યોગિજન ૠગ્વેદજ્ઞાન પ્રચ્યિત હોઇને આ પ્રત્યક્ષ મનુષ્ય લોકને વિશે વિચરતો હવો, યજુ-ર્વેદ યુક્ત યજ્ઞ દ્વારા અંન્તરિક્ષ લોકના જ્ઞાનથી અંતઃકરણની શુદ્ધિ વડે સામવેદ દ્વારા સૂર્ય સમાન સૌમ્ય ગુણ સમ્પન્ન કવિ હોઇને સા-

ગવેદના કથન પૂર્વક બાહ્યાભ્યન્તર પોતાની–કાયા–તનુને પૂર્ણપ્રયત્ને ઓરૂમ્કારમાં પ્રવેશાવે છે, તે વિદ્વાન શાન્ત, અજર, અમર, અભય, પરંમ લોકને જાણે છે. ૭

આમંત્ર બીજે પ્રકારે એવો અર્થ સૂચવેછે કે–જે માણસ ત્રણે આશ્રમોને વિષે બ્રહ્મચર્યાશ્રમ, પછી ગૃહસ્થાશ્રમ, બાદ વાનપ્રસ્થાશ્રમને વિષે યથાવત્ ઓરૂમ્કારની ત્રણેય માત્રાના ધ્યાનનું ક્રમથી સેવન કરેછે તે અકારવડે ઓરૂમ્કાર પૂર્વક વિદ્યાના ધ્યાનથી બ્રહ્મચર્યાશ્રમ સેવેછે તથા અઉ બન્નો માત્રાવડે ગૃહસ્થાશ્રમને વિષે યોગ્ય કર્મકાન્ડ કરનારા હોઇને વિવાહોત્સવાદિ મંગળકાર્ય કરતા હવા ત્રીજી મ કાર માત્રાના મનનપૂર્વક ધ્યાનના નીદિધ્યાસનવડે યથાર્થ યોગાભ્યાસિ થયે વાનપ્રસ્થાશ્રમને સેવેછે, તથા મરણપશ્ચાત ૠગ્વેદરૂપિ પ્રથમ માત્રા અકારના ધ્યાનવડે ૠગ્વેદ પઠન પાઠન રૂપવાણિનો જાણવાવાળો શુભેચ્છક જન્મીને પ્રથમ આશ્રમનેવિશે અજરામર ઇશ્વરનો ધ્યાન પ્રણિત હોયછે, એટલામાટે ને પંચભૂતદ્વારા મનુષ્ય યોનિનેજ પામે છે, તથા બ્રહ્મચર્યસેવી વિદ્યોપાર્જના કરે છે, તથા ગૃહસ્થાશ્રમને વિશે બે માત્રાનુ ધ્યાન કરતા હવા મરણ પછી પુનઃકર્મ કાન્ડ પ્રતિપાદક યજુર્વેદ છે તેના જ્ઞાનવડે ગૃહસ્થાશ્રમના મધ્યમ લોકના સુખને ઉત્તમોત્તમ યજ્ઞ કર્મોમાં જોડાઇભોગવે છે, એ પ્રકારે જેઓ ત્રણેય માત્રાના ધ્યાનથી વેદત્રયિના જ્ઞાન યુક્ત ઓરૂમ્કાર રૂપ સામવેદના સ્વર જ્ઞાન સહ સત્ય લોકને પ્રાપ્ત હોયછે, ને વાનપ્રસ્થાશ્રમ સેવી અત્યન્ત વિદ્વાન જ્ઞાનિ જીવાત્મા હોઇ, શાન્ત, અજર, અમર, ભયરહિત પરમ મોક્ષધામ પરમાત્મા છે, તેના અનન્ય સુખમાં જ્યોતિર્મય થઓ

વેરભાવકો મનસે ત્યાગો, સબકો મિત્ર બનાઓ (૧૩૭)
કેવલ સુખ જો પાયા ચાહો, ગુણ ઇશ્વરકા ગાઓ.

---

પરબ્રહ્મને જાણે છે, इति श्री पंचमो ऽध्यायः

## નિષ્પક્ષપાતી નિશ્ચય અને સત્ય સિદ્ધાન્ત.

### મુંબાઈ ( આર્યપ્રકાશ તા. ૧-૭-૧૯૦૬ )

# ॐ AUM - ओ३म् - AMEN

સંસ્કૃત કોષમાં **ओ३म्** ની તુલ્ય કોઇ અન્ય શબ્દ નથી, તેના જેવો પવિત્ર શબ્દજ કોઇપણ ભાષામાં હસ્તી ધરાવતો નથી તેના જેવો ગૂઢ આશયવાળો કોઇપણ શબ્દ માનવીનુ મસ્તક જોડી શક્યું નથી, તે ખંડન મંડનથી હમેશાં પર છે. સમસ્ત સાંપ્રદાયિકો સામાન્ય રીતે પરસ્પર વિરૂદ્ધ હોવા છતાં પણ તેને તેઓ સાર્વજનિક રીતે સ્વિકૃત કરે છે, પ્રત્યેક પ્રાચીન આસ્તિક પુસ્તકના પ્રત્યેક ખંડ કાંન્ડ સર્ગ અને વર્ગના પ્રારંભમાં તે મહા પવિત્ર શબ્દનું ઉચ્ચારણ થાય છે, એટલુજ નહી પણ તે કોટિના પ્રત્યેક પુસ્તકના મુખ પૃષ્ટ ( ટાઇટલ પેજ ) અને મંગળાચરણમાં સૌથી ટોચે આજ એકાક્ષર Monosy Habie ) વિરાજમાન થાય છે, અતિ દૂર જાપાનની ધર્મ ક્રિયામાં પણ આ પ્રણવાક્ષર સૌથી પવિત્ર ગણાઇ ઉચ્ચારિત થાય છે.

આ પવિત્રતા, આ મહત્તા અને આ શ્રેષ્ટતાનુ મૂળ શુ હશે ? પ્રશ્ન કુદરતી રીતે ઉપસ્થિત થાય છે, વેદ તથા ઉપનિષદમાં આ એકાક્ષર વારંવાર આવે છે. અને પ્રખ્યાત પ્રાચીન દસમાંનુ એક ઉપનિષદ—માન્ડૂક્ય—તો ઓ૩મ્ કાર ઉપર મહાભાષ્ય રૂપજ છે, આર્યો

 બ્રાહ્મણના ઘરમાં મણી, મણી પનંગને શીર;
અસ્ત થાય જો દીનમણી, વ્યાપે તુર્ત તિમર.

---

સકળ કામમાં પરમાત્માનુ ચીંતવન કરતા જો કે હાલ પ્રત્યેક કામના મંગળાચરણમાં, ગૃહોને સંયોગ વિયોગનાં મુહુર્ત જોવામાં આવે છે. પ્રાંચીન કાળમાં કાંઇ પણ શુભ કામના મંગળા ચરણમાં કેવળ પરમાત્માનુ નામ લઇ તેનું ધ્યાન ધરવામાં આવતું અને તે તે કામ માટે સદબુદ્ધિ સાહસ માટે દ્રઢતા અને સફળતા માટે સહાયતાની પ્રાર્થના કરતા તે શિષ્ટાચાર પ્રમાણે નાટકમાં પણ સુત્રધાર તેજ મતલબનું મંગળા ચરણ હજી પણ ગાય છે, પરમાત્મા અને તેનું ધ્યાનજ પ્રાચીન કાળના આર્યો કે જેઓ હાલના લોકોના પ્રમાણમાં તો રૂષીઓ જેવા હતા, તેઓને તેજ સર્વસ્વ હતું. પરમાત્માજ તેમને સર્વસ્વત હતો તેને લીધે તેનાં અનેક નામ તેના ગુણની ભિન્નતા પ્રમાણે પડ્યાં છે. અને એટલા નામની એટલી મોટી સંખ્યા બીજી કોઇપણ વસ્તુની પ્રાણપ્રિય અને પ્રાણપ્રિયાની પણ સંસ્કૃત ભાષામાં નથી તેત્રીસ કરોડ દેવતાનો ખોટો વિચાર આ અનેક અસંખ્યવત નામ ઉપરથીજ પેદા-થયો હોવો જોઇએ, જેનો ખપ સૌથી વિશેષ તે વિષે સંસોધન પણ સૌથી વિશેષ નામ વિના વિચાર થઇ શકે નહિ, અને નામ જેમ ઉત્તમ તેમ વિચાર ઉત્તમ રીતે થઇ શકે. પરમાત્માના અનેક ગુણ એક શબ્દમાં કેવી રીતે દર્શાવી શકાય કે જેથી તેનો સંકલ્પ કરવાનુ સરળ થઇ પડે, પરમાત્માથી વર્ષા થાય છે તેથી તેનુ નામ ઇંદ્ર પરંતુ તે કાંઇ કેવળ વર્ષાજ નથી આપતો, પ્રકાશ પણ આપે છે તેથી તેનુ નામ અગ્નિ પડયું. પણ તેટલુજ તે નથી કરતો. ઇંદ્રવરૂણ, અગ્નિ, આદિ પરમાત્માનાં નામો અપૂર્ણ એક દેશી ઠર્યા, તેથી તેટલાં નામથી તેટલોજ અપૂર્ણ વિચાર આવી શકે, કારણ કે શબ્દાર્થ ઉપરજ

અને પ્રમાણેજ વિચાર સૂઝે છે. વળી અગ્નિ આદિનો ભૌતિક પદાર્થો નાં પણ નામ છે. કે જે દ્વારા પરમાત્મા કાર્ય કરે છે. તેથી તે દ્વિઅર્થી પણ થયાં અને તેથી વિચાર કરતાં બીજા ભૌતિક અર્થ તરફ પણ મન ઘસડાઇ જવાનો સંભવ છે, આ કારણથી પરમાત્માના સકળ ગુણો બહુજ સૂક્ષ્મ અને સંક્ષિપ્ત રીતે આપો આપ દર્શાવી શકાય, અને તેનો બીજો કાંઇ અર્થજ ના થાય એવા એક નામાભિધાનની જરૂર દેખાઇતી છે. આવી અનેક લાયકાત વાળો શબ્દ તે **ओ३म** છે. એકજ અક્ષર ( ઓં ) નો તે બનેલો છે. અને તેમાં પરમાત્માના આત્મા સબંધી સમસ્ત ગુણ કર્મ સ્વભાવનાં લક્ષણોનો સમાવેશ થાય છે. પૃથ્વીની કોઇપણ ભાષામાં આટલો ટુંકો હોવા છતાં આટલા લાંબા અને વ્યાપક અર્થવાળો કોઇપણ શબ્દ હસ્તી ધરાવતો નથી! એ ખરૂં છે કે આધુનિક ( નાટકના Classical ) સંસ્કૃતમાં તેનો બીજો અર્થ પણ થાય છે. પણ તે તે અક્ષર બહુજ વારંવાર વાપરવાથી થયો છે. સંસ્કૃત ગ્રંથકારો **ओम**, ઠીક, વારૂ, થાય તે ખરૂં, ભલે થાય એવા ઇગ્રેજીમાંના Amen ના અર્થમાં પણ વાપરે છે, દાખલા તરીકે તેજ અર્થમાં માલતી માધવમાં **ओमिति उच्यताम मात्यं** આવ્યુ છે, વળી "શિશુપાળ વધમાં" ( ૧–૭૫ ) માં પણ લખ્યુ છે કે.

"**ओमित्युक्तवत्यथ शार्ंगिण इति.**" તેવીજ રીતે "સાહિત્ય દર્પણ"માં પણ' "આમિન્" ના અર્થમાં **द्वितीय श्चेदोमितिब्रूमः** એ પ્રમાણે આવે છે, હાલમાં પરમેશ્વરનુ નામ **ओ३म** ને બદલે "રામ" થી લેવાય છે, અને જરાતરામાં લોકો, રામ રામ

કરો ( આશાજ ના રાખતા ) રામ બોલો થઇ ગયું ( નષ્ટ થઇ ગયું ) રામ જાણે ( કોણ જાણે ) એનામાં શું રામ બળેલા છે, ( શું દમ છે ) વીગેરેમાં જૂદે જૂદે અર્થે બોલાય છે, પણ મૂળ રામનો અર્થ રામચંદ્ર અર્થાત્ ભગવાન હતો, તે ઉપરથી બહુજ સાર્વજનિક રીતે તેનો ઉપયોગ થવાથી તેના મળતા આવતા અર્થોમાં પણ વપરાવા લાગ્યો, એ દેખીતુંજ છે. તેવી રીતે ओ३म् પણ બહુજ વારંવાર વપરાતો હોવો જોઇએ, તેથીજ તેના અર્થાન્તર સંસ્કૃત લેખકોના પુસ્તકો અને નાટકોમાં થયેલા એવું અનુમાન કરવું સ્વાભાવિક અને વાસ્તવિક છે ઘણુ કરીને તો બાઇબલમાં આવતો **Amen** ( આમીન ) શબ્દ પણ ओ३म्નોજ અપભ્રંશ છો અને જો તેમ હોયતો ઇશ્વર સબંધી વિચારો આ દેશનાજ યુરોપમાં અને બાઇબલમાં ગયા છે એમ સિદ્ધ થાય છે, હાલમાં કેટલાક ગુજરાતી લેખકો–દાખલા તરીકે કરણઘેલાના કર્તા, સ્વર્ગવાસી–રા૦ નંદશંકર તુળજાશંકર–આદિ પૂસ્તકની અને તેના પ્રકરણની અંતે ઇંગ્રેજી પુસ્તકોનું અનુકરણ કરીને "આમીન" લખે છે, अस्तु તથા स्तु એ અર્થમાં તે શબ્દછે, પણ તેઓને જો ખબર હતે કે બાઇબલનો "આમીન" શબ્દ ઘણુ કરીને ओ३म्નોજ અપભ્રંશ છે, અને કાલીદાસ ભવભૂતિ આદિ સંસ્કૃત લેખકો તેજ અર્થમાં ओं વાપરે છે, તો તેઓએ આમિન્‌ને બદલે ઓં નોજ પ્રયોગ કર્યો હતો. પ્રાચીન સંસ્કૃત પુસ્તકોમાં ओं પ્રકરણ તથા પુસ્તકની અંતમાં પરમાત્માના અંતિમ સ્મરણના અર્થમાં ओ३मिति ( અંતસૂચક–ઇતિ ) મુકતા, પણ તે માત્ર કંકોતરી લખવામાં વપરાતા "આપનો સેવક

જેવો માત્ર ક્રિયાત્મક અને મંગળવાચક અંતિમાશીર્વાદ જેવો થઇ પડયો. અને તેજ અર્થમાં ( ભલે થાય. વારૂ ) માં આધુનિક અર્થાત્ ૧૫૦૦ વર્ષ ઉપર થઇ ગયેલા સંસ્કૃત લેખકોએ તે વાકયની મધ્યમાં વાપર્યો છે, અતિ વપરાસથી અર્થાત્તર થાય છે, તે તો કોણુજ નથી જાણતું ? હાલમાં " વન્દે માતરમ્ " નો જે અર્થાત્તર થયો છે તે પ્રસિદ્ધ છે, તે હવે સ્વદેશાભિમાનના ઉદ્દગાર તરીકે અને જાણે રણ સંગ્રામ માટે તૈયાર થવાના સૂચક રૂપ વપરાય છે. તેવીજ રીતે **ओ३मनो** અર્થાત્તર પણ થયો, મૂળ Amen આમીનનો અર્થ પણ ગ્રીક તથા હીબ્રુ ( યાહુદી ) ભાષામાં પરમેશ્વરજ છે, તેનો બીજો અર્થ સત્યદ્રઢ એવો છે. અને તે પરમેશ્વર નહીંતો બીજુ કોણ ? મૂળ **ओ३म** માંથી આમીન થવું અને બાદ હીંદુસ્તાનની માફક યુરોપમાં તેનો અર્થ તથાસ્તુ એવો આશીર્વાદાત્મક હમેશાં અંતમાં વાપરવામાં આવતો હોવાથી થયો **ओम** તથા આમીનના અર્થોનાં અર્થાત્તર આર્યાવર્ત તથા હરિવર્ષમાં આ પ્રમાણે એકજ સરખાં થયાં એ થોડુ આશ્ચર્યકારક નથી, વિચારથી વાંચો ?

માંડુકય ઉપનિષદ્દ પ્રણુવની વ્યાખ્યા નોજ બનેલો છે. તેમાં કાંઇ પણ નવું ઉમેરવું અશકય છે રૂષિઓના કથનો માં આપણે શુંજ સુધારો કરી શકીયે ? સઘળા નું સૂક્ષ્મ તાત્પર્ય એછે કે પ્રણુવ ત્રણ માત્રા ઓનો બન્યોછે **अउ** અને **म** પ્રથમ બે સ્વર સંયુકત થવાથી સંસ્કૃત સંધિના નિયમ પ્રમાણે **ओ** થયો મધ્યમાં ત્રગડો (૩) છે તે ઘણા ભૂલથી ૩ ( ગુજરાતી હરફ વાંચેછે) પણ વિચાર નથી કરતા કે સંસ્કૃત લખ્યું હોય તો વચમાં ગુજરાતી હરફ કેમ આવે? અને

આવે તોપણ સંસ્કૃત હરફના ત્રગડા અને ગુજરાતી ३ ની આકૃતિમાં ફરક મોટો અને સ્પષ્ટ છે પરંતુ ભલા ભલા આમ વાંચેછે તે તેઓ ઇશ્વર વિષયક બાબતમાં કેટલા બધા અજ્ઞાની પ્રાચીન કાળની અપેક્ષાથી બની ગયા છે તે બતાવે છે, એટલે સુધી કે પરમાત્માનુ નામ પણ ઉકેલી વાંચી શકતા નથી. એ ત્રગડો છે તેમાત્ર પ્લુતની નિશાની છે, અને તેનો ઉચ્ચાર કરવાનો નથી, ओ નો અતિ દીર્ઘ ઉચ્ચારણ કરવો એટલુંજ તે સુચવેછે. બીજી રીતે એ ત્રગડાની ખાસ આવસ્યકતા નથી, હાલ ओ३म्‌ને બદલે વૈષ્ણવોમાં રામ રામ તથા શૈવોમાં ઓમ્‌-ઓમ્‌ થઇ ગયું છે, અને તે અપભ્રષ્ટ નામ જાણે સ્વતંત્ર રીતે ઉત્પન્ન થયાં હોય તેમ તેની ઉત્પત્તિની ખાસ કથાઓ કલ્પી કાઢીને પ્રચારવામાં આવીછે, પરંતુ એ સાંપ્રદાયિકોની પોત પોતાના પંથમાં લોકોને આકર્ષવાની યુક્તિ છે. અને મૂળ જેનો જપ કરવાનો છે તે તો ओं જ છે એ ઉપર જે આ પુસ્તકમાં લખાયું છે, તથા હવે પછી લખીશ તે ઉપરથી સુજ્ઞ વાંચકો પોતાના હ્રદય મંદિરમાં ઐકાગ્રતાથી નિષ્પક્ષપાતે નિશ્ચય કરશે-કે આપણે મનુષ્ય જન્મ પામી. પુજા. ધ્યાન ઉપાસના સેવન અને જાપ કોનો કરવાનો અને કોનો કરવો જોઇએ ? તે વાંચનારની વિચાર શકિતને સ્વાધીન સ્વતંત્ર પણે સોપું છુ. જે સ્વર્ગ આપો આપ જણાઇ આવશે.

ઉપર પ્રમાણે વિચારથી જોતાં-પૂર્વકાળમાં પરમાત્માનુ જે પવિત્ર અને શુદ્ધનામ આખા આર્યાવર્ત્તમાં દરેક સ્થળે અને દરેક જગે સંપૂર્ણ સત્તાથી પ્રકાશમય હતું, સર્વ પ્રાણીમાત્રના હ્રદય મંદીરમાં અખંડાનંદપણે નિવાસ કરતુ હતું તે નામ આજે આર્યવર્ત્તનાં તનુજો પણ

—જોવા જાણવા અને અનુભવવા ઉત્તમ વર્ગનાં તનુજો પણ બેનસીબ બનેલાં છે, એનુ મુખ્ય કારણ પૌરાણીક પોપલીલાઓનો સ્વાર્થીય મિથ્યા ઉપદેશ અને અજ્ઞાનતાથી નિશ્ચય કીધેલું અંધ શ્રદ્ધાળુ પણુંજ છે, મારા પોતાના જોવામાં અને અનુભવવામાં એવા સેંકડો સમજુ અને સદ્બુદ્ધિવાળા મહાશયો આવ્યા છે કે તેઓ ઉપરનું અમુલ્ય નામ જાણી શકવાને પણ બે સમજ રહેલા છે તો પછી તેના શુદ્ધ શબ્દો ઉચ્ચારનુ તથા અર્થનુ ભાન માન, અને જ્ઞાન કયાંથીજ હોય, પરમાત્મા તેમના રદય ભુવનમાં શુદ્ધ જ્ઞાન અને વેદાદિક સત શાસ્ત્રોના સત્ય ઉપદેશનો પ્રકાશ કરી-કલ્યાણ કરો, અસ્તુ, વાંચો ? આગળ.

તમ ને હણવા આ જુઓ, ગુરૂ સમરથ તૈયાર;
તમ ને એ હણતાં બલે, આગને દુઃખ ન લગાર.

પ્રણવપટ નંબર બીજાનો અભિપ્રાય

## માંગરોલ—ધર્મપ્રકાશ. પોષ ૧૯૬૨ પુસ્તક૨ અંક—૨

મીસીસ. H. B. કાશી-શર્મા તરફથી કાળા મખમલ ઉપર કાપેલા ફ્રેન્ચ ઉનથી ભરેલો પ્રણવ ૐ પટ્ટ અમારા તરફ અવલોકનાર્થે આવતાં તેનો ઉપકાર, સાથે સ્વીકાર કરતાં અત્યન્ત આનંદ થાયછે આ પટ્ટને ચતુર સ્ત્રી વીવીધ રંગના ઉનથી ફુલ પત્ર, અને ડાળીઓ વાળી સુંન્દર વેલ કરેલીછે અને તેની અંદરના ભાગમાં આપત્રને યોગ્ય દોહરો અન્ય અક્ષરો, યંત્ર, અંકો, સંવત, તારીખ, અને એક પ્રાણી આદી તમામ કામ ઉત્તમ પ્રકારથી કરવામાં આવેલું છે, આર્ય મહિલાઓ આવી હસ્ત કૃત—મનહર કારીગરી કરી દેશની

 સો ટચનું સોનું તજી, પીતળથી લલચાય;
કીંમત કોડીની થતાં, આખર તે પસ્તાય.

---

કળા, કૈશલ્યતાનું જે દિગ્દર્શન ભારતિય પ્રજા સન્મુખ મૂકવા જે ઉત્સાહ ધારણુ કરેછે તેને પ્રત્યેક સજ્જનો એ પ્રોત્સાહન અને ઉત્તેજન અર્પવા જેવું છે, આર્ય બાનુ મીસીસ–એચ–બી–શર્મા પોતાની જાહેર ખબરમાં જે પ્રસંશા લખે છે તે અક્ષરશઃખરી છે અન્ય જાહેર ખબરો જેમ માત્ર મન હરણુ કરવા માટે સારા શબ્દોમાં ગુથી લાલચમાં ઉતારે છે તેવું આ ચિત્ર માટે નથી અમોને આપટ્ટનાં દર્શન પૂર્વે જો કે અનેક શંકાઓ હતી કે–કાંઇક ભરતનું કામ હશે પરન્તુ તેજ પટ્ટને જ્યારે અમે પ્રત્યક્ષ જોઇએ છીએ ત્યારે આગારી સર્વ શંકાનુ સ્વત; સમાધાન થઇ જાય છે આ પ્રણુવપટ્ટ ગૃહ, મન્દિર, પૂજા, અને પ્રાર્થના અથવા એવા બીજા કોઇપણુ સ્થળમાં રાખવામાં આવે ત્યાં અલબત અચ્છી સૌંદર્યતા આપે તેવું છે રાજા, મહારાજા, અમીરો, ગૃહસ્થો, અને સામાન્ય વર્ગના સર્વ લોકો યથા શક્તિ ખરીદી શકે તે કારણે ભિન્ન ભિન્ન પ્રકારની ભરત કળા અને તદનુ સાર ઉપહાર પણુ ન્યૂનાધિક રાખવામાં આવેલો છે એકંદરે આવાં ઉત્તમ કાર્ય યોજક નિપૂણુ મહિલાઓને ઉત્તેજન આપવા અમો સર્વને ભલામણુ કરવા રજા લઇએ છીએ. આ માસિક ધર્મજીજ્ઞાસુઓ માટે ઘણુ ઉત્તમ અને બોધ દાયક રાખવા લાયક છે વાર્ષીક લવાજમ રૂ ૧ા ) સવા, પ્રકાશકને લખી મંગાવો !

આર્યબાનુ અંબીકાદેવી ઉર્ફે કાશી.
**મીસીસ. એચ. બી. શર્મા.**
**મુ.–વડસ્મા. પોષ્ટ–ડાંગરવા. ગુજરાત.**



રાજતેજ વૃદ્ધિ રહો, ઉદય સૂર્ય સમજાન;

જબલગ રવીશશી જેમ્મી પવન, ઉમ્મી અનંજય જાન;

તબ લગ હે નૃપ કિર્તિવર, અચલ રહો ભગવાન.



વિજય  પામો.



ભાવનગર માહારાજા શ્રી ભાવસિંહજી
સાહેબ બહાદુર.

ૐ

આર્ય ધર્મ પાલક અટલ, શુરવિર રણધીર;
એસે નૃપ પદ કમલમે, અરપુ પ્રણવ સધીર,
આર્યભાનુ મીસીસ એચ. બી. શર્મા.

અમદાવાદ—તા. ૧-૫-૦૫



નં.  ૧



લગ્નાકી આશિષ યહ, પુર્ણ કરે ભગવાન.

## આશ્રયદાતા આર્ય નૃપવર્યશ્રીની નામાવળી.

૫૦ ) મહારાવળ શ્રી ભાવસિંહજી સાહેબ બહાદુર
સ્વસ્થાન ભાવનગર—કાઠિયાવાડ.

૨૫ ) મહારાણા શ્રી અજીતસિંહજી સા૰ બા૰ ધાંગધ્રા.

૨૦ ) મહારાજા શ્રી કર્નલ સર પ્રતાપસિંહજી સા. બા. ઇડર

૨૦ ) દરબાર શ્રી બાલસિંહજી સાહેબ વઢવાણ.

૨૦ ) કુમાર શ્રી નટવરસિંહજી સાહેબ રાજચરાડી.

૧૫ ) મહારાણા શ્રી મોહનદેવજી સાહેબ બા. ધરમપુર.

૧૫ ) મહારાણા શ્રી જસવતસિંહજી સા. બા. લીંમડી.

૧૫ ) દરબાર શ્રી માનસિંહજી સાહેબ પાલીટાણા.

૧૩ ) મહારાવળ શ્રી પ્રતાપસિંહજી સાહેબ વાંસદા.

૧૨ ) મહારાજા સવાઇ શ્રી ખેગારજી સા. બા. કચ્છ.



૧૦) મહારાણા શ્રી જસવતસિંહજી સાહેબ દાંતા.

૧૦) દરબાર શ્રી વખતસિંહજી સાહેબ વળા.

૧૦) દરબાર શ્રી દોલતસિંહજી સાહેબ લીંબોદરા

૧૦) દરબાર શ્રી સુરજમલજી સાહેબ પારડી.

૧૦) દરબાર શ્રી સુરસિંહજી સાહેબ વીરપુર.

૧૦) દરબાર શ્રી હરીસિંહજી સાહેબ ધ્રોળ.

૫) રાવળજી શ્રી તખ્તસિંહજી સાહેબ માણસા.

૫) દરબાર શ્રી વાઘસિંહજી સાહેબ મોરબી.

૫) દરબાર શ્રી બાવાજી રાજ સાહેબ વડીયા.

૫) દરબાર શ્રી કરણસિંહજી સાહેબ લખતર.

૫) કુમાર શ્રી મનુભા દિપસિંહજી રોજકા.

૫) દરબાર શ્રી જાલમસિંહજી સાહેબ આંબલીઆરા.

૫) કુમાર શ્રી લાખાજી રાજ સાહેબ રાજકોટ.

૫) વાઘેલા જશવત સિંહજી સરદારસિંહજી મોટીબોરૂ

 મરૂ પણ માગુ નહી, અપને તનકે કાજ;
પરમારથ કે કારણે, યાચતન આવે લાજ.

## કદરદાન સુજ્ઞ સદ્ ગ્રહસ્થો.

૧૫ ) મીસ્ત્રી રવીકરણ મગનલાલ અમદાવાદ.
૧૦ ) અમાત્ય શ્રી રમેશચંદ્રદત્ત સાહેબ વડોદરા.
૧૦ ) શાહ છોટાલાલ વાડીલાલ મુંબાઈ.
૧૦ ) ગુલામહુસેન મહુમદભાઇ ઘડીયાળી મોમ્બાસી.
૧૦ ) મુખી રવજીભાઈ સવજીભાઈ પોલીસપટેલ વડસ્મા.
૫ ) મોદી ગીરધરદાસ સામળદાસ ધંધુકા.
૫ ) ત્રવાડી દયાશંકર કાળીદાસ વટવા.

અપુર્ણ.

પહેલા અને બીજા નંબરના પ્રણુવટ માટેના ઘણી જગોએથી ઉત્તમ અભિપ્રાયો અને પ્રસંસા પત્રો સાથે સંતોષજનક આશ્રયો મળેલાછે તેમજ મળતા ચાલુ છે જેનો વધુ હેવાલ હવે પછીના મારા તરફથી પ્રગટ થતા પુસ્તકદ્વારા પ્રકાશ કરી, આશ્રયદાતા આર્ય મહાશયોનો અંતઃકરણથી પ્રીતિ પુર્વક આભાર માનતાં હમેશને માટે કૃતાર્થ બનીશ.

લી. કૃપાપાત્ર પ્રકાશક.

H. B. Sharma.

તુલ્ય તત્વ સંખ્યા અને, તત્વ તોલ પણ એમ; ( ૧૪૯ )
સાકર ગુંદર સ્વાદમાં, કહો અલગ છે કેમ,

---

## સવિનય નમ્ર અરજ.

પોરબંદર મહારાણા શ્રી ભાવસિંહજી. સા૦ બા૦ ની ઉપર ૐ પ્રણવપટ નં. ૧ નો તથા તકીયા નં. ૨ સિંહ અને વૃક્ષના ચીત્રનો તા.-૫-૬-૦૫ને રોજ અન ૨૭૭૯૨ પોષ્ટ પારસલથી રવાના કીધાબાદ પાંચ છ માસ લગી પર્ચ્યુસ પત્રોદ્વારા અરજ કરતાં નીચે પ્રમાણેનો પ્રત્યુત્તર મને પ્રાપ્ત થયો,

**પોરબંદર સ્ટેટ. પોરબંદર તા. ૧૨-૧-૦૬**

**શીક્કો. આર્યબાનુ મીસીસ-એચ-બી-શર્મા.**

લખવાનુ કે તમારા તરફથી ભાદરવા વદી ૮ ગુરૂના લખેલા કાગળમાં પ્રણવપટ નં. ૧ અને ટકીયા નં. ૨ એ પ્રમાણે બે માસ ઉપર નામદાર મે. રાણા સાહેબ બહાદુરના નામથી મોકલ્યાનું લખો છો પણ સદરહુ ચીજો અત્રે આવેલી નથી તેમજ તમે ઉત્તેજન મળવા માગણી ઘણી વખતથી કરો છો પણ હાલમાં દુષ્કાળ સબબે આશ્રય આપવા બની શકે તેમ નથી.

### હુકમથી-લી-દાદભાના ઘટીત.

ઉપરનો જવાબ મળવાથી મારૂં હૃદય નિસ્તેજ બન્યું અને તેથી પોષ્ટના ન્યાઇ ખાત્તા સામે અરજ કરતાં યોગ્ય તપાસ થઇ નિચે પ્રમાણે મને જવાબ મળ્યો.

**નંબર-૩૯૧૨ તા-૧૪-૨-૦૬ મીસીસ-એચ-બી-શર્મા.**

**આપના કાગળમાં જણાવ્યા પ્રમાણે તપાસ થઇ નિચેની બીના યોગ્ય વ્યવસ્થા માટે મોકલી છે.**

**નંબર-૧૨૦૦ તા-૧૧-૨-૦૬ નો પોરબંદરના સબ પોષ્ટ**

 અવસર સર આવિ મળે તો તે છે ગુણકાર;
ચોમાસે વૃષ્ટિ સરસ, શીયાળે નહી સાર,

માસતરનો અમદાવાદના પોષ્ટ માસ્તર ઉપર જવાબ.

વધારે જણાવવાને વિનંતી કરૂં છું કે નામદાર રાણા સાહેબ–કે–સી–આઇ–ઇ ના સરનામે એક રજીસ્ટર કર્યા વિનાનો પારસલ–સાતમી–જુન ૧૯૦૫ ના રોજ અત્રે આવેલું હતું અને તે પારસલ મહારાજા સાહેબે, એવી ચીજો લેવાને જે અમલદારને સત્તા આપી છે. તેને બરોબર રીતે પોંચાડવામાં આવ્યું હતું એમ જણાય છે.

ઉપરના જવાબની આવેલી પોષ્ટની અસલ કોપી તા–૧૯–૨–૦૬ ના રોજ પોરબંદર મોકલી આપી પણ આ પુસ્તક પુરૂં થઇ પ્રકાશ થવાના સમય સુધીમાં કંઇપણ જવાબ મળી શકયો નથી જેથી આશા રાખું છું કે નામદાર મહારાણા શ્રી મારા એક ઉત્તમ પ્રકારના સ્વાર્થની આશાથી લેવાયેલા પરિશ્રમની યોગ્ય તપાસ કરી બજાવેલી અલ્પસેવા બદલ આભારીને શંતોષ જનક જવાબ કૃપાકરી આપશે એવી આશા રાખુ છું.

લી. આશ્રયાભિલાષિ કૃપાપાંત્ર પ્રકાશક.

## આભારીની અરજ બીજી.

**સોખડા**—કુમાર શ્રી મોતીસિહજી ઉર્ફે પરવતસિંહજી સા૦ પ્રણવપટ નંબર ૧ નો ટુકડો તા–૪–૧૦–૦૫ આશો શુદી ૬ ગુરૂવારના રોજે પોષ્ટ પારસલ રવાના કીધા બાદ છ માસ લગી ૨૬ પત્રો કુમાર શ્રી ઉપર મોકલતાં એક પણ જવાબ કોઇ પ્રકારનો નહીજ મળવાથી પોષ્ટ ખાતા સામે એક અરજ કરવામાં આવી જેનો તપાસ થઈ નંબર–૪૩૬૩ તા–૨૫–૨–૧૯૦૬ ના જવાબથી કુમારશ્રીને પારસલ પોંચાડવા બદલનો તેમની સહી સાથેનો જવાબ

ગજ્યો જે નીચે પ્રમાણે છે.

**સ્વસ્થાંન ધ્રાંગદ્રાના પોષ્ટ માસ્તર સાહેબ.**

લી–ખવાસ જેમલ માધવજી લખવાનું કે આર્યબાનુ કાશી શર્મા સ્ત્રી શંગીત હારમોનીયમ શિક્ષક તા–૬ અકટોબર સં. ૧૯૦૫ નું અનરજીષ્ટર પારસલ કુમારશ્રી પરબત સિંહજીબાઇના નામનુ અમને પોંચ્યુ છે તા–૨૩–૨–૦૬

**કુમાર શ્રી. પ્રબતસંઘભઇ સહી–દાઃ જેમલ માધવ.**

હજુ લગી સેવા બજાવ્યા બદલ કોઇપણ પ્રકારની ફરમાશ થઇ નથી તો તેનો આશ્રય જનક જવાબ કુમારશ્રી તરફથી મળશે. એવી આશા છે. વધુ બીના આ પુસ્તકના પૃષ્ટ ૩૭, ૩૮, ૩૯માં કૃપા સાથે જોવી

---

**નં. ૧૨ વઢવાણ સ્ટેટ હજુર ઓફીસ.**

આર્યબાનુ મીસીસ એચ. બી. કાશી શરમા—અમદાવાદ તમારો પત્ર અને સાથે ૐ નો ચીત્રપટ ખુદ મહારાજા ઠાકોર સાહેબ બહાદુરને પહોચેલ છે, અને આશ્રય તરીકે તેની કીંમત ખુદા-વીદ હજુર ફરમાનથી રૂા. ૨૦ ) વીસ તમને મઇ કાલે મનીઆડરથી મોકલ્યા છે તે પહોચેથી લખશો તાૈ. ૨૮–૧૨–૦૫

( ઇંગ્રેજી સહી )—મુખ્ય કામદાર.

---

( ૧૫૨ ) દાન પાત્રને આપતાં, પ્રતિપળ વધે વિશેષ;
નિયમ શાસ્ત્રનો નકીએ, આપો દાન હમેશ,

## સ્વદેશ પ્રેમી આર્ય મહાશય.

### શ્રીયુત્-રમેશચન્દ્રદત્ત સાહેબનો અભિપ્રાય.

તમે મખમલનો રૂમાલ ( પ્રણુવપટ ) રંગે બે રંગી ઉનથી ભરેલો નામદાર દત્ત સાહેબને મોકલેલો મળ્યો છે, તેઓ કીધેલા કામની કારીગીરીથી ઘણા ખુશી થયા છે અને તે બદલ રૂ. ૧૦ ) દસ મોકલવા કહ્યા ઉપરથી આજે દસનો મનીઆડર કીધો છે આપણા દેશમાં આ પ્રકારનુ ભરત કામ થાયછે તે જોઇને દત્ત સાહેબ ને ઘણો આનંદ થાય છે, તે જણુવા લખ્યુછે. તા. ૧૫-૨-૦૬

( ઇંગ્રેજીમાં સહી )

---

### દીવા તા. અંકલેશ્વર—મીસીસ એચ. બી. શરમા.

તમારો પત્ર છાપેલાં ફોર્મ અને પુસ્તક નં. ૨ વીગેરે મલ્યાં છે તે વાંચી અત્યાનંદ થઇછું આપનો આ શ્રમ ફળદાયી નીવડશે, આપે આ પુસ્તકો પોતાના ખર્ચથી મોકલાવ્યાં તેથી આભારી થઇછું એ સર્વના ગ્રાહક હું થઇશ તથા બીજા મેળવી તાપીશ. તા, ૬ જુલાઇ ૧૯૦૬

**લી. રેવાબા હરીશંકર સહી. દ. પોતે**

---

બીજા સંખ્યાબંધ આરડરો અને અભિપ્રાયો આર્ય બાળીકાઓના મળેલાછે પરંતુ સ્થળ સંકોચે અત્રે પ્રગટ કરી શકવા બન્યુ નથી. વધુ માટે જુઓ ? બાનુ અંબીકાદેવી ચરીત્ર નોવેલ. કી. રૂ. ૨)

**લી. પ્રકાશક.**

પ્રેમ વસ્તુને પાત્રતો, એકથી ન હોય અધીક; 
નિયમ નહી સચવાયતો, કેવાશે ધિક ધીક.

**પ્રાચીન અને અર્વાચીન રૂઢીની સમાન્તા જોવા ઉત્સુક સ્વદેશી પ્રેમી આર્ય બંધુઓ અને બહેનો માટેજ.**

**વિશ્વાસી વામાની—વફાદારી.**

## દીવાનખાનામાં રાખવા લાયક.

 **ઇચ્છાવર ( આર્ય લગ્ન )** 

૧૯૬૨ વઇશાખ શુદી ૧૩ રવી તા. ૬ મે ૧૯૦૬ જોશી માધુરામ હરીરામ કવીની સુજ્ઞ પુત્રી શ્રીમતી બાનુ અંબીકાદેવીએ માત પિતાની યોજનાઓ પૂર્ણ કરાવી પ્રેમ પરીક્ષાથી પસંદ કીધેલા પતિ સાથેનો કેમેરાથી પાડેલો કેબીનેટ સાઇઝનો જોવા લાયક સુંદર અને મનહર.

## દંપતી સાથેનો—ફોટો.

કીંમત માત્ર એકજ રૂપીઓ પોષ્ટેજ વી. પી. ખર્ચ માફ ખાસ બાનુઓનેજ અડધી કીંમતેથી આપવામાં આવશે,

મુ. વડસ્મા. — લી. બાનુનો વિશ્વાસુ
પોષ્ટ ડાંગરવા, — પ્રેમ, પાત્ર, પતિ,
પ્રાંત ગુજરાત. — એચ. બી. શર્મા.

ધી ઇન્ડીયન જાદુગર ભાગ ૧. ૨. ૩. ના પ્રગટ કર્ત્તા.

દંપતી દેખો દર્પણે, જુદું જુદાં દેહ;
પણ તે જુદી જુદાં નથી, એક રૂપ છે સ્નેહ.

પ્રીતીની રીતી નહીં, જ્યાં ન હોય સરખાંય;
રૂપે આન સમાન છે, ફટ ફટ તેને થાય.

કદિ ચાવે નહી કાયલા, પહેલાં ચાવી પાન;
ટેક રહેતો ટકી રહી, પામે પુરૂ માન.

( ૧૫૪ ) વણુ રસજ્ઞ તુંજ મર્મને, કોણુ કરે રસ રાજ;
તજે કોણુ તન તુજ વિના, કેવળ પહિત કાજ.

## પ્રકાશક પ્રાર્થના

### સ્વદેશપ્રેમી સુજ્ઞ બાનુઓ, અને ગુણજ્ઞ ગૃહસ્થો ?

આ પુસ્તક જલદીથી બહાર પાડવાને મારો ઘણો ઉત્સાહ અને યત્ન હતો પરંતુ નહી ધારેલી અડચણો અને અકસ્માત આવી પડેલી આપત્તિઓ સાથે ઇશ્વરી કુદરતના સંયોગોવચ્ચે અટવાવા પામતાં આખરે ભાગ્યદેવીની કંઇક કૃપા દ્રષ્ટિએ સુખ દુઃખ અને પ્રેમ વિતી નાં સંયોગી વિયોગી સંકટો વહન કરતાં આજે સુજ્ઞ વાંચકોની સામે આ પુસ્તક રજુ કરવા ભાગ્યવાન થાઉંછું તો તેનો સપ્રેમ સ્વિકાર કરતાં યથા યોગ્ય આવકાર આપશો કુદરત, કર્મ, અને પુરૂષાર્થ મનુષ્ય જીવન ઉપર પોતાની સત્તા કેવી ચલાવેછે ઉદય અસ્તના સંયોગો પોતાનો પ્રભાવ કેવા નિમીત્તે પ્રકાશ કરેછે તેનો કંઇક સત્યહાલ મારી પોતાની ગુજરેલી મધ્ય જીંદગીની તૃતીયાવસ્થામાં મને મળેલી મન મોહન માશુકના સુંદર ચિત્ર સાથે ચરિત્રમાંનો લગ્ન પ્રસંગનોજ ભાગ માત્ર આ સ્થળે યથા સ્થિત વર્ણન કીધો છે તે ઉપર આપનું ધ્યાંન જરૂર આપશો એવી આશા રાખુંછું,

મારા માનવંતા ગ્રાહકોને આ આધુનીકકાળનું વર્તમાન ચરિત્ર પ્રિય અને બોધ નિય થશે એમ ધારી તે એક જુદા, પુસ્તકમાં નોવેલના રૂપમાં સવિસ્તર હેવાલ સાથે પ્રગટ કરવા મારો યત્ન ચાલુ છે, જેનું ખરૂં રહસ્ય અને સત્યસાર હવે પછીના મારા બનવા પામેલા વિચીત્ર સંસ્કારો જે અનુભવ્યા છે, અજમાવ્યાછે તેનુજ માત્ર સારા મૃત ગૃહણુ કરી પ્રગટ કરીશ.

પ્રતિ અનુકુળ પડતી મુસીબતોથી મને આ પુસ્તકનુ પ્રુફમેટર તપાસવાને વિશ્રાંન્તી વખ્ત નહી મળવાથી અનેક સ્થળે રહેલા દ્રષ્ઠિ દોષો માટે મારા સુજ્ઞ વાંચકોની કૃપાસાથે માફી ચાહુછું

લી. સ્વદેશ સેવક-એચ-બી-શર્મા.

# AUM ॐ AMEN

## પ્રેમાર્પણ પત્રિકા !

### સ્નેહસાગર રદયજીવન પ્રેમરત્ન

**મારી માનવંતી સુજ્ઞપ્રિયા બાનુશ્રી અંબીકાદેવીની સત્યપ્રેમી પવિત્ર અને સદગુણી સેવામાં.**

**મુ. પ્રેમ મંદીર.**

પડી પાય પ્રિતે પ્રિયા પ્રેમ માગુ, રહી સઘસાથી જીવન હિત યાચુ;
સદા સ્નેહસારા સુહાગી સુધારા, નહી યાદ શર્મા ભુલી ટેક ધારા.

દૈવગતિ, પરમાત્મા કૃપા, તમારી ઇચ્છા, અને કવિરાજના ઉત્તમ વિચારથી અનાયાસે મારા સાથે થયેલા તમારા નેક સબંધ અને બંધાએલા અખંડ પ્રેમની હંમેશની યાદગીરીના સ્મારણાર્થે એક ટુંક મુદતમાં બનવા પામેલા તમારા અલ્પ ચરિત્રનુ બોધ દાયક બ્યાન તમારા વિયોગી વખતે તૈયાર કરી આપણા બંનેના ફોટો સાથે તમારી સેવામાં પતિ ભાવે સમર્પિત કરૂછું તેનો સપ્રેમ સ્વીકાર કરી વિચાર અને વિવેક બુદ્ધિથી ખ્યાલ કરતાં મારા સેવાએલા પરિશ્રમને સફળ કરશો. તમો નેકી ટેકી અને વફાદારીથી તમારા પ્રતિવ્રત ધર્મની ફરજ અદા કરતાં આપના સુવિખ્યાત પુજ્યપિતા અને ઇચ્છીત માનેલા પતિના નામને તેમની યોજેલી વાંચ્છનાઓને અનુકુળ થઇ સ્વદેશોન્નત્તિ ધર્મની સેવા બજાવવા તન મનથી પરિશ્રમ લઇ તમારી

( ૧૫૬ ) नास्ति भार्या समो बन्धु नास्ति भार्या समागति॥
नास्ति भार्या समो लोके सहायो धर्म संग्रहे॥

અચળ કીર્તીને સુનીતિથી અમર કરી આર્ય મહિલા મંડળમાં ઉત્તમ પત્નીની યોગ્યતા મેળવશો એવી સર્વોત્તમ શુદ્ધ આશાની યાચના તમારી પાસે કરૂછું તે તમારાજ હસ્ત કમલમાં હોવાથી પરીપુર્ણ કરશોજ.

લી. તમારો સદાનો સ્નેહભાગી પ્રેમપાત્ર
વિશ્વાસુ પતિ એચ. બી શર્મા.



## સ્વયંવર-ઇચ્છાવર-અને દૈવીલગ્ન;

પોંતાની મરજી પ્રમાણે પતિને પસંદ કરી પરણવું તે, આરીત પ્રાચીન કાળમાં ઘણી પ્રચલીત હતી, તેથી જોડું ઘણુ સુખી થતું પસંદગી કરવામાં કોઇ રૂપ ઉપર કોઇ હુંશીઆરી અને શુરવીરતા પર કોઇ શમસ્યા પ્રશ્નના ઘાવ પુરા કરી આપવા ઉપર કોઇ રૂપ ગુણ અને વિદ્વાન વરને શોધી કાઢવા સદ્દપાત્ર ગુરૂદ્વારા ખબર મેળવતી, અને ગુણદોષની પરીક્ષા લઇ કંન્યા ખુશીથી પોતાના હમેશના સાથી સાથે પ્રેમ બાંધતી. તે જીંદગી પર્યંત નહીં છુટતાં અચળ રહેતી અર્વાચીન કાળમાં જેમ માબાપો પોતાની મરજીમાં આવે તેમ પુત્રીઓને ગમે તેવા વરસાથે વરાવી દુઃખી કરેછે તેમ પુર્વકાળમાં થતું નહી, યોગ્યવર શોધી કાઢી તેની સાથે પરણવું એ પરણનાર સ્રીનું કામ છે પરંતુ એટલી યોગ્યતાએ પહોચવા તેને ભણાવી ઉત્તમજ્ઞાન આપવું જોઇએ, અને તેમાં માબાપની સંમત્તી લેવી જોઇએ માબ પણુ તેમને તેમાં વ્યાજબી સહાયતા આપવી એ તેમની ઉત્તમ ફરજછે,

આ પ્રમાણે પરસ્પરની ઇચ્છાથી જોડાએલ દંપત્તિ કેવી સુખી થતી તે આપણે તેમના ચરીત્ર ઉપરથી જાણીએ છીએ, તેમનામાં પરસ્પર પ્રેમ અચળ રહેતો, એ પ્રેમ ગમે તેવા સંકટમાં પણ જતો નહી, સૌ સંપીને ચાલતાં અને એક બીજાનાં દુઃખમાં ભાગી થતાં એટલુજ નહીપણુ દુઃખમાં પણ તજી નહી દેતાં દિલાસો દીગત અને ધીરજ આપતાં ઘરના વડીલોની મર્યાદા સચવાતી, સ્ત્રીઓ પતિની ખાતર પ્રાણ આપવાને પણ ચૂકતી નહી, સદા તેમને સુખે સુખી અને તેમને દુઃખે દુખી રહેતી જુઓ ? સીતા, દ્રૌપદી. દમયંતી, તારામતી. વીગેરે સતીઓએ પતિ માટે કેટલુ દુઃખ ભોગવ્યું છે, એ બધો પ્રતાપ મરજી માફક પતિને પસંદ કરી સ્વયંવરે અને ઇચ્છાવરે પરણવાનોજ સમજવો, જ્યારથી આર્યાવર્તમાં શાસ્ત્ર અને ધર્મ નિતીની અજ્ઞાનતાએ ચારે તરફ પ્રવેશ કર્યો, અવિદ્યાનો ફેલાવો અને સ્ત્રી કેળવણી પ્રચાર કમી થયો તથા કેટલાંક જુલમી રાજાઓનો ત્રાસ વર્તાવવા માંડયો ત્યારથી આ રિવાજ બંધ પડયો અને આધુનિક કાળની અળખામણી રીતો ચાલુ થઇ તેથી ખરો પ્રેમ જતો રહયો, દ્વેષ ઇર્ખા અને કુસંપ વધવા લાગ્યો છળ પ્રપંચ અને અણુવિશ્વાસે હૃદયોમાં વાસ કીધો, હાલમાં ઇશ્વર કૃપાથી નામદાર બ્રીટીશ સરકારનુ દયાળુ અને ન્યાયકારી રાજ્ય થયુંછે જેથી અડચણુ કરતા કશો જુલમ રહયો નથી ઠેર ઠેર પુત્ર પુત્રીઓને જ્ઞાન મેળવવા શાળાઓ સ્થપાઇછે માટે તેઓની યોગ્ય ઉમર થતાં સુધી ઉત્તમ શિક્ષણુ આપી જ્ઞાન સમ્પાદન કરાવવું જોઇએ જેથી તેઓ પોતાનુ હિત અહિત સમજવાને શકિતમાન થાય.

( ૧૫૮ ) જનની જનક વશ રહે બાળા, તરૂણીપતિ આધાર;
વૃદ્ધ પણામાં પુત્રો પાળે, સ્વતંત્ર નહી કુળનાર,

આ સંસાર સુખ રૂપ બનાવવામાં ઉત્તમ સ્ત્રીની જરૂરછે જો ઉતાવળથી અયોગ્ય ઉમરે લાકડે માંકડું વળગાડી દેવામાં આવે છે તો પુરૂષ અથવા સ્ત્રીનો આખો ભવ બગડેછે, ફક્ત એક દિવસના સુખને સારૂ શાક જેવી ચીજને પણ તપાસી સારૂ હોય તે પસંદ કરવામાં આવે છે ત્યારે આતો જેની સાથે આખો ભવ ગુજારવો છે તેને પરીક્ષા કરી કેમ પસંદ ન કરવી હાલતો આ બધું અંધારામાંજ પડયુંછે, તેથી સંસાર સુખ જોઇએ તેવું મળતું નથી પ્રાચીન કાળમાં આર્યો કંન્યાની પરીક્ષા કર્યા પછીજ જે યોગ્ય જણાય તેના સબંધમાં જોડાતા આગૃહ સંસારમાં પુરૂષ એ ઘરનો રાજા છે અને સ્ત્રી એ ઘરનો કાર્યભારીછે માટે કાર્યભારી એ રાજાને આધીન રહી તેની વફાદારીથી સેવા કરવી અને તેના હીતમાં કાળજી રાખવી એ તેનો પરમ ધર્મછે, આલોકમાં સ્ત્રીઓનો નિરંતર જન્મ એજ છે કે પ્રાણ તજવો પડેતો તે તજીને પણ સ્વામીના હિતમાં તત્પર રહેવું એજ સાધવી પતિવ્રતા અને કુળવતીનુ ભૂપણછે, સ્ત્રી સ્વામી સેવાથીજ માત્ર ઇચ્છીત લોકને પામેછે, જેનુ ચીત્ત સ્વામીને પ્રસન્ન કરવામાંજ છે તેજ સ્ત્રી પતિના પુન્યનુ અર્ધફળ ભોગવેછે સ્ત્રીને સ્વામી સેવાથીજ ઉત્તમ ફળછે, તેને પતિ એજ ગુપ્ત ધન છે તેના વડે તે અનેક પ્રકારના વૈભવ ભોગવી શકે છે, તેના વડેજ તેનો શૃંગાર શોભે છે, ને તેના વડે તેનુ સૌભાગ્ય પણ અખંડ રહે છે. તેના વડેજ તેને પુત્ર રત્ન પ્રાપ્ત થાય છે, ને તેના વડેજ તેને આ લોકમાં સુખ અને પર લોકમાં પરમ સદ્ગતિ મળે છે, પરંતુ મિથ્યા ભિમાની બની સ્વ-તંત્ર મિજાજે અનિતી અયોગ્યતા અને વિશ્વાસ ઘાતી પણું વરતી

એક તુચ્છ ટકાના મિથ્યા યોવન ઉપર મદાન્ધ થઇ પતિને પાયમાલ બનાવી દુષ્ટ વાંચ્છનાઓ પુરી કરવા ઇચ્છનાર આ લોકમાં અને પર લોકમાં સતિત્વ અને સાધવિપણાના અવિચળ પદને પ્રાપ્ત કરવા અવસ્ય કમ ભાગ્ય બને છે. અને ધિક્કાર પાત્ર થાયછે.

આ સંસારમાં પતિઓજ ગુરૂના જેવો સન્માર્ગ બતાવનાર પિતાના જેવો હિત કરનાર, માતાના જેવી મમતા રાખનાર, વિશ્વાસ લાયક પુજ્ય જીવનહાર અને પ્રાણ સરખો પતિવ્રતાને હમેશાં પ્રિય છે, આવો અમુલ્ય લાભ આપનારો જે પતિ તેનો સદ્દગુણી અને નિતીવાંન સ્ત્રીએ નિરંતર પ્રિતીપૂર્વક શેવા કરવી મર્યાદા રાખી માન આપવું અને પુજ્ય ગણવો તેને અપમાન કે તિરસ્કાર આપવો નહી તેમ પોતાના દૈવિ સંસ્કારે બનેલાં દુષ્ટ માત પિતાઓ તરફથી પણ અપમાન અપાવાય તેમ કરવું નહી સત્ય પ્રેમી પવિત્ર સ્ત્રીએ પતિ તરફથી. તિરસ્કાર થાય. વિયોગ થાય—અપમાન થાય ગાળદેવાય—તુંકારે બોલાવાય તેની મધ્યમ સ્થિતીથી શ્રીમંતાઇની સાયબી અને વૈભવ પુરાં નહી પાડી શકાય—તો પણ તે પરથી પ્રિતી કદાપી ઓછી કરવી નહી. તે બહારથી ઘેર આવે ત્યારે ઉભાં થઇ આસન અને જળપાન આપી સતકાર કરવો અને તે જે ચીજો આપે તે યોગ્ય સ્થળે મુકવી અને માગે ત્યારે હાજર કરવી પરંતુ આજ કાલની કુલટાઓ માફક કુતરા—કાંગલા—ઉંટીયા—મંદ મતિયા અને મૂર્ખા વિગેરે કહી તેને અપમાન અને ખોટું લાગે તેમ સ્વપ્નમાં પણ સંકલ્પ કરવો નહી—કારણ—સુજ્ઞ અને સદગુણી સ્ત્રીતો અવશ્ય સમજી શકે છે કે આપણે તેને જે અપમાન કરીશું વા કરાવીશું તે

તેના પહેલાંજ આપણે થવા બંધાઈ ચુક્યાં છીએ એવું વિવેક અને વિચારથી સમજી શકે છે, નિયમસર તેને મનભાવતી રસવંતી રસોઇ કરી જમાડવી અને પછી પોતે જમવું પતિના પહેલાં જમવાથી આપણી ગુર્જર કહેવત પ્રમાણે વાગોળનો અવતાર આવે છે અને તેને સૂર્યોદય છતાં અંધકારમાં ઉંધે મસ્તકે ઝુલવું પડે છે નકામી વાતો કરી કંટાળો નહી આપતાં પ્રિય અને લાભકારી ઉદ્યોગ-કળા કારીગિરી સ્વદેશોન્નતિ અને સ્વધર્મ સબંધી વાતો કરી મનરંજન થાય તેમ કરવું કદાપી રિસ કરેતો ધીરજ અને શાન્તીથી સમયાનુકુળ થવું પણ વાદ વિવાદ કરવો નહી તેમની ભુલ માલમ પડેતો પણ ક્રોધ કરી માત પિતાને બે. મર્યાદથી જણાવી દુઃખી કરવા ઉશ્કેરવાં નહી પણ વિનય અને નમ્રતા વડે પ્રિતી યુક્ત સમજાવી કહેવું નાહક મિથ્યા મિમાની બની મનમાં આવે તેમ બોલવું નહિ વિશ્વાસ આપીને વિશ્વાસ ઘાતી કદીપણ તેમના પ્રત્યે થવું નહિ કારણ વિશ્વાસઘાતી મહાપાપી-એ કહેવત ખરીજ છે કારણ કે આપણે જેને વિશ્વાસ આપ્યો તેને હરકોઇ પ્રકારથી ઘાત કરી ફસાવીએ તો તેમાં આપણે શું મોટું પરાક્રમ અને પૂરૂષાર્થ કર્યું, વિશ્વાસઘાતથી ઓને દુર ગતિ થાય છે તેનુ મન દુભાય એવું કાંઇ પણ કામ કરવું નહિ તે સાથે ઉંચેશ્વરે બોલવું નહિ હાસ્ય વિનોદથી આનંદ આપવો વિપત્તીમાં ધીરજ આપી દુઃખમાં ભાગીયણ થવું પોતાની ભુલ થઇ હોયતો નહિ છુપાવતાં કબુલ કરી ક્ષમા માગવી પરંતુ જુઠું બોલી છેતરીને છટકી જવું નહી તેની આજ્ઞાને આધીન થવું ઇશ્વર ભક્તિ વહેવારીક અને પોતાના શિક્ષણના કાર્યોમાં સદા-

સહાયતા અને ધ્યાન આપવું તથા નિર્મળ અંતઃકરણ રાખી વિશ્વાસ પાત્ર થવું પરંતુ વિશ્વાસ ઘાતી થઇ સિહણ માફક શત્રુની સામા થવું નહિ જે સ્ત્રી પોતાનો ખરો ધર્મ સમજી પતિને કહે છે કે. પ્યારા! તમે જે કહેશો તે હું ભાવથી કરીશ કુદરતે એમજ સરજાવ્યું છે કે મા બાપથી મોટા થવું પણ આખો જન્મારો તો તમારી સાથેજ ગાળવો છે માટે ખરા સબંધમાં તમેજ છો તમારી બરોબરી કરી શકે તેવો આ દુનિયમાં મને કોઇજ નથી તમે મને દુઃખ આપો મારા ઉપર અનેક સંકટો આવી પડો તોપણ હું તમારીજછું જ્યાં સુધી હું તમારી માનવંતી અને પ્રિય થઇ નથી ત્યાંસુધી મારા વસ્ત્રાલંકાર મારૂં ડાહાપણ, મારી ચતુરાઇ, મારાં રૂપગુણ, મારૂ સુઘરેલાપણુ, અને મારી ખુબસુરતી ભરેલી, ફાંકડાઇ, એ સર્વે એક કોડીની કીમતનું છે આવું સમજનારી સુઘડ–પ્રેમી અને પતિને પ્રસન્ન કરનારી જે પત્નિ હશે તે પતિને કેમ પ્રિય અને માનીતી નહી થાય, અવશ્ય થાયજ પતિપરાયણ સ્ત્રીએ પતિની રજા વગર કોઇપણ કાર્ય કરવું નહી–તેમ તેની રજા વગર ક્યાંઇજવું આવવું નહી સુજ્ઞ અને સદગુણી સ્ત્રીએ પોતાના લગન થયા આગાઉ પતિની જેટલી તજવિજ અને ચોકસાઇ કરવી ઘટે તેટલી પરિક્ષાથી કરવા ચુકવું નહી પણ લગન થયા પછી અને તેને તનમન સ્વાધીન કીધા પછી વિયોગી બનાવી કોઇપણ પ્રકારે પતિની પરિક્ષાજોવી એ તદન બેવકુફનુ કામ છે કારણ પછીતો તે રોગીષ્ટ કામી ક્રોધી લોભી અહંકારી પિસાચ મહિસાસુર જમ હીજડો બાયલો વૃધ્ધ મુંગો બહેરો આંધળો લુલો લંગડો કદરૂપોમુઢ મતિમંદ અચતુર બીકણ

 ક્ષમા સબનકુ વશ કરે, ક્ષમા કહા નહી હોય;
ક્ષમા ખડગ જેહિ હસ્તમે, દુરિજન રહે ન કોય.

મૂર્ખ નિર્દય કપટી દારૂડીઓ ગાંજાખોરીઓ જુગારી અને દહાડામાં પાંચપાંચ વખત ખાઇ ઢોરની ગોડે પડયો રહી પોતાનું જીવતર વ્યર્થ ગુમાવતો હોય તોપણ તે ઉપર ભાવ રાખી તેની સત્ય પ્રેમથી સેવા કરવી એજ સ્ત્રીઓનો સનાતન ધર્મ છે અને એજ તેને ઉત્તમ સુખની પ્રાપ્તી કરાવનારછે એથી ઉલટી રીતે વર્તનાર સ્ત્રી ગમે તેવી બાહાદુર હશે તોપણ તે કુલટા કુભારજા અને કુછંદીગાંજ ગણાશે.

## પતિ પ્રેમ પ્રભાવ મહીમા—મનહર છંદ.

પતિ પ્રેમ કરવાથી, પ્રભુ પ્રેમ પ્રાપ્ત થાય,
પતિને રીઝવવાથી પ્રભુ પોતે રીઝે છે;
અનાદર કરે કદી નિજ નાથ તણો નારી,
તો પ્રભુ તેના પર ખરેખર ખીજે છે.
જે નારી સ્વ સ્વામી સંગે સંપીને સંતોષી ચાલે
તેને આ સંસાર તણા સુખ સારાં મળેછે;
પતિ પદ રતિ અતિ રાખવાથી સુંદરજી,
મળેછે વિલાસ ખાસ ક્લેશ કષ્ટો ટળેછે. ૧.

જે સ્ત્રીમાં એકીનદારી અને પતિપર નિર્મળ પ્યાર નહિ હોય તેને સ્ત્રીનું નામ આપવુ અણુ ઘટતું છે જેને પોતે પતિ કરી માન્યો હોય અગર કરવાનું વચન આપ્યું હોય તેને અંતઃકરણથી ચહાવો તેનેજ પોતાનો ધણી અને મિત્ર સમજવો જીંદગીના અંત સુધી તે સાથે નિમક હલાલીથી ચાલવું જે સ્ત્રી પોતાના પતિ સાથે નિમક હરામી કરીને પોતાનુ વચન તોડેછે, તેણે પરમેશ્વર સાથે પણ નિમક હરામી કરીને તેનુ વચન તોડયું સમજવુ પતિ ગમે તેવો કે ગમે

તેવી સ્થિતીમાં હોય અગર પાછળથી આવે તોપણ જે પોતે રાજી ખુશીથી અને અક્કલ હુંશીયારીથી માત પિતાની મરજી સંપાદન કરી હજારો મનુસ્યો વચ્ચે વચનથી હસ્ત આપ્યો તન મન અર્પણ કીધું મા બાપે જેના હાથમાં પોતાનો હાથ ઝાલીને સોંપ્યો તેને સદાકાળ પાળવો, અને તેના હંમેશના સુખ દુઃખના સંબંધમાં સાથી થવુ જે સ્ત્રી સારી રીતે એકીન દારીથી ચાલવાની કાશીસ કરેછે તેનેજ પરમ કૃપાળુ પ્રભુ નિરંતર સુખ અને આનંદ આપે છે.

સ્ત્રીએ સ્વામીની સેવા કરવી એ કાંઇ અર્વાચીન કાળનો ધર્મ નથી પણ પૂર્વ કાળથીજ ચાલ્યું આવે છે, તેજ એક આર્ય શાસ્ત્રકે આર્ય મહાત્માઓ કહે છે એમ નથી પરંતુ પૃથ્વીનાં સર્વ ધર્મ સાસ્ત્રો અને સર્વ ધર્મના મહાત્માઓએ સુચવેલું છે કે ? ખ્રિસ્તિ ધર્મમાં એક ઠેકાણે ઇશુની માતા મરિયમે કહેલુ છે કે ! સ્ત્રીઓ ! તમો જેમ પ્રભુને આધિન થાઓછો-તેમજ તમારા પતિના આધિન રહો કેમકે પતિ એ સ્ત્રીનુ શિર છે વળી જર્થોસ્તિ–પારસી લોકોના ધર્મ ગ્રંથ જંદા વસ્થામાં કહ્યુંછે કે ! અશો ઓરત જે ધણી નેકદાર ! ખુબ શીખેલી તે પોતાના મરદને સરદાર તથા બાદશાહ ગણેછે તેમજ જરમન વિદ્વાન મી. ટેલરે કહ્યુંછે કે સ્ત્રીએ પોતાના પતિના તાબે રહેવુ આશા એશની મોજ આપવી તેની ચાકરી કરવી. રાજી રાખી માન આપવું અને તેને રીઝવવાના ઉપાયો યોજવા જે સ્ત્રીમાં વફા-દારીના જુસ્સાએ ઘર કર્યું હશે અને પતિને ચાહના દેખાડવાના સ્વાદ વિષે મનમાં ખાત્રી રાખતી હશેતો તેને પતિ પોતાની મેળે માન આપશે અપૂર્ણ સ્થળ સંકોચે વધુ બિના ચરીત્રમાં—

 ક્યાં સુંદર શર્મા વળી, ક્યાં ગમ જીવન હાર;
હરી દશા આધીન થઇ, હાલ ફકીર ફરનાર.

---

## સત્યપ્રેમ અને પવિત્ર પ્રીતીનો આબેહુબ ચિતાર.

# મારી ત્રીજી જીંદગી અને બાનુ દેવિનો સમાગમ.

પંદર વર્ષનો લાંબો પ્રેમપંથ પસાર કરતાં મારી સત્ય પ્રેમી પવિત્ર પ્રેમદા **આર્ય બાનુ કાશીનો** સ્વર્ગવાસ થવા પછી મારૂં સકળ સુખ નષ્ટ થયું ઉમેદ અને આશાઓ સરીતા પ્રવાહમાં તણાવા લાગી સગાંસ્નેહી અને મીત્ર બંધુઓ અલગ થવા લાગ્યાં, જેથી માત્ર દશાને આધીન થઇ પ્રથમની જીંદગીને સ્વપ્ન વત દ્રષ્ટીએ નીહાળતાં અઠાવીસ વર્ષની મધ્યવયે પ્રણામ કીધા, વધુ–ચરીત્રમાં, દ્વિતીય જીંદગીના સમારંભે મહારાજા માલવપતિ ભર્તુહરી માફક એક પ્રેમી પ્રેમદા મને પ્રાપ્ત થઇ અને તે કર્માનુસાર દૈવ ગતિએ એક કળીયુગી પીંગળા અઢી વર્ષના અલ્પ અવસરેજ પ્રકાશમાં આવીપડી આજે સંવત ૧૯૬૨ની મહા શીવરાત્રીનો આનંદોત્સવ હતો, સકળ સૃષ્ટીમાં શંકરની માંગળીક પુજા સ્થળે સ્થળે થઇ રહેલી હતી પરંતુ **दैवाधिनं जगतसर्वं** દૈવની ગતિને આધીન આખુ જગતછે આજનો દીન કેવો એક કારીધાથી જખમ કર્તા નીવડશે. એ અલ્પજ્ઞ ભવિષ્ય શું જાણી શકે આખી રાત્રી ગાનતાનને પ્રભુ પ્રાર્થનામાં પસાર કીધી. અને દ્વિતીય દીને પ્રાતઃકાળ સૂર્યોદય અને કેટલીક વારે મધ્યાંન કાળ થવા આવ્યો છતાં પણ હૃદય બેચેન સુસ્ત દીલગીરી અને નિસ્તેજ કેમ થયા કરેછે વિચાર વમળમાં મન અમુઝાઇ ઝોકાં ખાયછે આપત્તિની આગાહીનાં કંઇક શુભ અશુભ ચિન્હો અગાઉથીજ દર્શનિક થવા પાંમેછે એમ વીચાર કરૂંછું એટલામાં ટપાલ

વાળીએ પોષ્ટ પત્રો આપ્યા એક પછી એક જોતાં વડરમા નામ વાળા પત્રપર દ્રષ્ટિ પડી પરંતુ લુગડાં ઉતારી વાંચવાનું નામ વાંચી વિસ્મયતા સાથે ક્રુઆરી છુટી જેથી ઝટ ઉઠી અલગ થઇ તે જોવા લાગ્યો એક વખત વાંચ્યો પણ મન શંકા પાત્ર થયું. દ્વિતીયવાર છાપ પોષ્ટને અક્ષરો નિહાળતાં મારા મામાના દીકરા મણીલાલ નથુરામના અક્ષરો મેં બરાબર ઓળખ્યા. જેમાં લખ્યું હતું કે ?

## તમારી માતુશ્રી બાઇ જેઠી શીવરાત્રીની સાંજે સ્વર્ગ વાસી થયાં છે,

માટે વહેલા આવવું આ શબ્દ એક વજ્ર પ્રહાર કરતાં પણ મહાન વીકટ લાગ્યા કારીધા મસ્તકે પડવા જેવો થયો પણ ધૈર્ય અને શાન્તિથી સહન કીધો આ વખતે મને વિશ્રાંન્તિ આપવાને કોઇપણ મદદગાર હતું નહિ જેથી આત્માને બોધ આપ્યો કે અરે જીવ આપણી પણ આવીજ દશા એક દીન અવસ્ય થવાનીછે શામાટે મિથ્યા શોક અને આક્રંદ કરેછે તારી ફરજ મુજબ ઉત્તમ રીતીને અનુસરી તારી માતુશ્રીની સદ ગતિને અર્થે રસ્તો લઇ પ્રભુ પ્રાર્થના કરી વહેવારીક વિચારો પૂર્ણકર આખો દીન શોક સાગરમાં પુરો થયો સંધ્યા કાળ થવા આવ્યો એટલામાં એક મારો જુનો અને વફાદાર મીત્ર ખાસ મુંબાઈથી મળવા માટે આવી પહોંચ્યો તેણે મને એકાંન્તમાં લઈ જઇ પ્રતિજ્ઞા આપી સાહસકાંમ નહી કરવા માટે બંધન કીધો અને પોતે જાતે તપાસથી મહા પ્રપંચનો ખુલ્લો ભેદ વિસ્તારથી કહ્યો જે મારા દરેક મતને મળતો આવતાં તેણે મીત્ર ધર્મની વફાદારીથી

કીધેલી સેવાને માટે માફી માગવા લાગ્યો આ પ્રપંચી ગુપ્ત ભેદે એટલોતો પ્રકાશ કીધોછે કે વાંચકને એક વખત પીંગળા અને અશ્વપાળની યારીની છટા ભુલાવી દેવા ચુકે નહી જેનો વીસ્તાર એક મોટા નોવેલનુ રૂપ પકડતું હોવાથી અન્ય પ્રસંગે પુસ્તક દ્વારા પ્રકાશ કરીશ. અસ્તુ,

પરમાત્માની શું અજાયેબ કૃતિ છે કયાં માતૃ સ્વર્ગ વાસની ખબર અને કયાં અંધારામાં રહેલા પ્રપંચી ભેદનો હાલ એકજ દીવશે આવી મળવો એ કંઇ ઓછું અજાયેબ પામવા જેવું નથી એક તરફ અગાધ શોક સાગર તો બીજી તરફ મહાન ક્રોધાગ્નિની પ્રચંડ જવાળા એક આફાની દુનિયાના ભટકતા રંક મુસાફરને સહન કરવી પડે છે આધુનીક અવસ્થામાં જાતે એકલો હોવાથી તેમ પત્નિ પ્રેમ પ્રકાશ થવા પામ્યાથી કોઇ મીત્રની મદદ લેવી નિશ્ચય કરી મારા એક વીસવાસુ મીત્ર કડીવાળા માસ્તર નારણજી બાપાલાલની સલાહથી ત્રવાડી જટાશંકર નારણલાલને બોલાવી સર્વે વાતથી જાણીતા કીધા અને મારા દરેક કામમાં તન મનથી મદદ આપવા માગણી કરી તેમને તે સ પ્રેમ સ્વીકારી અને તે પોતાની પત્નિ સાથે માસીક આઠ રૂપીઆના અલ્પ પગારે રોકાઇ મારૂ સર્વ કામ માથે ઉપાડી લેવા હીંમત આપી જેથી બીજે દીવશે અમે બધાં રેલવે ટ્રેન મારફતે ડાંગરવા સ્ટેસને ઉતરી સાંજના વડસમે આવી પહોંચ્યાં અને સર્વે સ્નેહી મંડળને મળી મારી માલીકી વ્યવસ્થા સઘળી મારે સ્વાધીન લીધી મારૂ મુળ વતન માણુસા હોવાથી બીજે દીને બધાં માણુસે જવા રવાના થયાં એક પખવાડીયા લગી રોકાઇ નાત જાત કકુંમ્બ કબીલાનો સત્કાર

કરી ઉત્તમ રીતીથી કારજ કીયા કરી સર્વ પાર પાડયું અને હોળી-કાના તહેવારો ત્યાંજ પસાર કરી ફાગણ વદી ૨ જે તમામ મંડળીને વડસ્મે જવારવાના કીધાં.

માત્ર હવે હું એકલો ગુપ્ત કામની ગોઠવણ અને છુપા ભેદની શોધ માટે બીજે દીવશે મણીલાલ હરીહર નામના છોકરાને સાથે લઇ ગા-રોબાર અમદાવાદ પોચ્યો સાડા ત્રણ દીવસના ટુંક અરસામાં સંપૂર્ણ શોધો અને બારીક બાતમીઓ મેળવી ગ્રહસબંધી સઘળી વ્યવસ્થા સ્વ-તંત્ર કબજાની સોનીની પોળના ઘરમાં રાખી મી. નારણજીને ભલા-મણ કરી પુનઃ રેલવે ટ્રેનમાં વડસ્મે આવી આવેલા મંડળની મુલા-કાત લીધી અને મારી યોજના પાર પાડવાની મસલતમાં રોકાયો.

વિનાશકાળે વીપરીત બુદ્ધી, એ પ્રમાણે વિનાશ થવાનું હોય ત્યારે હરેક રીતે વિપરીત કૃત્યોમાંજ કમ ભાગ્ય મનુષ્ય પ્રવર્ત્તે છે. જેમ વાંસવન આપસ આપસમાં ઘસાઈ અગ્નિ પ્રદિપ્ત કરી સ્વ-હસ્તેજ નાશ પામે છે, તેવી રીતે ઉદયનાની આજે અવધિ આવી રહેવાથી કામી કામીની સ્વતંત્ર મીજાજે સ્વ સ્વામીને મિથ્યા દંભમાં લેવા લાગી કે જેના કતુંકોથી સર્વે રીતે હું જાણીતો હતો જેનું રદય મલીન અને વિશ્વાસઘાતીછે તે કદીપણ પોતાના કાર્યમાં પૂર્ણતાયે પોંચવું એ અસંભવિત છે. ખાડો ખોદે તેજ પડે વિશ્વાસઘાત કરે તેજ મરે વિશ્વાસે વિશ્વાસી બનાવી શિરચ્છેદ કરનાર પુરૂષ યા સ્ત્રી આ જન્મમાંજ એક નીચ કુતરાની હાલત કરતાં પણ અધમ સ્થિતીએ બની પોતાની ઉજવળ કીર્તિને સ્યામ રંગથી કાળી કરી આ અવનીમાં હમેશ ને માટે નિંદાપાત્ર થાયછે, એમ માની સહન-

 પ્રાણદાન છે પ્રીતમાં, પુછી કરજો પ્રીત;
પ્રાણદાન તો સહેલ છે, કઠણ પ્રીતની રીત,

શીલતા અને સંતોષથી તે રાત્રી પસાર કરી દ્વિતીયદીનના પ્રાતઃ કાળે એટલે ફાગણ વદી ૮ ને રવીવારે સવારે તેનાં નીચ કર્તુકો તેની દ્રષ્ટિ સામે રજુ કરી સહસ્ત્ર ગણા ફીટકારથી હંમેશને માટે દુર રહેવાને રૂખસત આપી–જેથી શ્યામ મુખે રવાના થઈ. અપૂર્ણ.

ગામમાં પ્લેગ ચાલતો હોવાથી અમારો મુકામ બહારની બાજુમાં અંબિકા દેવાલયમાં ખાસ રાખવામાં આવેલો હતો જેથી ગામ સઘળુ સુન્યવત અને જંગલ મંગળમય હતું પરંતુ આવા ખેદ-જનક બનાવથી સર્વત્ર અઘોર અરણ્યમય અને અચેતન ભાસવા લાગ્યું અંબિકા દેવાલયમાં હવે ફકીરી હાલતેજ રહેવાનો ક્રમ ભાગ્ય સમય આવી લાગ્યો નિશદિન એક લાયક બાનુ મેળવવાના ઉચાટ અને ચીંતામાં પડયો કારણ મારા મનોવાંચ્છિત વીચારો જે પ્રકાશ-માં લાવવા બહાર પડેલો તેનો છેડો અહીં આગળ આવી અટકી પડયો, જે સાથે દ્વીતીય જીંદગી પણ પૂર્ણ થઇ.

સત્ય પ્રેમી માતા પીતા અને સ્નેહભાગી પતિવ્રતા પત્નિના સ્વર્ગવાસી થવાથી આ દુનિયામાં મારો એકલોજ આત્મા સ્વતંત્રપણે વિચરવાને અને સ્વદેશ સેવા બજાવવાને હયાત રહયો, જેથી વ્યવ-હાર ઉપાધિના મિથ્થા બંધનોની જાળમાં કચરાઇ મરવા કરતાં એક વખ્ત પુનઃ પાછું જગત નાટયશાળાના સ્ટેજપર આવવા ભાગ્યોદયને ફૅંકવું એવો મનથી નિશ્ચય કરી કેટલાંક વર્તમાન પત્રોમાં પુનર્લગ્ન માટે ખબરો ચાલુ કીધી પંદર દીવસમાંજ ત્રણ ચાર જગેથી તેનો સ્વિકાર થતાં માગણીઓ આવવા લાગી મનુષ્ય ધારેછે શું ? અને દૈવ કરેછે શું? તેની ગતી મહાન વિચિત્ર અને અકળ છે રામ

નવમીનો દીવસ આજે આવી પોચવાથી હું અને મારો મીત્ર એકાએક અમદાવાદ જવા અને ત્યાંની કેટલીક બીના તપાસવા સારૂ ઉપડી ગયા અહીં. આવી ઘરકામની વ્યવસ્થા સંભાળી લઇ સાંજના કેટલાક મીત્ર મંડળની મુલાકાત લીધી શુદી ૧૦ ના દીને મી. નારણજીની ગામઠી શાળામાં વાતચીત સારૂ ગયા મારી સઘળી બીનાથી તેઓ જાણીતા હતા તેમ કોઇ લાયક બાનુ મેળવવા માટે તેમને સુચના અગાઉ આપેલી હોવાથી તેમણેજ વાત સુચવી કે શર્મા, તમારા લાયક બાનુએક મારી જાણમાંછે પણ તેના હાલના ચોકસ ઠેકાણાની મને બીલકુલ ખબર નથી ત્રીજા વર્ષ ઉપર જ્યારે મારી દાણાની દુકાન કાલુપુર બજારમાં હતી તે વખતે એ છોકરી ઘણી વખત મારી દુકાન આગળ થઇને સ્કુલમાં ભણવા જતી આવતી તે મારા જોવામાં ઘણી વખત આવતી એમ વાત કરતા હતા, તેવામાં એક રાયચંદ નામે કાઠીયાવાડી વણિક કે જે માસ્તરની પ્રથમની દુકાનના વખતમાં સૈયારી હતો તે આવ્યાથી ઉપરની વાતને મળતો વધુ ટેકો આપતાં જણાવ્યું કે તે પ્રેમ દરવાજે અથવા મનસુખરામને ત્યાં લાકડાંની લાઠીમાં નોકર રહેછે બીજે દીવસે તે વાતનો પત્તો મેળવવા વિચાર રાખી મ.રા ઉસ્તાદ સુંદરલાલ ની વાજીંત્ર શાળામાં ગૃહસંબંધી વાતચીતની વિશ્રાન્તિ માટે ગયો.

શુદી-૧૧ના સવારમાં સ્કુલમાં જઇ માસ્તરને મળ્યો. અને રાયચંદને તપાસ માટે જવાનુ કહેતાં મારી રોજી ખોટી થાય માટે રૂા ૧ એક હાલ આપો તો જાઉ મેં તે કબુલ કરી માસ્તર નારણજીને રૂપીઓ આપ્યો તેથી રાયચંદ સાથે જટાશંકરને જવા કહ્યાથી

બંને જણ ગયા આખરે સાંજ સુધી રખડતાં ખબર લાવ્યા કે તેતો મનસુકરામના રાખેલા ઓડકમોડના ખીડમાં પાંચ છ રૂપીઆના મારીક પમારથી ઘર ખાટલા સાથે ત્યાં રહેછે. આ સાંભળી નીરાશ પામ્યો. જેથી રાત્રે દશ વાગે ગાડી કરી કાલુપુર રેલવેના ઝાંપા બહારની લાકીમાં જાને તપાસ માટે ગયો, લાકીના મજુરને પુછતાં જણાવ્યું કે તે હાલમાં મીરજાપુરમાં રહેછે પણ મને મકાનની ખબર નથી. મારી નવરાશના વખતે તપાસ કરીશ.

# ચૈતર શુદી ૧૨ અને બાનુ દેવી દર્શન.

સવારમાં માસ્તર નારણજીને મળતાં વધુ આનંદ જનકની ખબર આપી કે ગઇ કાલે ગુરૂની સાંજે દેવ દર્શને જતાં તે છોકરી મને ધીકાંટા આગળ મોચીને ત્યાં સ્લીપરો સીવડાવવા આવેલી તેથી તેણીને જોતાં મેં પુછ્યુ કે તમે કયાં રહોછો ત્યારે પ્રત્યુત્તરમાં જણાવ્યું કે અમે મીરજાપુરમાં રહીએ છીએ જેથી હું તથા માસ્તર બંને મી-જટાશંકરને નીશાળનું કામ સોંપી મીરજાપુર તરફ ગયા આ જીલ્લો શાહાપુર તરફ જતાં ઘણો મોટો હોવાથી તેમજ મકાનનુ ઠેકાણું માલુમ નહી હોવાથી પત્તોકેવી રીતે મેળવવો પિતાનું નામ મશહુર હતું કે જે કવી માધુરામ તરીકેનું માલમ પડયું ઘણીક પોળો અને મહેલાઓ તપાસ્યા અગીઆરનો સુમાર થવા આવ્યાથી અને મકાનનો પત્તો નહી લાગવાથી શ્રમીતસાથે નિરાસ થવા લાગ્યા તોપણ આનંદના ઉત્સાહમાં તપાસ ચાલુ રાખી નસીબ નજીકજ આવેલું હતું પણ જાણ્યાં વગર કેમ ખબર પડે એટલામાં એક જણને પુ-

છતાં જણાવ્યું કે વાડીલાલ લલ્લુભાઇની ઓરડીઓની વચલી ચાલીમાં રહેછે થોડીવારમાં તે કોટડી શોધી કાઢી કવીરાજ ગૃહમાં જમતા હતા જેથી અમે બહાર ખાટલાપર બેઠા થોડીવાર બાદ તેઓ જમી અમારી પાસે વાતચિત સારૂ મુલાકાત લીધી મ્હારી આજ સુધીની જીંદગીમાં તેમની પ્રથમજ મુલાકાત હોવાથી કાવ્ય નિબંધ અને ધર્મ શાસ્ત્રો વિષે ચર્ચા કરતાં મારૂં કેટલુંક કામ પદ્ય રચના માટેનું કરી આપવા કહ્યું જે તેમને સ્વિકાર્યું.

મારા મનના તરંગો તેમને જણાવી શકયો નહી કારણ કેટલીક વાતપરથી કવિપુત્રી દરજીને ત્યાં પોલકું સીવડાવવા ગયેલ હતાં જમવાનો વખ્ત વિતી ગયેલ હોવાથી તેમની માતુશ્રી ખાસ બોલાવવા ગયાં, અને અમો વાતો કરવા લાગ્યા પા કલાકના અરસામાં માતાસ્થે ઘર પ્રત્યે આવતાં અવલોકયાં તેઓ જાણતાં નથી કે ભવિષ્યનો આ મારો પતિ થશે, પરંતુ મન એક બીજાને સાક્ષી ભુત દરસાય છેજ આ વખતે વધુ નહી બોલતાં આવતી કાલે આવવા કહી દષ્ટિ મા-ત્રથી દરશન કરી સંતુષ્ટ પામી મનો વાંચ્છનાઓ પૂર્ણ થવા પ્રભુની પાસે પ્રાર્થના કરતો માસ્તર સાથે ઘર તરફ આવવા જુદા પડયા, અને આ બીના તેમના શેઠ મનસુખરામ મારફત જણાવરાવવી ઘણી સુગમતા ભરેલી માલમ પડી જેથી રાયચંદને આજે બીજે એક રૂપીઓ આપી મનસુખ રામને ખબર આપવા ફરમાવ્યું તથા જરૂરી કામના પ્રસંગ માટે મી. જટાશંકરને વડસમા રવાના કીધા સુદી ૧૩ ને શનીવારે સહર્ષ આનંદે કાંમકાજ પરવારી મારા માનવંતા ઉત્તમ-ચંદને મળી બે વાગે કવિને ત્યાં એકલોજ વાતચીત માટે ગયો સવા-

રમાં કવિને મનસુખરાંમે પોતાની લાઠીમાં ખોલાવરાવી સુચવેલી વાત વિદીત કીધેલી હોવાથી પોતે કવિએજ તે માટેનો મને લગ્ન સબંધી અભિપ્રાય પુછ્યો ? જેના પ્રત્યુત્તરમાં મે ટુંકામાં બતાવ્યું કે આપનો જો સત્ય પ્રેમે અને સુદ્ધ રદયે વિચાર હોયતો તે માટેની મારી આશા પૂર્ણ કરવા ચોકસ નિશ્ચય અને ઉમેદછે કારણ મારી જે આશાઓ પારપાડવાની શોધમાંછું તે સર્વે આપના સબંધે અને પ્રભુ કૃપાએ સંતોષ કારક નિવડવા પામશે એમ ભવિષ્ય સુચવેછે કવિએ પુત્રીનો અભિપ્રાય પુછી લીધેલો હોવાથી તે વાંત તેમને સપ્રેમે સ્વિકારી જેથી તેમનો અને પરમાત્માનો ઉપકાર માનવા લાગ્યો આ વખતે કવિપુત્રી નાગોરી શાળામાં પોતાના પ્રેમથી માની લીધેલી માસી દીવાળીને ત્યાં ગયાં હતાં જેણે તેમની તથા તેમના માત પિતાને સારો આશ્રય મદદ અને સેવા તનમનથી કીધી હતી.

## ચૈતર સુદી ૧૪ લગ્ન ઠરાવથી ભવિષ્ય બંધન.

આજે ઠરાવપત્ર કરવાનો હોવાથી બપોરે મી. નારણજીને સાથે લઇ બજારમાંથી એક રૂપીઆવાળા બે સ્ટૅમ્પ ખરીદી સીગરાંમ લઇ કવિને તેડી લાવવા તેમને ઘેર ગયા જેથી તેમને તસ્દી લેઇ મારે ઘેર આવવા મહેરબાની કરી ધર્ગીક ચીજો અને સાહિત્યો જોયા બાદ ખુશી થઇ પાંચ વાગે મુકામે જતાં જણાવ્યું કે રાત્રે આઠ નવ વાગે બધાંને તેડીને હું આવીશ તેમના ગયા બાદ કવિ પુત્રી તેમજ મીત્રમંડળ પધારનાર હોવાથી–લાઇટ લેમ્પ ને ગૃહશ્રંગાર સાહિત્યો દરેક રીતે વ્યવસ્થાથી ગોઠવી દીધી બરાબર મુકરર કરેલા ટાઇમે બાનુશ્રી તેમના માતપીતા સાથે આવી પોંચ્યાં તેમજ માસ્તર

નારણજી તથા શેઠ મનસુખરામ તથા મી. રાયચંદ વિગેરેએ પણ તસ્દી લઇ આભારી કીધો અરસપરસ ઠરાવ લખી લઇ સામસામી પોત પોતાની સહીઓ કરી આપવામાં આવી જેમાં નીચે મુજબની મતલબનો સમાવેશ કરવામાં આવ્યોછે.

આજરોજ કવિ માધુરાંમ હરિરાંમ જોશીએ પોતાની પુત્રી અંબાનુ લગ્ન એચ. બી. શર્મા સાથે કર્યું છે શર્માએ દેવીને બસો રૂપીઆના દાગીના કરાવી આપવા તેમના પિતાને લગ્નખર્ચ માટેના રૂપીઆ ચાળીસ તથા તેમના ઘર ખર્ચના દેવા સબંધીમાં આપવા રૂપીઆ પોણોસો તથા બસો રૂપીઆ તેમના નામ પર પોષ્ટ બેંકમાં અગર ગમે તે રીતે કોઇને ત્યાં જમાં રખાવે જે તેમની આખરની વૃદ્ધાવસ્થાના વખતમાં અગર આપત્તિના વખતમાં તેમના નીભાવને સારૂ ઉપયોગમાં લે બાનુ અંબિકાદેવિનું નામ આજથી આર્યબાનું મીસીસ એચ. બી. કાશી શર્મા તરીકેના નામથી પ્રચાર કરવામાં આવશે તેમજ દેવીશ્રી શર્માનાં મીસીસ તરીકેનું સઘળા કામકાજનું શિક્ષણ મેળવી તેમની પત્નિ તરીકેની ફરજ વફાદારીથી અદા કરેથો તેમની સઘળી માલી-કીના હકદાર અને વારસદાર થવાને અધીકારી છે ઉપર પ્રમાંણેના ચોકસ વિચારો નકી કીધાબાદ મી. રાયચંદ પાસે સવા રૂપીઆની મીઠાઇ રાત્રે મંગાવરાવી આનંદજનક ખુશાલીના પ્રસંગમાં વહેંચવામાં આવી અને થોડીકવાર હારમોનીયમ સાથે ગાનતાન ગમતથી પ્રભુ કૃપાનો આભાર માની પાન સોપારી લઈ સર્વે જણે ખુશાલીથી વિદાયગીરી લીધી પરંતુ મારૂ હૃદય તો તે મનહર માનુની પાછળ ભટકતું થવાથી આખી રાત્રી વિચાર સાગરમાં પુર્ણ કીધી. બીજા

 કાગા સબ તન ચાખીઓ ચુન ચુન ખાયો માંસ;
દોનેના મતખા કાગા, પિયા મિલનકી આશ.

દીવસે સોમ અને મંગળે કવિશ્રીની મુલાકાત લઇ આવતાં તેમને તંગી હોવાથી રૂ. ૧૦) દસ ખર્ચ માટે મારતર રૂબરૂ આપી મારા કામની વ્યવસ્થા કરવા સારૂ વડસ્મે આવવા સર્વેની રજા માગી.

ચૈતર વદી ૨ ને બુધવારે મારા લેણાદેણાવાળા ગામ વડસ્મે આવી પોંચ્યો કે જે મારૂ મુસાળ પણ થતું હતું અહીં આવ્યા બાદ મી. જટાશંકરને મળી નાણાં એકઠાં કરવાની તજવીજ અને ખટપટમાં રોકાયો કે જેથી ઇચ્છિત વિચારો કુશળતા સાથે જલદીથી પાર પાડી શકાય અહીં આવ્યા પછી મારા તરફથી કવિશ્રી ઉપર દરરોજ પત્ર દ્વારાએ સ્નેહ યુકત સમાચાર જણાવવા ચાલુ રાખ્યા કે જેથી તેમની પ્રસન્નતા અને પ્રેમ કમી થવા નહી પામે.

# ॐ नमस्ते.

**મુ. વડસ્મા પોસ્ટ ડાંગરવા. ચૈત્રવદી ૩ બુધ સાંજ પાા**

**સ્વદેશપ્રેમી આર્ય મહાશય ?**

**કવિશ્રી માધુરાંમ હરીરાંમ તથા સર્વે સ્નેહીમંડળ.**

**મુ. અમદાવાદ, મીરજાપુર.**

લી. સ્નેહાધીન હરીલાલ બી. શર્માના સવિનય પ્રણામ, કૃપા પત્ર કુશળતા સાથે પ્રત્યુત્તર પાઠવતા રહેશો વી. આજે સવારની સાતની ટ્રેનમાં ત્યાંથી નીકળી અત્રે અગીઆરે ખુશીથી પહોચ્યોછું અને ખાસ આપણા ધારેલા આનંદજનક શુભકાર્યોના પ્રસંશનીય કામ માટેની તજવીજ માટે રોકાયોછું કુદરતનો નિયમ છે કે જે

કપટી માત્ર ન કીજીએ, અંત પેઠા ખુબ લેત; ( ૧૭૫ )
આગે રાહ બતાયકે, પીછે ધોખા-દેત.

જેને સત્ય હૃદયથી પવિત્ર પ્રેમે ચહાય છે તે તેને ભવિષમાં કદીપણ પ્રાપ્ત થાય છે, અલ્પ સમયમાં કયાં આપણો નેક સબંધ અને નિકટનો સહવાસ પ્રભુગતિ વિલક્ષણ છે તેની અપાર શકિતનો કોઇ ભેદ પામી શકતુ નથી મારા તેમ આપના ભવિષ્યે આજે સદ્દીગાં કેવારૂપે દર્શનીય થવા પામ્યા છે મારા રદય તરંગો અને કલ્પનાઓ-ને વિરામ પામવાની કયાંઇ પણ જગો રહી નહોતી કે જેથી શાંન્તિ પામી મહારૂં સ્વદેશોન્નતિ કાર્ય આગળ ચલાવવા યત્નવાંન થઈ શકુ પરંતુ ભાગ્યોદયે તેનું ઉતમ સંસકારપણું પરમાત્મા તે નિર્વિઘ્ને પૂર્ણ કરે, આપે મારા પ્રત્યે કોઇ પ્રકારની જુદાઇ ગણવી નહીં કારણ મારો સત્ય પ્રેમ કુદરીતે રીતે આપના પ્રત્યે છે મારી યથાશક્તિ અનુશાર દરેક કાર્યમાં મદદગાર અને આશ્રયરૂપ છું હાલમાં પૈસા સબંધી જરૂરીયાત હોય તો લખશો લખવાથી મનીઓરડર દ્વારા મોકલાવી આપીશ અગર તો પાંચ સાત દિવસમાં મારી તરફથી ખાસ માણસને વ્યવસ્થા માટે તમારા તરફની તજવીજ સારૂ મોક-લીશ મને ચારે બાજુની બેહદ કામની ઉપાધી સંતાપ દુઃખદરૂપ છે કારણકે આજમાનામાં તનના સાથી અને મારા સલાહકાર વિલીજ સુજ્ઞનરો મળી આવેછે.

સ્વધર્મ સ્વભુમી અને સ્વજ્ઞાતી માટે સ્વર્ગમાં દેવતાઓ પણ ચહાયછે તો મનુષ્યને ચાહના હોય તેમાં શી નવાઇ માટે તેની ઉન્નતીમાંજ આપણે હમેશાં યત્નવાન રહેવુ જરૂરનુંછે મુરબ્બી શ્રી આપનો સમાગમ અને લાંબો પ્રસંગ એકાંત સમયે શાન્ત રહી અવલોકનથી કલ્પના તરંગો વરામ પમાડી શકીશું અને તેવો સમય

( ૧૭૬ ) ક્ષણુભંગુર આ દેહની, કરવ શું રક્ષાય;
રક્ષણુ કર કીર્તિતણું, નામ અમર રહી જાય.

પણુ યોગ્ય કાળે પ્રભુ કૃપાથી આવી મળશે સ્નેહસાગરમાં જેમ જેમ પ્રિતી રૂપી જળની વૃદ્ધી થતી જાયછે· તેમતેમ સત્ય પ્રેમની હૃદય ઉર્મિયોની લહેરો સ્વયમ પોતાના પ્રભાવે વહન કરેછે આ· જગત ના વહેવાર રૂપ ઉપાધીઓથી વિરક્ત જુદા પડવાથી અનેક જાતની આપત્તિ અને સંતાપ સહન કરવા પડેછે માટે સમયાનુ કુળ દરેક યોજનાઓ આ વિશ્વ નાટયશાળામાં આપણે સુત્રધાર રૂપે સહીસલામત પૂર્ણ રીતે ભજવી બતાવી યશવંત કીર્તિ મેળવવી એજ મનુષ્ય જીંદગીને સાફલ્યતા છે. આવતી કાલે કેટલાક પત્રો અને માસીકો સાથેનુ બુકપોષ્ટ રવાના કરીશ પરમાત્મા કૃપાથી જે મનોછિન્હત યોજનાઓ પ્રાપ્ત થવા પામીછે તેનોજ સપ્રેમ સ્વિકાર કરવો એજ નીશ્ચય છે મારા થતા દોશોની ક્ષમા ચહાતાં મારા યોગ્ય કામ કાજ ●વશો. સુજ્ઞેષુ કિં બહુના.

મુ. વડરમા, પોરટ–ડાંગરવા. } લી. આપનો હમેશનો આભારી
હરીલાલ–બી. શર્મા.

## કવિરાજ પત્રની નકલ.

**ગુરૂવાર. તા. ૧૨–૪-૦૬ અમદાવાદ મીરજાપુર.**
**સદા રાજ્યમાન્ય રાજેશ્રી સ્નેહી શ્રી. ૧૦૮**
**શ્રી. મી. હરીલાલ બી. શર્મા. યોગ્ય–વડસ્મા.**

વીશેશ લખવાનુ કે તમારી કુશળતાનો પત્ર આજરોજ ૪ા વાગે પોહચ્યો છે તે વાંચીને બધાંને ઘણી પ્રીતી ઉપજી છે સર્વ સમાચાર અંતઃકરણથી વાંચી વાકેફ થયાં છીએ અમે પરમેશ્વરનો ઘણો ઉપકાર માનીએ છીએ કે તમારા જેવા સુજ્ઞ અને વિવેકી એવા સં-

બધી અમને મળ્યા છે તો હવે તમને ખાત્રીથી લખીએ છીએ કે તમો તમારા આનંદ જનક સુભ કાર્યોના પ્રસંગમાં ઘણા શાંત અંતઃકરણથી તથા ધીરજથી તજવીજ કરતા રહેજો.

બીજું તમો લખો છો કે અમારૂં હાલનું અમદાવાદનું રહેઠાણ ઠીક નથી તે વ્યાજબી છે વાસ્તે તમને લખવાનું કે તમો બીજી સગવડ ધીરજથી કરી શકો તેની ફીકર નથી, પણ અમને અહીંથી જેમ બને તેમ તાકીદે તમારી પાસે વડસ્મામાં તેડાવી લેવાની તજવીજ તાકીદે કરજો તમારા લખ્યા પ્રમાણે અમારે પણ દસ બાર મહીના તમારી પાસે રહેવામાં હિતજ છે. માટે તમારી મરજી હોય ત્યારે જલદીથી અહીં તેડવા આવો યાતો બંદોબસ્ત કરો. અમારે ઘર ખરચના નાંણાંની કાંઇ હાલ જરૂર નથી પણ રેલવેનું ભાડા વીગેરેની તજવીજ કરજો અમારી પાસે જે ઘંટી વીગેરે સામાન છે તે હાલ ત્યાં વડસ્મે લઇ જવો કે તમારા અહીના માંડવીની પોળના ઘરમાં મુકવો તેનો ખુલાસો તમો ન આવો ને માણસ મોકલો તો તે બાબતનો ખુલાશો લખજો એજ.

**લી૦ કવી માધુરામ હરીરામની આશીશ**
**સેવામાં અંગીકાર કરજો.**

---

પોષ્ટકાર્ડ વડસ્માથી. ચૈતર વદી. ૬તે શનીવાર–૧૪–૪–૦૬

સ્નેહસાગર કવિવર્ય જોશી. માધુરામ હરીરામ તથા શ્રીમતી બાનુશ્રી તથા સ્નેહી મંડળ વીગેરે. **મુ૦ મીરજાપુર અમદાવાદ.**

લી. સ્નેહાધીન શરમાના સવિનય પ્રણામ કૃપાપત્ર જરૂરથી

 રાખી હીંમત હોંસથી પ્રથમ કરે છે પ્રીત
દગો કરે જે જન પછી, છે ધિક્કાર ખચીત.

લખશો મોકલાવેલ પત્ર તથા બુક પાકીટ મળ્યું હશે ખર્ચ માટેના રૂપીઆની રકમ મેળવવા તજવીજ કરી દીધી છે અને તેનો ચાલુ અઠવાડીઆમાં બંદોબસ્ત થઇ જશે માણુસામાં પ્લેગ ચાલતો હોવાથી ગામમાં પેસાતું નથી જેથી ત્યાંનો જરૂરી સર સામાન લાવવા માટે તથા પોષ્ટનાં નાંણું ઉપાડવાની અરજી માટે થોડા સમય પછી જયશ્રી વૈશાક સુદી પક્ષમાં આપણી યોજના પુર્ણ થવા મારી આકાંક્ષા છે દરેક કામની ગોઠવણુ અને વ્યવહારાદિક વ્યવસ્થા સંસાર રૂઢીને અનુસરી પસાર કરવી જોઇએ.

લી૦ હુંડું. સદાનો કૃતાર્થ.
H. B. S.

---

બાનુદેવીના કવરદ્વારા પત્રની નકલ. અમદાવાદ. તા–૧૪–૪–૦૬

**પ્રીયવર્ય શ્રી૦ એચ બી શર્મા. સાહેબની સેવામાં.**

**મુ૦ વડસ્મા.**

આપની દાસી મી. અંબા ઉર્ફે કાશીના પ્રણામ સેવામાં અંગીકાર કરશો. વીશેષ આપના તરફથી જે બુક પોષ્ટ મારફતે ભેટ મોકલી તે સહી સલામત પહોંચી છે તેમાં નીચે મુજબ કાગળો હતા.

| | | |
|---|---|---|
| ૩ પુસ્તક. | ૧ આર્યપ્રકાસ. | ૬ છાપેલાં કાર્ડ. |
| ૬ કવર. | ૫ નોટ પેપર. | ૩ હેન્ડબીલ. |

એ રીતે કાગળો પહોંચ્યા છે. પરમ દીવસે અમે કાગળ લખ્યો હતો તે પહોંચ્યો કે નહી તેનો જવાબ લખજો કાગળ લખવાની ઢીલ

કરો છો તે ઠીક નથી કરતા, અહીં સરવે ખુશી આનંદમાં છે.

માસ્તર નારણુજી પરમ દીવસે સાંજે આવ્યા હતા, તેમણે આપની તરફ કાગળ લખ્યો છે, તે આ સાથે મોકલ્યો છે જેમ બને તેમ તાકીદથી સગવડ કરશો. એજ વીનંતી.

**લી૦ આપની સદાની દાસી.**

**અંબા ઉર્ફે કાસીના પ્રણામ. દા૦ પોતાના.**

માસ્તર નારણુજીનો પત્ર આ સાથે આવેલો પરંતુ તે દાખલ કરવો જરૂરનો નથી. કારણુ કે તેઓએ મીત્ર ધર્મની સેવા બજાવવામાંજ અને આ ઉતમ કાર્ય ફનેહમંદીથી પુર્ણુ થવામાંજ તેમનો તનમનથી પરિશ્રમ અને યત્ન હોવાથી—નેક મહોબતની દોસ્તી માટે કૃતાર્થ છું. H. B. S.

---

દેવિબાનુના આવેલા પોષ્ટકાર્ડની નકલ.તા.૧૬–૪–૧૯૦૬ અમદાવાદ.

**પ્રીયવર્ય. એચ બી સરમાની સેવામાં. મુ૦ વડસ્મા.**

આપની દાસી અંબા યાને કાસીના પ્રણામ સેવામાં અંગીકાર કરશો, વીશેષ લખવાનું કે,

અમોએ ત્રણ કાગળ લખ્યાં તે તમોને પહોંચ્યા કે નહિ તે લખશો, બીજું તમોએ આપેલા પૈસા અમોએ કપડાં લીધાં તેમાં વપરાઇ ગયા છે, તો તમો પૈસા મોકલસો બીજું લખવાનું કે અમારે ઘર બદલવાનું છે તે તમો આવસો ત્યારે બદલીશું જેમ બને તેમ ઝટ કરજો. એજ.

 શેરી મીત્ર સો ગણા, તાળી મીત્ર અનેક;
આપત્તિમાં શિષદે, સો લાખનમાં એક.

---

**લી૦ અંબા-દાશી. દ૦ પોતાના.**

તમ દરસનની છું પ્યારી
તમો ખબરજ લજો મારી } અહા શુ પ્રેમ અને ઉત્સાહ ?

આ પત્ર વાંચી તરત અમદાવાદ આવશો આ પત્ર મેં મારાં માતપીતાનાથી છાનુ લખ્યું છે.

મારા લાંબા વખતના સબંધી અને સ્નેહી મીત્ર બંધુ માસ્તર નારણજી બાપાલાલ માસ્તરે પોતાની ધર્મ ભગિની સમાન દેવિ અંબાને ગણી તેમને કેવી રીતના સદબોધથી અને પ્રેમથી સતોષ ધીરજ અને શાન્તિ આપી મીત્રનું દંપત્તિ જોડું સુખી કરાવવા તનમનથી સ્તુતિપાત્ર જે શ્રમ લીધો છે તેનું યથાર્થ વર્ણન તેમના આવેલા પત્રથી સુજ્ઞ વાંચકોની દ્રષ્ટિતળે મુકું છું. જે પૂર્ણ વાંચો વિચારશો ?

કવરદ્વારા પત્ર અને ટેલીગ્રાફીક આરડર.

**અમદાવાદતા. ૧૬ એપ્રીલ સોમવાર ૧૯૦૬**

**પરમ સ્નેહી ભાઇશ્રી શર્મા તથા જટાશંકર.**

અમદાવાદથી લી. માસ્તર નારણજી તથા તમારાં અંબા વીગેરે તા. ૧૪-૪-૦૬ શનીવાર દીવસના ૧૧ વાગતાના અરસામાં તમારાં બાનુ તથા તમારાં સાસુ મારે ઘેર આવ્યાં—અમે કાગળ લખીએ છીએ તે પોચતા નથી તમો કાગળ લખો વીગેરે. ખુશી ખુશાલીની વાત કરી સંતોષથી બાર વાગતાના રવાના થયાં.

સાંજના આઠથી દસ વાગતા સુધી મીરજાંપુર ગયો સલાહ સંતોષથી વાતચીત કીધી તમારી તરફનો કાગળ વંચાવ્યો પોતાનો પત્ર કેમ પોહોચતો નથી વીગેરેથી સહેજ ફીકરમાં ધર જમાલપર

બદલવાનું કહ્યું વીગેરે તેના (અંબા)ના હાથ દસ્તકતથી કાર્ડ લખ્યું. તા. ૧૫-૪-૦૬ દીવસના ૧૧-૧૨ વાગતા સુધી તમારા બાનુ તથા તમારાં સાસુ મારા મુકામે આવ્યાં આદરભાવ સાથે સલાહ સંપ અને પ્રેમથી વાતચીત કરતાં પ્રેમથી ઉભરાય અંતઃકરણ જોતાં "હું વરી ચુકીછું." તેમાં કાંઇ સંસય નથી કેવળ ભરોંસો છે ઇશ્વર મારીને શર્માની સહાય કરે વીગેરે—વાતચીત કરતાં ખરી ખાત્રી શું એમ કહેતાં પોતાના હાથમાં પહેરેલી વીંટી પણ કચકડાની આપતાં "પ્રેમની પણ કીમત છે કે? ખંચવાઇ, મેં કીમતની બેદરકાર કરી અને પુરણ પ્રેમથી લઇ તમારી તરફ મોકલવા કહ્યું ને તેમને કહ્યું કે હવે તમારે કોઇ વાતની અંતર ભાવ કે શરમથી દુભાવવું નહી વીગેરે કહેતાં માસ્તર મારે સહેજ કપડાં મારા મનગમતાં કરાવાનો વીચાર છે પણ મારા બાપની દુરબળ સ્થીતીથી છેક લાચારછું ત્યારે મેં કીધું કે ફીકર નહી હું તમારી મરજી પ્રમાણે પસંદગીના કપડાં કરવાને રૂ. ૫) મોકલી દેવા શર્માને લખુંછું છેક શર્માતી પણ મલકાતી તમારી ખુશી—એવા શબ્દો કહ્યા. ફરી મેં કહ્યું કે તમો તમારા હાથથી કાગળ કેમ લખતાં નથી હવે તમારે શરમાવાનું કારણ શુંછે. જવાબ. હસ્તે વદને દીધો કે?

માસ્તર સાહેબ સત્યનો હંમેશાં જય થાયછેજ ને થશે—તમો તો મારી વીંટી દબાવી બેઠા કે શું?—ના એ શર્મા તરફ મોકલીશ અને તેના બદલે તમોને સોનાની વીંટી મળશે તો મને અડધો ભાગ આપશો કે નહી. બાનુની પ્રત્યુત્તર.

શર્માતી પણ મલકાતી—તેમાં તમારો ભાગ શેનો તમો હમો-

 ખરે નપૂશક મન છતાં ચોટે સ્નેહી સાથ;
પુરૂષ વિશે પુર્ષત્વ છે રહે પછી ક્યમ હાથ.

ને સુખી જોઇ સંતોષ થજો વીગેરે આનંદ અને પ્રેમની વાતોમાં પોતે પોતાના હરફથી લખવાનો જાણે પ્રેમ પોતાનેજ હોય એમ ઇશારા તરીકે ભાવથી જણાવ્યું. પ્રેમ તારી બલીહારી છે.

રાતના ૮ થી ૯ મીરજાપર તમોને પ્રેમથી પણ શરમાતાં કાગળ લખ્યો પણ આજ સુધી પોચ્યાનો જવાબ નથી છેક ફીકરમાં.

તા. ૧૬ સોમવારના દીવસના ૧૧–૧૨ મારા મુકામ પર તમારાં બાનુ તથા સાસુ છેક દીલગીરમાંને અફસોસમાં તમારો ભુજંગી છંદ તથા ગજલનો પત્ર મને આપ્યો તેમાં માધુરામની ચીઠી કે મારે વડસ્મા જવું છે. માટે રૂા. ૨) મોકલી આપો વીગેરે વાતચીત પણ છેક ફીકરમાં–મારા કાગળ કેમ પોચતા નથી તમોએ મને શર્માના મોહમાં છેક ઘેલી કરી મારા હાથ દસ્તકતના બે કાગળ લખેલા ગુમ થયા કોઇ દુષ્ટ મને ફસાવવાના માટે પુરણ તજવીજ સાથે ભયંકર કાવતરાં રચવામાં રોકાએલો છે, પોષ્ટમેનને પણ ફોડેલો છે હવે કાગળ લખવા તે ઠીક નથી હાલ તાર મુકોને; **મારા શર્માને બોલાવો.** ” અગરતો મને ભાડાના પૈસા આપો એટલે એકાએક તેમને મળી ભેટી મનના ખુલાશા કરૂં જેમ બને તેમ તાકીદ કરો ને તમો તમારી ફરજ બજવી અમને આભારી કરો–હાલ વીરહથી ગમે તેટલું નુકશાન થતાં પણ સહન કરવા મારૂમન કબુલ કરતું નથી, ઉઠોને ચાલો વીગેરેથી મહાન ફીકરમાં તેમને શાંન્ત કરવાને અનેક વાતો કહી પણ માન્યું નહી છેવટે તાર મુકુછું વીગેરે કહી વીદાય કીધાં છે પણ છેક ફીકરમાં છે માટે તમારે આ પત્ર વાંચી એકાએક આ તરફ જે ગાડી આવે તેમાં આવવું આ પત્ર તમારે તાર સમજવો કેટલાક

કાવતરાં રચવાવાળા તથા વીઘન કરવાવાળા ઉભા થયા છે પોષ્ટમેન પણ હમેશાં માધવરામને પુછેછે કે આ શર્માના કાગળ તમારે ત્યાં હંમેશાં કેમ આવે છે માટે કયાર્ડ લખતા નહીં કેટલાક માણુસો આ હકીકત જાણી કાવતરાં કરવાને લાગેલા છે તેમાં કેટલાક નારાજ થવાની આશા પણ બાંધી બેઠા છે ઘણીજ ઉતાવળથી પોતાનો મનસુબો પાર પાડવાના પ્રયાસમાં છે ને તેથી આ તમારી બાનુ છેક ગભરાટમાં આવી ગઇ છે માટે તાકીદે આવો ને તારથી ખબર આપો કે હું આવુંછું વીશેસ હકીકતો રૂબરૂમાં ખુલાશાવાર થશે આજે તમારો કાગળ નથી માધવરાંમ તરફનો વાંચ્યો છે. અને તેથી—

**તાકીદે આવો— તાકીદે આવો— તાકીદે આવો—**

અને આ પ્રેમ ઘેલી થયેલી તમારી પ્રેમદાને લોકોના કાવતરાંથી બચાવો તાકીદે આવો. એજ.

**લી. તમારાં બાનું અને હું માસ્તર-નારણજી.**

---

## સ્વદેશ સેવા અને સ્વધર્મ રક્ષણ.

**એક આર્ય બાળાને બચાવતા સ્વાત્માર્પણ.**

ઉપર પ્રમાણેના બંને પત્રો આવી મળવાથી મહાન ચિન્તાને ફીકરમાં આવી પડયો શુકરૂં અને કેવી વ્યવસ્થા કરવી તેની બારે મુઝાણ થવા લાગી એક તરફ સ્વધર્મ અને અબળાનુ રક્ષણ તો બીજી બાજુ જીંદગીનો ભોગ અને બ્યવહાર ઉપાધી સંકટ; આ

( ૧૯૪ ) નથી સ્નેહનુ જાનતો ભલે હોય વિદ્વાન;
વિષ સમ વિદ્યા તેહની દુખકર દીલ પ્રમાણ.

એમાં શું પસંદ કરવું ? એનો નિશ્ચય મારા સુજ્ઞવાંચકોની વિચાર શક્તિની મુનસફી ઉપર રાખું છું, પરંતુ તે પૂર્વે આર્યાવર્તનાં અર્વાચિન ઇતીહાસીક પુસ્તકો અને મેવાડની જાહોજલાલી એક વખત આ સ્થળે દરેકને વાંચવા ભલામણ કરૂં છું; જેથી તમારી શંકાઓ નિવૃત્ત થવા સાથે તમે જો સ્વદેશ પ્રેમી અને સ્વધર્માભિલાષિ હશો તો એક વખત મારા મતને અનુસરતા થયા વીના રહેશો નહિ.

કવિ માધુરાંમે મારો સંબંધ થવા પહેલાં પાંચ સાત માસથી ઘણીક માથાકુટો અને ખટપટો કરી પુત્રીના ફોટો વીગેરેથી રાજ્ય સ્થાનોમાં તેમજ મુંબાઇ વીગેરે ઘણીક જગોએ કોઇ મોટા શ્રીમંત વર્ગમાં પુત્રી આપવા ગોઠવણો રચેલી તે મારા સાંભળવામાં તેમજ અગાઉના થયેલા લખાણોના ઠરાવો મારા હાથમાં આવી જવાથી માલમ પડી, પરંતુ અફસોસ કે ? કવિએ પોતાની પતિ સાથે કેટલાક વખતથી ડીગ્રી ઓફ. V. સદ્‌ભાગ્યે મેળવેલી હોવાથી ઘણાક પૈસાદાર નરો તેમ બહાદુર પુરૂષો પણ સામુ જોયા વગરજ વીલે મોંઢે નિરાશાથી પાછા ફરતા, મારા કમ ભાગ્યે અરે! હું મંદમતિ ભુલુછું મારાજ સુભાગ્યે આ અમુલ્ય પ્રેમરત્ન ઇશ્વરેચ્છાએ અકસ્માત આવી પડયું હવે જો મદંમણું માનુનો તે માથે ઉપાડી લીધા વિના ઇલાજ નથી, નહીતો આ દુનિયામાં હાંસી પાત્ર થવા સાથે બાનુ દેવિશ્રીનો સત્ય શ્રાપ મને લાગ્યા વગર રહે નહી જેથી

સ્વામીશ્રી દયાનંદ સરસ્વતિના સનાતન ધર્મના શુદ્ધ ઉપદેશથી અને આર્યસમાજ બ્રહ્મસમાજ પ્રાર્થના સમાજ આદી આધુનિક સંસાર સુધારાર્થે ચાલતી સમાજોના મહાન બાહુબળના આધારે હીંમત

રાખી ખેર ગમે તેમ થાઓ? બાનુ દેવિશ્રી મારાં પવિત્રપણે અર્ધાંગના બની વફાદારીથી આ શર્માનુ નામ વિજયવંતપણે પ્રકાશ કરો યા સ્વચ્છંદી અને સ્વાર્થી બની પોતાનુ પાપી પેટ પ્રપંચથી ભરો, કવિશ્રીનો કૃતાર્થ બની આપત્તિકાળે મદદ આપવા મસ્તક સમર્પવા છતાં આશ્રયદાતા તરીકે ઉતેજક બનો યા અપકૃત થઇ કૃતઘ્નિ બનો પરંતુ શુદ્ધ ચંદન બળવા છતાં પણ પોતાનો સુવાસ તજશે નહીજ.

પરમાત્માને પ્રાર્થના કરી અરજ કરૂંછું કેહે દીનબંધુ દયાળ પ્રભુ તારાજ ખરા આધારે અને વિશ્વાસે આ આપત્તિરૂપી સાહસમાં માત્ર એક ઉતમ જાતીમાં ઉત્પન્ન થયેલી આર્યબાળાને અધમ સ્થિતીમાં જતી બચાવવા અર્થે પ્રાણાંન્તે પણ ગીરફતાર થવા હીમત ધરૂંછું તે દેવિના સદ્ભાગ્યે પૂર્ણ કરજે સત્યનો સહાયક શ્રી હરી પ્રભુ છે.

ઉપર પ્રમાણે ચોકસ નિશ્ચય કરી આજે એક પત્ર સવારના ટાઇમે પોષ્ટમાં રવાના કર્યો જે સાંજે તેમને મળવા સાથે કંઇક વિશ્રાન્તિ અને ધૈર્ય રહે. અસ્તુ —બ્હાલા વાંચકો વાંચો ? આગળ.

---

# ॐ नमस्ते. सत्यमेवजयते.

☞ વડસ્મા. ૧૯૬૨ ચૈત્રવદી ૭ ને મંગળવાર.

**સુજ્ઞમહાશય કવિશ્રી માધુરામજી તથા શ્રીમતિ બાનુશ્રી તેમજ સ્નેહીમંડળ અને મીત્ર વર્ગ વીગેરે મુ. મીરજાપુર.**

લી. દર્શના જિલ્હાપી હરીલાલ બી. શર્માના સવિનય પ્રણામ

ધીમે ધીમે રાવતા ધીમે સબ કુચ હોય;
માળી સીંચે સો ગણા રત બીન ફલ ન હોય.

આપનો તા. ૧૨-૪-૦૬ નો પત્ર તથા માસ્તર નારણજી ત્રફનો પ્રેમી પત્ર પોચવાથી આનંદ પામ્યો છું તેવીજ રીતે પ્રસંગાનુસાર તસ્દી લેવા અમીત થશો બીજુ કવિશ્રીને માલમ થાય જે તમો ટીકીટ ઉપર નીશાન ચીન્હ કીધેલું હોવાથી પોષ્ટ ખાતાની રૂઇએ નાટપેડ થઇ પત્ર એક દીવશ મોડો પોહોંચ્યો હતો બીજુ પત્રદ્વારા દર્શાવેલી બીના વાંચતાં જણાવેલી યોજના મને પણ ઠીકજ લાગે છે અને તેથી બુધવારના સવારના દસની ટ્રેનમાં મી. જટાશંકરને અત્રેથી કેટલુંક ખર્ચ આપી તમારી તરફ વિદાય કરીશ જે તમારી તેજ દીને બે ત્રણ વાગે મુલાકાત લેશે તેમને મળીને જેમ તમારી ઇચ્છા હોય તેમ વ્યવસ્થા કરજો તમારા ત્યાંનો વધારાનો તમામ સામાન મારા ઘરમાં ગોઠવજો અને જરૂર પડતો વડસમે લાવજો ગૃહ સંસારી સાહીત્યની સઘળી ચીજો અહીંઆં પણ સંપૂર્ણ ભરેલી છે ઘંટી ખાટલો ગોદડાં તેમજ વજનદાર ચીજો મારે ત્યાં નંખાવજો અને તમારી કોટડીનું ભાડું તમામ ચુકતે કરી નાંખજો અહીં આપના આવ્યાબાદ જરૂરી ચીજો લાવવા માટે બીજો અમદાવાદનો એકાદ ફેરો રહેશે તો જઇ આવીશું આપના પ્રેમ પત્રથી મારા દગ્ધ હૃદયને ઘણીક શાંન્તિ અને આનંદ થયો છે પરમકૃપાળુ પરમાત્માએ મારી હૃદય વાંચ્છનાઓ અને સ્વદેશ હિતાર્થે યોજેલી મહાન પરિશ્રમની કલ્પનાઓ પૂર્ણ કરવાને ભાગ્યવંત સમય જે અનાયાસે પ્રાપ્ત કીધોછે તેજ પુનઃ ભાગ્યોદયના શુભ ચિન્હો ઉદભવતાં જણાતાં હોવાથી મને કંઇક પુર્વ જન્મનું ભાગ્ય હશે એમ સમજુછું કારણ આવું પ્રાલબ્ધ અને સંચિત યોગ કદિપણ પુરૂષાર્થે યત્ન કરવા છતાં પ્રાપ્ત થઇ શકતો નથી જેની

રીતે હું આપને સત્ય પ્રેમથી ચાહુછું તેવીજ રીતે તમો મને હંમેશાં સદાને માટે ચાહશો કારણ આ જગતમાં મને અન્ય કોઇ નજીકનું સત્ય પ્રેમી સહોદર નથી કે મારા ભ્રમિત કલ્પના તરંગોને શાંન્તિ આપતાં વિરાંમ પમાડે જેથી કમ ભાગ્ય છું.

મારૂ બાહુબળ જો સબળ પક્ષથી નિશ્ચીંત પણાવાળું હોય તો આપ જેવા સુજ્ઞ નરોના સહવાસી પણાના પ્રતાપે એકવાર આખા આર્યાવર્તમાં સુયશ વિજય પતાકાની ધ્વજા ફરકાવી અચળ કિર્તી સ્વદેશોન્નતિ માટે મેળવવા ઉત્સાહ અને ઉમંગ સાથે હિંમતવાનછું. પરંતુ લાચાર કે મારી સ્વધર્મ નિષ્ટ પત્ની સં. ૧૯૫૯ ના જેઠમાં પંદર વર્ષના લાંબા સબંધે સ્વર્ગા ગમન કીધું અઢી વરસથી આ અધમ કુલટાના ભેગુ કઠીન કર્મ જોડાયું જે પસાર કરવામાં મહાન પરિશ્રમ આપત્તિ દુઃખ અને હ્રદય વેદનાઓ વહન કરવી પડીછે.

એક અધમ જાતી સ્વભાવની કુલટાને મારા સહવાસે અને શ્રમે કેટલી પદવીએ પોચાડી પરંતુ તેનું આખરે નસીબ " સોબતે અસર ને તુખમે તાસીર " એ પ્રમાણે પરમાત્માએ તેના સાહસ અને સ્વચ્છંદીપણે એવી અધમાવસ્થાએ મુકી કે તે કદી પણ અ-સલ સ્થિતીમાં આવી શકે નહી મારી સત્ય પ્રેમની કીધેલી પ્રાર્થના ની દાઝ પરમ કૃપાળુ પરમાત્માએ જાણી અને તેના એક વીશ્વાસ-ઘાતી પ્રપંચનો બદલો પ્રત્યક્ષ આપી મારી આશા સફળ કરી.

સ્થળ સંકોચે વધુ બીના દર્શાવી શકતો નથી તેમ હાલના સમયે અનુકુળતા વગર પરિશ્રમ આપવો તે પણ મને યોગ્ય નથી આધુનીક જમાનો એક વિચીત્ર રૂપે દ્રસ્યમાન થાય છે. દરેક જગે

 સ્નેહ બતાવા સ્નેહીને પડતી નથી જરૂર;
હૃદય ભાવ સમજાય છે ભલે હોય તે દૂર.

સ્વાર્થ, ઇર્શા, કુસંપ અને મિથ્યાભિમાન સાથે પ્રપંચ રચના જોઇએ છીએ. અને તેથીજ આપણે હિંદની અધમાવસ્થા અવલોકન કરીએ છીએ પ્રભુ દુષ્ટોથી બચાવે આપનું અત્રે આવી જવું થયા પછી બેચાર દીવસના કામ સારૂ માણસે જઇ આવીશ હાલમાં પ્લેગના કારણથી માણસો તેમ વડસ્મુ બહાર છે રોગની શાંતિ છે જેથી અખાત્રીજે અથવા સાતમે ગામ પોતાના સ્વગૃહમાં પ્રવેશ કરશે એટલે લગ્નક્રિયા યોજના વૈશાક શુદી ૯ અથવા ૧૩ નો દીવસ રૂબરૂ ખુલાસાથી નિશ્ચય કરીશું આપ સુજ્ઞ છો વધુ લખવા મારી કલમ અશક્ત છે મારે માટે થતા પરીશ્રમની માફી ચાહુછું એજ. सुज्ञेषु किं बहुना. ”

લી. આપનો સદાનો આભારી.

મેજીક પ્રોફેસર હરીલાલ બી. શર્મા.

---

ઉપર પ્રમાણેનો પત્ર પોષ્ટમાં રવાના કરાવી મી. જટાશંકરને બોલાવી કેટલીક વાતચીતથી વાકેફ કરી અમદાવાદ જઇ કેવી રીતે વ્યવસ્થા અને ગોઠવણ કરવી તેની સમજ આપી તેઓ તેમની બીનાથી અણુમાહીતગાર હતા કારણ તેમને જરૂરી પ્રસંગે અતરે આવવું પડયું હતું જેથી ત્યાંનું નામ ઠામ ઠેકાણું વીગેરે જણાવી માસ્તર નારણજી સાથે મળી દરેક કામ બહુ શાન્ત યોજનાથી પાર પાડવા અને કવિત્રીને તથા શ્રીમતિ ભાનુદેવીને અડચણ નહી પડે તેવી રીતે જોઇતી "સગવડો કરી આપવા કહી અહીં તેડી લાવવા સુચવ્યું

જેમ જેમ દરસન તાહરૂ, ગમ અતરગાં થાય; (૧૮૯)
તેગ તેગ જ્વાળા કાગની ઉઠે છે દીલ માંય.

---

જેથો ત્યાં જવા માટેની સઘળી તૈયારી અને તજવીજ કરાવી બીજે દીને બુધવારના સવારગાં ખરચ સારૂ તેગજ કવિશ્રીને આપવા સારૂ રૂપીઆ આપ્યા તથા તે સાથે નિચે પ્રમાણે બાનુશ્રી દેવિને નિશ્ચયતા માટે અને ધૈર્ય સંતોષ આપવા સારૂનો પત્ર નીચે પ્રમાણે લખી આપી રવાના કીધા.

---

મુ૦ વડસ્મા. ૧૯૬૨ ચૈતર વદી ૧૦ ને બુધવાર.

તા. ૧૮-૪-૦૬ મોરનીગ ટાઇમ ૭ાા

પ્રેમરત્ન.

 સુજ્ઞ આર્ય બ્રહ્મ બાલિકા.

મુ. રદયભુવન.

લી. સ્નેહાધીન શરમાના સવિનય ધટીટ બંને પત્રો હસ્તકગળના પ્રાપ્ત થયા છે, વાંચી પૂર્ણાનંદ ગાનતાં નિષ્ફળ જીવન ભાગ્યવંત થતું ભવિષ્યે ઉદય પામતું જોઉછું.

વહાલી વેગે હું વરીશ, વચન નિભાવન કાજ;
સઘ સહાયક થઇ કરીશ, પૂર્ણ વાંચ્છના આજ.

માસ્તર નારણજી ત્રકનો બીજો પત્ર પણ ખુલાસા વાર ગને ગઇ કાલે એટલે મંગળની સાંજની વખતે મળ્યો છે, ઉછરતી પ્રેમવેલીનાં રદય ભેદક કાગળ વાકયો અંતઃકરણને પ્રેમ પાસગાં ભ્રગિત અને વિસ્યમતા સાથે અત્યાનંદ અને ઉમંગ આપતાં શોકાગ્નિ વિનાશ પામે છે પરગકૃપાળુ પરમાત્ગા તગારી સવ વાંચ્છનાઓ અવસ્ય પૂર્ણ

કરશો માટે હાલનો હવે અલ્પ સમય ધૈર્ય ખંત અને ઉમંગથી પસાર કરશો ગને પણ તે માટે બેહદ કાળજી પરિશ્રમ અને યત્ન ચાલું છે પ્રિય કાન્તા તમોએ સત્ય શોધે ઇચ્છિત વિચારે જે સાહસ એક અલ્પમતિ આ દુનિયાના ભટકતા રંક મુસાફરને અમુલ્ય જીવન સમર્પિત કરવા જે સ્તુતીપાત્ર પગલું ભર્યું છે તે માટે કૃતાર્થ છું અને તેથી તમારા એક સત્ય-નેકી-ટેકી-વિચારોને ધન્યવાદ આપતાં મારી જીંદગી પર્યંના મારા સ્વાધીન પણાના આ દુનિયાના સર્વે હકો તમારી સેવામાં સત્ય પ્રેમે સમાર્પીત યાને સ્વાધીન કરૂં છું તેનો કૃપા સાથે સ્વિકાર કરતાં મારી અચળ કિર્તિને આ ફાની જગતમાં યસસ્વી પણે વિજયવંત થઇ પ્રકાશીત કરવા અવસ્ય તન મનથી પરિશ્રમ લેશો તેમજ સંસાર સાગરમાં એક મદદગાર રૂપી મીત્ર બની મારા સુખ દુખનાં સદાને માટે ભાગી થશો અથાગ વાર્તાના વિચારો ટુંકા વખતમાં વિસ્તારી શકુ તેમ નથી, તેવા પ્રસંગો પ્રભુ આપણને આગળ આપશે જેથી વધુ કંટાળો નહીં આપતાં મુખ્ય જરૂરી બિનાઓ ઉપર ધ્યાન આપવા તરફી આપુછું અને તે પ્રમાણે તમો કરશો તમો જેમ બને તેમ અત્રેના નિર્ભય સ્થાને આવવાને બનતી સગવડ કરજો જરૂરીઆતી કામો બાકી રહેશે તો ફરીથી તે કરાવી લઇશું.

તમને બીજે મુકામ રાખી લેવો યોગ્ય લાગેતો તેમ કરજો અગર આપણા ઘરમાં હાલ નંખાતી દઇ ભાડું કમી કરી નાખજો બસેં ત્રણસો રૂપીયાની સગવડ કરી ચુકયો છું અને બીજી ચાલુ અઠવાડીયામાં થઇ જશે જે માણસને તમારી તરફ મોકલ્યું છું તે મારો ખાસ વિશ્વાસુ અને વફાદાર મીત્ર મારી પાસે હમેશા રહેનાર છે તે-

ચીરાગ નહી પરવા કરે, બળે ધુનમાં ગરત; (૧૯૧)
રાંક પતંગ બળી મરે, પ્રિતમાં પામે અરત.

---

મની પાસે કોઇ કાંમની ફરમાસ કરવાને તેમ માહીતી મેળવવા શરમ તેમજ મુઝવણ રાખશો નહી.

આ સાથે મારી સોનાની વીંટી તમારીપર મોકલાવું છું તે સપ્રેમ સ્વિકારી લેશો.

ગુલાબી સાડીને સફેદ કીનારવાળી ભરેલી ઝીકની કોર સંચામાં ચોડાવી લેજો તથા જરૂર પડતી તમામ ચીજો તપાસી ઇચ્છા પ્રમાણે લાવશો, ભવિષ્યમાં આ સર્વે તમારૂંજ છે હાલના ચાલુ ખરચ સારૂ તમારા પિતાશ્રીને રૂ. ૨૫ ) પચીશ આપવા મોકલ્યા છે તથા તમારા ખાનગી કાંમ સારૂ વાપરવા રૂ. ૨ ) તેમને આપેલા છે તે સંભાળી લેશો.

દરેક પ્રકારની ચીજો તમારા મન પસંદગીની હું મેળવી આપીશ તે માટે કોઇ પ્રકારની ફીકર રાખશો નહી કારણ આજના સુધરેલા જમાનાના મતને મળતો હું છું જો કે આપણુ તન–મન–અને વૃતિ એકજ છે તોપણ જગત વહેવાર રૂઢીને અનુસરી આપણે દરેક કામ પાર પાડવું તેમાંજ આપણી ઉતમપણાની સાફલ્યતા છે અહીં આવી જવા પછી જેમ યોજના તેમજ વ્યવસ્થા કરવાની હશે તેમ કરીશું કોઇ વાતે ફીકર ચીન્તા યા અકળામણ મુજવણ રાખશો નહી. તમારી સઘળી ફરજો બજાવાને હું શકિતવાન અને યતનવાંન છુંજ વધુ બિના જટાશંકરની રૂબરૂથી જાણી લેશો એજ.

લી. દર્શનાભિલાષી પ્રેમપાત્ર. એમ. બી. સઆદ.



( ૧૯૨ ) પવન જગાવત આગકું દીપક દેત બુઝાય;
પ્રકૃતિ મિલે મન મિલતહે અનમિલતે નમિલાય,

મી. જટાશંકર પોતાના જાતી અનુભવથી કીધેલી વ્યવસ્થાની હકીકત નીચે પ્રમાણે દરશાવે છે બુધવારની સવારની દસની ટ્રેનમાં ડાંગરવા સ્ટેસનથી બેસી બારવાગે અમદાવાદ સ્ટેસને ઉતર્યો, અને બારોબાર ખડરીયા ચકલામાં થઇ મીરજાપુરમાં તમારા બતાવેલા ઠે. કાણે ખોળતાં સોધી કાઢી વાડીલાલની ઓરડીઓમાં જઇ કવિ મા. ધુરાંગને રૂ ૨૫) પચીસ આપ્યા તથા દેવિશ્રીને તથા તેમની માતુ-શ્રીને ચાર વાગે મકાંને આવવાનુ કહી હું માંડવીની પોળમાં તમારે ઘેર જઇ મકાન ઉઘાડી તમામ સાફસુફ કર્યું અને માસ્તર નારણજીને મળ્યો તથા બનેલી વાત કહી. ત્યાર બાદ બાનુશ્રી આવનાર હોવાથી મકાન ખુલ્લું મુકી ઘેર રહ્યો કહેલા ટાઇમે બાનુ તેમની માતુશ્રીની સાથે આવી પોંચ્યાં તેથી તેમને પેટીની કુંચીઓ આપી ઉઘડાવીને સામાન વીગેરે કાઢી આપ્યો તથા વીંટી પત્ર રૂા. ૨) બે તેમના હાથમાં આપ્યા અને કહ્યું કે આપણે વડસ્મે જવાનું છે. માટે તાકીદે ગોઠવણ કરી જેમ જલદી જવાય તેમ કરો આવતી કાલે તમારો ગૃહસામાન અહીં લેવરાવા માટે આવીશ જેથી તેઓ કપડાં વીગેરે લઇ સાડીને કોર ઘોડાવા બજારમાં થઇ ઘેર ગયાં.

---

## " ઘર વાખરાની વ્યવસ્થા ને સાચબીનો સુમાર "

બીજે દીવસે બપોરે એટલે ગુરૂવારે સામાન લેવરાવવા સારૂ હું મીરજાપુર ગયો અને તેમની ચીજોનું અવલોકન કરી જોવા લાગ્યો તો ઘરવાખરામાં ૧ ઘંટી. ૨ ખાટલા. ૩ ગોદડાં ચાર પાંચ

તાંબા પીતળના વાસણ અને દેવદારના ખોખાંની પરચુરણ ચીજો નાખવાની બે પેટીઓ વીગેરે હતાં પરંતુ તેમની સાથની તેમજ મીલકતનો ખજાનો ઘણો હતો જેથી તે ઉપાડવાને અને લઇ જવાને ઘણી મહેનત પડે તેમ હતું કારણ કે, તે ખજાનો એટલો કીમતી હતો કે તે સહી સલામત જ્યારે મારા મીત્રને પોંચાડું ત્યારેજ મારી બજાવેલી શેવાથી કૃતાર્થ થયેલો કહેવાઉં.

સુજ્ઞ વાંચકો? આપ વાંચી વીસ્મય પામશો કે કવિશ્રીની પાસે આટલી બેસુમાર દોલત શું હતી, તો તેના પ્રત્યુતરમાં એજ કે તે અખુટ દોલતના શણગાર રૂપ દેવિશ્રી પોતેજ હતાં કે જેની કીમત કલ્પવાને "નેકી અને વફાદારીથી તેઓ પોતાના પવિત્ર ધર્મની ફરજ ભવિષ્યમાં અદા કરશે તો" મારી અલ્પ શક્તિ સુમાર બાંધી સકવા અસમર્થ છે કારણ કે નેકી તેમજ વફાદારીની આ જગતમાં કીમત બે હદજ છે આ પ્રમાણે સઘળી ચીજો લઇ જવા માટે એક લારી વાળા મજુરને શોધી લાવી ત્યાં આવ્યો તેમના મકાનનું ભાડું વીગેરે ચુકાવી દઇ લારી સાથે અમે બધાં ત્રણ વાગ્યાના અરસામાં માંડવીની પોળમાં સોનીની પોળના મકાને આવ્યાં અને દરેક ચીજો વગે કરી ગોઠવી દીધી બીજે દીવસે નીકળવાનું હોવાથી તેઓ બજારમાં જઇ જરૂરી ચીજો લેઇ આવ્યાં. અને આજથી તેમનો મુકામ તમારે ત્યાં રાખ્યો બીજે દીવસે સુક્રવારના સવારમાં વહેલા ઉઠી દાતણ પાણી કરી સ્નાન કરી પરવારીને સાતની ટ્રેનમાં વડસ્મે આવવા સ્ટેસન પર આવ્યાં. સવાનવ વાગે ડાંગરવા સ્ટેસન ઉતરી બે સ્વારીના ઉંટ કરી અગીયાર વાગે વડસ્મે આવી પોચતાં દિવ્યદેવી અં-

( ૧૯૪ ) પરધન પત્થર જાણુશે પર સ્ત્રી માત સમાન;
છતને પર હર ના મીલે તુલસીદાસ જમાન,

---

બોકાના મંદિરમાં બાનુદેવિને દરશન કરાવ્યાં બાદ સર્વ સ્નેહી મંડળ એક બીજાને મળ્યાં અને આનંદ પામ્યાં. ચૈતર વદી ૧૨ શુક્ર.

લી. ત્રવાડી જટાશંકર નારણલાલ.

---

આજે મી. જટાશંકરને ગયે ત્રણ દીવસ થવા આવેલા. પરંતુ કંઇ જવાબ નહી આવી પોંચવાથી તેમની વરસાદ માફક રાહ જોતાં સવારમાં ઉઘરાણી સારૂ ખેતરોમાં આવેલાં છાપરાંમાં કેટલીક જગોએ જવા નીકળ્યો ફરવાનું બહુ હોવાથી પાછાં ફરતાં બપોરના અગીયારનો અમલ થવા આવ્યો ગરમી બહુ સખ્ત પડતી હતી, પરંતુ પ્રિયા આવવાના ઉત્સાહમાં થાક મહેનત અને તૃષાની પીડા પણ વિસ્મૃત થઇ ગઇ હતી તળાવ ઉપર થઇ દેવાલયની સમીપમાં આવતાં બાજુના કુવા ઉપર દ્રષ્ટિ પડી તો એક બાનુ તેમાંથી પાણી ખેંચવાના કામમાં રોકાઇ હતી અને તેની જોડમાં અવળી પુંઠે એક યુવાન બાળીકા ઉભેલી હતી મનને દેવિની સંકલ્પના થતી હોય તેમ જણાવા લાગી હ્રદય સંકાસીલ થતાં એકદમ તે અહીં આગળ કયાંથી હોય, નજીક આવી જોઉં છું તો ખરેજ કલ્પના ખરીજ પડી પાણી ખેંચનાર બાનું મી. જટાશંકરની પતિન કે જેને હું મારી સગી બેન કરતાં અધીક રાખતો હતો તે. ડાહી નામે પોતે હતી અને દેવિ તેના પડખે બીજા વાસણમાં પાણી ગળતાં હતાં આનંદ પામતો અને હર્ષિત થતો દેવાલયમાં પ્રવેશ કરતાંજ મી. જટાશંકર અને કવિ શ્રી સાથે બધાં આવી પોંચેલાં હતાં બધાંને આનંદથી મલી વાત

ચંપા તુજમે ચાર ગુણ, રૂપ–ગુણ–રંગ ઓર બાસ; ( ૧૯૫ )
એક તુજમેં અવગુણ ભયો, ભ્રમર ન આવે પાસ.

---

ચીત કરી વીશ્રાંન્તિ મેળવી જેથી આજનો દીવસ ગી. જટાશંકરના ઉત્તમ પ્રયાસે મહાન ખુશ કારક નિવડવા પામ્યો હતો.

મારાં ભવિષ્યનાં થનારાં માનવંતાં સાસુજી રામબાઇ અમદાવાદથી આવતાં મીઠાઇ ફ્રુટ વીગેરે લાવેલાં તેનો બધાંએ નાસ્તો કરી લીધા પછી રસોઇ કરાવવી શરૂ કીધી. બે વાગ્યાના સુમારમાં દાળ ભાત સાક કંશાર વીગેરે થઇ જવાથી જમી લીધું. આ દેવાલયનું મકાન ગાંમની નજીકમાં હોવાથી ઘણા લોકોની આવજાવ વિશ્રાંન્તિ માટે ત્યાં થતી અને તેથી આ જગા એક માણેકચોકના બજાર જેવી આનંદકારી બનેલી હતી, વળી ગાંમના તલાટી મી. લલુભાઇ રાયચંદ પ્રાંતિજવાળા વેરાની વસુલાત ચાલતી હોવાથી અત્રેના દેવાલયમાં વસતા હતા. ગાંમના પોલીસ પટેલ મુખી રવજીભાઇ તેમજ મતાદારો ચોકીયાતો વીગેરે આજ આશ્રમમાં ઘણોક વખત ગુજારતા હતા. મારો મુકામ એક ઓરીસરને લાયકનો ગોઠવેલો હોવાથી તેમજ હારમોનીયમ નરઘાં વીગેરેથી આખો દીન પ્રભુ પ્રાર્થનાની ગમત્તમાં જતો હોવાથી આનંદી અને શોખીન જનો અહીંઆંજ બેસી રહેવું પસંદ કરતા, વખતે વખતે કવિરાજ પણ પોતાના રચેલાં નિબધો શ્રોતા મંડળને સંભળાવી આનંદમાં વૃદ્ધી કરતા હતા, એવી રીતે દરરોજ નાના પ્રકારની રમ્મત ગમ્મતોમાં દીન પસાર થતા, જગત વહેવારની રૂઢીને અનુસરતાં મારે દેવિશ્રી સાથે કોઇ પ્રકારે બોલવા ચાલવાનો તેમ વાતચીતનો સબંધ કરી શકાતો નહી, જેથી જરૂરી પ્રસગે ચીઠી પત્રીદ્વારા એક બીજાને અંતર વિચારો લખી જણાવી ખુલાસો મેળવી લેતાં, કવિશ્રીનો મજાજ અને પ્રકૃતિ જુદીજ પ્રકા-

 તન વાડી મન કેવડો પ્રિતી અમૃત વેલ
પ્રેમ પુરૂષકે બાગમે, અજબફુલ દો નેન.

રનાં મારા અવલોકન કરવામાં સહવાસના પ્રસંગે આવતાં ગયાં ખરૂં પુછો તો એવી પ્રકૃતિનું હજુ લગી કોઇ મનુષ્ય જગત વહેવારથી વિરક્ત બનેલુ મારા જોવામાં તેમ અનુભવવામાં આવેલું નહી હતું તેમની બુદ્ધિ જ્ઞાન વિચાર ઘણાં તીવ્ર અને રહસ્ય ભેદક હતા, પરંતુ એકજ મતે પતિન પ્રસંગને અનુસરી જગતથી જુદા અને નિશ્ચયથી વિરક્ત બની કોઇ માણસને તેમના સહવાસમાં સાંખી શકતાજ નહીં. જેથી મારી મુલાકાતે અને પ્રસંગે રહેનારા તેમજ દેવાલયમાં આવતા સઘળા મનુષ્યોને સમયાનુકુળ વાત લેવા ક્ષમા સાથે સુચવી દીધું મારી ઉપર ગામના સઘળા મનુષ્યોનો પ્રેમ અને સારો ભાવ હતો. જેથી આ એક નાના સરખા ગામડામાં પણ કેટલોક વખત અમીરી હાલતે મારો સુખાનુભવ ગાળતો. કારણ અહીંયાં મારી ત્રણ ચાર હજારની ઉઘરાણી તેમજ જમીન ખેતર કુવા વીગેરે ઘણા લોકોનું મારા કબજા ભોગવટામાં હતું.

સદગુણ અને દુર્ગુણ, સુગંધ અને દુર્ગંધ, પ્રકાશ અને અંધકાર એ બધાં એકજ જગે એકજ વખતે કોઇ પણ માણસમાં વાસ કરી શકતાં નથી. મતલબ કે તે એક બીજાનાં વિરૂધી હોવાથી તેનો આભાસ કુદરતી રીતે તેના રહદયમાં પ્રવેશ થઇ પોતાનો અસલ ગુણ આખરે પ્રવર્તાવે છે. એ વીશે દરેકને પોતપોતાના જાતી અનુભવથીજ ખાતરી કરી લેવી. "જાતી સ્વભાવ ન મુચ્યતે."



પ્રેમ છુપાયા નહી છુપે જ્યાં લગી શ્વાસો શ્વાસ; ( ૧૯૭ )
દાબી દુબી નહી રહે કસ્તુરીકી બાસ.

# ચૈતર વદી ૧૪ રવી પ્રિયા પ્રાયવેટ પ્રસંગ.

મનમોહીની પાછળ મારૂંમન પ્રમિત થયું હતું, જેથી આજે કોઇ પ્રકારે તેમને ખાનગી રીતે મળી પ્રેમ પ્રસંગ મેળવવા ઉત્સુક બન્યો ગામ સઘળુ અરણ્યમય એટલે મનુષ્ય વગરનું હોવાથી **બપોરના** ટાઇમે ખાસ મારા સ્વગૃહે આ યોજના મેળવવી યોગ્ય ધારી જેથી સર્વેના જમી રહ્યા બાદ ગરમી સખ્ત પડતી હોવાથી વિશ્રાન્તિ માટે આરામ લેવામાં બધાં રોકાય તે સમયે દેવિને ત્યાં બોલાવવા ધારી "નીચે પ્રમાણે એક ચીઠ્ઠી લખી;

**વ્હાલી સુજ્ઞ પ્રિયા**—હું તમારાથી રહસ્યાન્તરની વાત ચીત કરવાને ખાસ ઉમંગ અને ઇચ્છા રાખુંછું પણ અહીંઆં આપણને એવો યોગ્ય ટાઇમ નથી માટે તમો બધાં આરામ લેવામાં રોકાય એટલે મી. જટાશંકર સાથે આપણા ગામમાં આવેલા સ્વ ગૃહે પરિશ્રમ લઇ જરૂર પધારશો અને હું હાલ ત્યાં જવાજ માટે નીકળુંછું.

**લી. તમારો પ્રેમાભિલાષી શરમા.**

આ પ્રમાણે ચીઠ્ઠી લખી પોહોચાડી અને મી. જટાશંકરને મારી વાતથી વાકેફ કરી ગુપ્ત પણે દેવાલયમાંથી સાડાબારવાગે છત્રી ઓઢી પસાર થયો મારૂં મકાન અહીંથી અઢીસો કદમ દુર હતું તાપની ગરમી સખ્ત હતી, પરંતુ તેની દરકાર અત્યારે શાની રાખું કારણ પ્રિયા પ્રેમ પ્રિતીની અમૃત વૃષ્ટિનો છંટકાવ ચોમેર પ્રસરી રહ્યો હતો ગામ આખું નિર્જન. ત્યાં મહેલ્લામાં કોણ પ્રાણી હોય ફાળની ધાસ્તીથી બિચારાઓ પોતાનું ખાસ માની બેઠેલાં મિથ્યાભિમાની

 ગંગા યમુના સરસ્વતિ, સાત સમુદ્ર ભરપૂર;
તુલસી ચાત્રકકે મને, બિનસ્વાતી સબ ધુર.

---

મનુષ્યો સર્વેને ત્યાગી જીવને પ્રિય ગણી પ્રભુ ગતિને આધીન થઇ દુઃખ અને પીડા પામતાં ક્ષેત્રાલયોમાં તાપ અને પવનની તોફાની ભરતીના મોજાઓમાં અટવાતાં હતાં પણ આ વખતે મારેતો હૃદયજીવન કે જેને આધારે આ સંસાર સાગર સફળતાથી પૂર્ણ આશાએ પસાર કરવા નિશ્ચય છે તે સાક્ષાત ભાગ્ય દેવિ પોતે આવનાર હોવાથી કાળ દંડને એટલો ટાઇમ તેનો પ્રચંડ પ્રહાર નહી કરવા અમો આશાતુર દંપતિ સત્ય વાહન અને સાવીત્રીની માફક અરજ કરી કૃપાકરવા સત્ય પ્રેમથી માગી માગીએ છીએ ઘરનું તાળું ચાવીના આશ્રયવડે ખોલી કચરો વાસીંદુ વાળી સાફ કરી આમ તેમ આંટા મારતો વિચાર વમળમાં હરતો ફરતો મગ્નતામાં મહાલતો હતો, અડધો કલાક વહિ ગયો પણ કોઇ આવતું જણાયું નહી જેથી ગોદડાં પાથરી ગાદી બનાવી ઓશીકું નાંખી આરામ લેવા સીગારેટ સળગાવી ઉપરના મથાળેના દુહાને ઉંડા વિચારથી અવલોકન કરતો બેઠો ગરમી વધુ હોવાથી જળ પાંન પીડા થવા લાગી પણ પાણી અહીંયાં મળી શકે તેમ હતું નહી મને લાવવાનો વિચાર તો સુજેલો પરંતુ દેવિશ્રીને તસ્દી તો પડશે પણ તેઓને તે લાવવાનું એક ઉપયોગી સાધન થશે એમ વિચાર કરેલું. એટલામાં લાંબી નજરેથી મી. જટાશંકર તથા પાછળ બાજુ આવતાં નિહાળવાને ચક્ષુ સતેજ થવા સાથે ભાગ્યવાંન બન્યો જોત જોતામાં સાવળીંગા સુંદરી મોસાલે આવી પહોંચ્યાં માંડવીમાંજ પાણીપાત્ર મુકી ખમચાઇ ત્યાંજ ખડાં રહ્યાં મી. જટાશંકર અંદર આવ્યા તેમની સાથે વાત કરતાં દ્રષ્ટિ ઇશારતમી પાછળના પડોશી મોહોલ્લામાં અમારા ખાંનગી વખતની છુટ મળવા

સારૂ આજુ બાજુ ધ્યાન આપવા અને જવા કહ્યું, તેઓ ગયા પછી દેવિ એકલાંજ રહ્યાં અંદર આવવાને અમુઝાવા લાગ્યાં મેં નિશ્ચય કર્યો કે તેઓ સ્વયંપોતે આવવાને અવશ્ય શર્માયછેજ જેથી જાતે ઉઠી તેમનો પવીત્ર કર પકડી આદરમાંન સાથે આસનપર લાવી બેસાર્યાં પણ અમારા બંન્નેમાંથી પ્રથમ કોણ શબ્દોચ્ચાર કરે એ પણ મહાન સુસીબત વાળો વાંધો આવી પડયો જો કે તેઓ બોલવાને વિચીક્ષણ ચાલાકને છટાદાર શબ્દો સાથે શમર્થ હતાં પણ આ વખત તો કોણ જાણે પોતાને કેમ શર્માછાયા પડી મુખમુદ્રા ઉપરથી તેમનો બોલવાનો કંઇભાવ જણાયો નહી પરંતુ હ્રદય ઉર્મિયો ઉછળતી માલમ પડતી હતી પ્રેમપાશથી પકડી આલીંગન સાથે પૂર્વ વાતની પરીચર્ચા ઉપાડી.

“**સુજ્ઞ બાનું**” આપને મેળવવા માટે મેં કેટલો પરિશ્રમ અને જોખમ ઉઠાવ્યું છે તે સારી રીતે જાણોછો તો તમો મારી સાથે **લગ્ન સબંધથી** બંધાઇ સદાને માટે સુખી કરવાને શો વિચાર અને નિશ્ચય ધારોછો—ત્યારે ઉત્તરમાં કહ્યું કે મારો નિશ્ચય આપ જાણો છો માટે હવે શું પુછો છો હું તમારીજ છું અને સદાને માટે થઇશ તે માટે બે ફિકર રહેશો જેથી બહુ આનંદ પામતા સાથે તેમને ધન્યવાદ આપતાં કૃતાર્થ માનવા લાગ્યો તેમના અભ્યાસ જ્ઞાન અને તેમની ગૃહસ્થીતિ વિશે ઘણી પ્રકારની વાતો કરતાં કહ્યું કે તમારે નાગોરીશાળામાં બાનસાર મનસુખ તથા દીવાળીના રૂપીઆ અપાવવા માટે તમારો શો મત છે તેના જવાબમાં બોલ્યાં કે તે બન્ને માંચુસો એ અમારા અડચણના વખતમાં ઘણી મદદ અને સેવા કરી છે મને

 આપ આપના સ્વાર્થનુ ચહે દુનિયાગાં દિલ;
શુક્લપક્ષ સજ્જન ચહે, કૃષ્ણચહે કુટિલ;

પોતાની પુત્રી સમાનના પ્યારથી મારી બાળહઠો પુરી પાડી છે હજુ લગી તેગના સીવડાવેલાં કપડાં હું તથા મારી મા પહેરીયે છીએ, અમે તેગનાં આભારી છીએ તમો મારા પિતાને પોણોસો રૂપીઆ આપજો એટલે તેગની મરજી પ્રમાણે દરેકનુ મન મનાવસે, બહુ સારૂ વ્હાલી પ્રિયા—એમ કરીશ; વારૂ ? તમોને અહીંયા રેવું પસંદ આવશે કે અમદાવાદમાં રાખીશું—તેમાં મારેશું તમો જ્યાં રહેવું અનુકુળ માનશો ત્યાં મને હમેશાં પસંદજ છે વીગેરે વાર્તાનંદમાં મેં વધુ જણાવ્યું કે ? **હૃદયજીવન.** તમારી આવી ઉત્તમ પ્રકારની સદ્‌ગુણતા વફાદારી અને લાયકીના માટે હમેશાં આધીન છું તમો મારી પાસે સદાના સાથી તરીકે નિર્ભય રહો તમારા માટે મારૂં મસ્તક આપવાને પણ તૈયાર છું કોઇ વાતની ગભરાગણ યા ફીકર બીલકુલ રાખશો નહી જો કે આપણું અંતર હૃદય એકજ છે પરંતુ આ જગતના વહેવારગાં એક નાટયરૂપી ખેલ આપણે બંનેને પૂર્ણ રીતે ભજવી બતાવવો પડશે, અને તેમ કિધાવિના આપણે છુટકારો પામવા શાથે સંયોગી બની સ્વતંત્રપણે આનંદ માની શકીશું નહી હવે માત્ર દસ બાર દીનની ટુંકી મુદત આવી પોંચી છે તમોને હારમોનીયમ વગાડવાની અને શીખવાની બહુ ઉમેદ છે, પરંતુ લાચાર કે પ્રેમથી પાસે બેસી બતાવી શકવા દુનિયા રીવાજથી હાલ અશક્ત છું માટે તમે ભાઇ જટાશંકર પાસે માત્ર સારીગમ જુદા જુદા રૂપમાં પ્રેકટીસથી હાથ બેસારતાં રહો.

બાનુ દેવિને પ્લેઇંગ કાર્ડસ (ગંજીફા) રમવાનો બહુ શોખ હતો અને તેથી ગમત સાથે જ્ઞાન વધવા તેમજ વિયોગી વખ્ત થતો અટકાવી

રમુજ ગેલતના વાંટી. સોટી. રૂમાલ. અને રમવાના પાનાના કેટલાક અજાયબ ખેલો કરી બતાવતાં આનંદ પામવા સાથે પ્રિય લાગવાથી બેચાર ખેલોની માહીતી તેમને હાથ બેસારી આપી રમુજાનંદમાં ઘડી. આળગમાં જોતાં સવાબે કલાક નિકળી ગયા હતા પણ જુદા પડવા દીલ થતું નહોતું આખરે ઇલાજ નહીં હોવાથી છેવટનું અધરામૃત પાન અને ચુમ્બન લઇ સત્ય પ્રેમને હાલ લજ્યારૂપી ગુપ્ત ઢાંકણથી દાબી રાખવો યોગ્ય ધારી મારા મીત્રને બોલાવવા મારી મેઝીક સ્ટીકમાં રહેલી ( વીસલ ) સીટી મારવાથી તેઓ આવી મળ્યા અને તેમની સાથે પાછાં દેવાલયમાં જવા દેવિશ્રીને ગુપ્ત સંકેતે આભાર સાથે રજા આપી.

મારા માટે એક ઇલાયદું મોટું ઘર ભાડે રાખવાનું હોવાથી. શાસ્ત્રી જેશંકર મનસુખરામના છાપરે તેમનુ ઘર ઠરાવવા માટે ત્યાં ગયો અને વરસના. નવ રૂપીઆ ભાડું નક્કી કરી સાંજે દેવાલયમાં આવ્યો. શેઠ અને મંગળ આનંદ ગમ્મત અને વાત ચીતમાં પસાર કરતાં

# ૧૯૬૨ વૈશાખ શુદ ૨ બુધ પિતાનો કોપ અને દેવિની દીલગીરી.

આજે બપોરે બધાંના જમી ઉઠયા પછી દેવાલયની આગલા બાગની પડાળીમાં બેસી બીડી પીતો હતો એવામાં એક અજાયેબ દેવાલ મી. જટાશંકરે આવી કહ્યો પાંચ સાત દીનની મારી અત્ર વસ્થાથી કવિરાજ કોપાય ગયેલા હોવાથી વધુ ઉભરો કાઢતાં અમ- દાવાદ જવાનું ઉટાંગ ઉભુ થયાનું અને દેવિનો પણ મુખમુદ્રા ઉદાસીન

 સજન તુમારે દેશમે નહી કાગદ કશું દાગ;
ચીત્ત તુમારો કહાં ગયો, ભુલે હમારો નાગ.

પણુા વાળી જણાઇ હું ગભરાયો કે અકશ્માત આશું બીજા કોઇનો મત લેવો વ્યાજબી નહી ધારતાં તેનો ખરો હાલ જાણવા દેવિને પુછવું ઉત્તમ ધારી પેનસીલ પત્ર મંગાવી નીચે પ્રમાણે ચીઠ્ઠી લખી

"**વ્હાલી પ્રિયા.**—આજે આમ કેમ દેખાવ જોવા પામું છું શું કારણ અને શાનો કોપ મારાથી સમજાતો નથી મારી જાણમાં અને સમજમાં કોઇ પ્રકારનો અપરાધ થવા પામ્યો નથી માટે તસ્દી લઇ તુરત જણાવશો.

**લી. પ્રેમ પાત્ર તમારો શરમા.**

---

ઉપરની ચીઠ્ઠી મી. જટાશંકર સાથે તેમની પ્રાયવેટ રૂમમાં પોચાડી જે વાંચી નીચે પ્રમાણેની ચીઠી લખી દેવિ પોતે બહાર જવાને બહાને મારી નજર દ્રષ્ટિમાં ફેંકીને ચાલ્યાં ગયાં તે ઉપાડી લઇ વાંચતાં વિચારવર્તિ વિમાસી વદને વદયાં ?

**પ્રિયવર શરમા**—ને માલમ થાય કે મારા પિતાએ ઘી વગર કોઇ દીવસ ખાધેલું નથી અને આજે બેન ડાહીએ તેમને ઘી ઓછું આપેલું હોવાથી ખોટું લાગ્યું છે માટે તેનો ચોકસ બંદોબસ્ત કરશો.

**લી. આપની હમેશાની દાસી અંબા.**

---

ઉપરની ચીઠી વાંચી સત્યાસત્યનો સાર રદયમાં સમજી પુનઃ એક ચીઠી કોપ શાન્તિ માટે લખી.

**પ્રેમ પુષ્પ—ચીઠી વાંચી બહુ ખેદીત થાઉછું** હાલમાં મને

ચારે બાજુની ઉપાધી અને ખટપટ છે ગૃહ કામની વ્યવસ્થામાં મારૂં કોઇ પ્રકારનું ધ્યાન રાખી શકતો નથી આપને અને પિતાશ્રીને ખાવા પીવામાં અડચણ હશે આવતી કાલે અષાઢીજથી વસ્તી ગામમાં જનાર છે જેથી તમોને અનુકુળતા માટે સંપુર્ણ સાહિત્યોથી ભરેલું ઘર સ્વતંત્ર પણે રહેવા માટે સોંપીશ જેથી તમો બીન અડચણે રહી શકશો અને પડતી અડચણો દુર થશે.

લી. આપનો સ્નેહાકિંત શરમા.

---

ઉપર પ્રમાણે ચીઠી મારી પાસે બેઠેલા દેવાલયના પુજારી માધવગર બાવાના છોકરા નારણીઆ સાથે બહાર બેઠેલાં દેવીને પોહોંચડાવી જે વાંચતાં તે ચીઠીનો નીચે લખી જણાવ્યું કે.

"બહુ સારૂ ત્યારે તે માટે હુ શાન્તિ થાય એમ કરીશ"

ગઇ કાલે સાંજે મારો જુનો સ્નેહી વફાદાર મીત્ર. જોશી રામશંકર સાંકળેશ્વર કે જેમણે મારી પાસે પાંચ સાત વરસ લગી કેટલીક જાતના વિષયોનુ શિક્ષણ લીધુ હતું તે પોતાના ગૃહકામ સારૂ વઢવાણ ગયેલા ત્યાંથી પાછા ફરતાં અત્રે ખાસ મને મળવા તથા પોતાની રચી પ્રગટ કરેલી મનોહર કાન્તા નામે વાર્તા રૂપી નોવેલોની કેટલીક પ્રતો મને આપવા તથા અભિપ્રાય લેવા સારૂ રોકાયા હતા, જેથી રાત્રે ગાયન ગમત અને પ્રભુ ભક્તિમાં વધુ આનંદ વૃદ્ધિ થવા પામી હતી, તેમણે ઉપરની બિના અને કવિ. પ્રકૃત્તિ વિષે ભવિષ્યનો કંઇક વર્તાન વિપત્તિ રૂપ નિરકા સુચવ્યો. કે ? તમો સ્વતંત્રપણે

 ચીંતાથી ચતુરાઇ ઘટે, દુઃખસે ઘટે શરીર;
પાપથી ઘટે લક્ષ્મી, કહી ગયે દાસ કબીર.

---

રહેલા આવી ઉપાધી કેવી રીતે નભાવી શકશો? જે કરોને વિચારથી કરજો, મેં બધી પૂર્વ હીસ્ટ્રી જણાવી જેથી મારા મતને મળતા થતાં ભાસે! ત્યારે વિજય કરો? अर्थं साधयामि किंवा देहं पातयामि —તમારા મનોવાંચ્છિત અર્થો પૂર્ણ થાય છે કિંવા જીંદગી જીવન દુખમય થાય છે. મનુષ્ય યત્ન ઇશ્વરકૃપા સત્યમેવ જયતે, એમ વાતો કરતા હતા, એવામાં વડસ્માના રાવળ પરભુરામ ખુસાલને પોતાના દેવાનો નિકાલ કરવા સુરતથી બોલાવેલા. તેમનો રૂ. ૩૫૦) નો નીકાલ રૂ. ૨૦૦) બસોથી વાળી નાંખવા પંચે ઠરાવ કીધો પણ તેનો રજીષ્ટર દસ્તાવેજ મામ માણસે રહેલો હોવાથી તે મંગાવી આપવા લગી. રૂપીયા લેવા બાંધ રહ્યા, જેથી તુરત ઉટવાળાને બોલાવી મી. જટાશંકરને દસ્તાવેજ લેવા તથા મી રામશંકરને બંને સાડાત્રણ વાગે માણસે જવા રવાના થયા.

સાંજના આપની કૃપા થઇ મારૂમન નિવૃત્તિ હોવાથી ઘણીક ખાનગી વખત સાસુ સસરાજી સાથે સુખ દુઃખ અને આપત્તિ અડચણો વિષે ગુજાર્યો જેમાં મને સંતોષ અને આશ્ચર્ય જનક ઉદગારો દર્શાવ્યા અખાત્રીજ ગુરૂવારની સવારમાં ઘર ચીજોનો કેટલોક સામાન ફેરવવા માટે દેવીના તેમનાં માતુ અને બેન ડાહી વીગેરે લાવલશ્કર કરવામાં ઉમંગથી પરિશ્રમ લેવા લાગ્યાં અને તેમને રહેવા માટેનું ઘર સારી રીતે વ્યવસ્થીત કરી ગોઠવી દીધું, તથા બપોરે રસોઇ પણ સાસુજીએ સ્વહસ્તે આ નવા વાસ કરેલા ઘરમાં કરી તેથી જમવાનું ત્યાંજ ઠર્યું, અમારા માટેનું ભાડે રાખેલું ઘર સાફ સુફ થતા લગી તથા માણસાનો સરસામાન બીજો આવી જતા સુધી. દેવાશ્રયમાંજ

રહેવાનું હતું, રાત્રે પેટપુજા કીધા પછી નવ વાગે કવિ અને તેમનાં પત્નિને હવે ત્યાંજ વાસો કરવા કહી. હું દેવિ તથા ડાહીને લઇ દેવાલયમાં હમારી હમેશની જગે ગયાં, ઉનાળાની ગરમીની મોસમ હોવાથી મોટા વિશાળ ખુલ્લા ચોકમાં ઘણાં માણસો પોતપોતાની મરજી આવે તેમ હવામાં આરામ લેતાં, મારી ચાર પાઇ પથારી પડાળી બહાર પીળી કરેણના વૃક્ષ નીચે હતી જેની ડાળીઓ તથા પુષ્પ મારા ઉપર ઝુકયા કરતાં હાથે લઇ શકું તેમ હતાં. ઠંડી હવામાં ગમતી ગપાટાંની વાતો ચાલી રહેલી હતી તેમાં વળી દેવીએ એક છુપુ કૌતકને રમત ઉભી કીધી મારી જગ્યાથી તેમની બેઠક ઓ મંડળમાં ત્રણ ચાર હાથે દુર હતી જેથી એક કરેણ પુષ્પ લઇ તેમણે અદ્રષ્ટ પણે મારીપર ફેંક્યું જે મને છાતીપર લાગતાં હું ચમકગો પણ વિચારતાં તેનો ગુપ્ત ભેદ મનથી પારખ્યો; કે નાંખનાર દેવી પોતેજ હશે; જેથી મારા માથા ઉપરનાં પાંચ સાત બીજાં પુષ્પો યુક્તિથી તોડી એક પછી એક તેમનાપર ફેંકવાં ચાલુ કીધાં, મારાં ત્યાં જતાં પુષ્પો પાછી વધાઇ આપવા આવતાં મન પસંદ જગે પડતાં, જ્યારે પુષ્પો ખુટવા લાગ્યાં ત્યારે ડાંખળીઓનો ઉપયોગ પ્રેમ વૃષ્ટી પ્રહારે કરવા માંડયો. આ વખતે કોઇ જગે ભજનની તો કોઇ જગે વાતોની ટ્રેન ચાલતી હતી અને વચ્ચે આ અમારી અદ્રષ્ટ રમત પોણા કલાક લગી સર્વથી છુપી થતી રહી. આખરે સર્વે શ્રમિત જનો નીંદ્રાવશ થયાં પરંતુ મી. જટાશંકર નહીં આવી પહોંચવાના વિચારમાં હું ફીકર કરવા લાગ્યો. આ વખતે રાત્રીના અગીઆર થવા આવ્યા હતા. થોડીવાર થતામાં ઉંટનો અ-

વાજ દેવાલય તરફ આવતો જણાયો અને મી. જટાશંકરે પાછળથીજ આવાજ મને બોલાવા કીધો. બહાર ગયો, હર્ષથી મળ્યો, હકીકતમાં જણાવ્યું કે ? મેં માણસા ફોજદાર સા૦ એમ કહે છે કે મી. એચ. બી. શર્માને કોઇ ઠુટે મારીનાંખવાની અફવા કેટલીક જગે ફેલાઇ સાંભળી છે માટે તેમને પ્રત્યક્ષ મારી રૂબરૂ જોયા વગર તમને મકાન ઉઘાડવા રજા આપી શકતો નથી. માટે તમને તેડવા સારૂ સાંજે માણસેથી જમી અહીં આવવા રાત્રે નીકળી પડયો, મેં કહ્યું કંઇ ફીકર નહી આ ઉંટવાળાને અહીંજ રાખો અને આપણે થોડી વાર આરામ લઇ પાછલી રાત્રે જવા નીકળીએ. ઉદવેગથી ઊંઘ નહી આવવાથી એકજ વિશ્રામે જાગ્યો ચીમની સળગાવી અને ઘડીઆળમાં જોયું તો ૩ા થયા હતા. જટાશંકરને જગાડયા તથા ઉંટ વાળાને તૈયાર થવા સુચવી દીધું. કપડાં પહેરી તૈયાર થયો દેવી નીંદ્રાવશ થયેલાં હોવાથી તેમને જગાડવું યોગ્ય નહી ધારી નીચે પ્રમાણે ચીઠી ચીમની પાસે જઇ લખી.

**ચંદ્રવદની સુજ્ઞ પ્રિયા**—અકસ્માત જરૂરી કામના પ્રસંગે હું માણસે જાઉંછું, ફીકર કરશો નહીં મારી બનતી ઝડપે સાંજરે પાછો આવીશ, વધુ કામથી શ્રમિત થશો નહી, આ ચીઠી પેન્સીલ અને મારી પ્રાયવેટ બોક્ષ ચાવી તમારા ગજવામાં મુકુછું તે સંભાળી લેશો નીંદ્રાધીન હોવાથી જગાડયાં નથી.

**લી. તમારો સ્નેહાધીન શરમા.**

આ પ્રમાણે તૈયાર કરી પ્રિયા પાસે પ્રાયવેટ રૂમમાં જઇ જોવા લાગ્યો. ગરમીથી મુખ કમળ ખુલ્લુ હતું, હસ્ત કમળ મરજી માફક આરામ લેતા હતા, મસ્તક ફણી મ્યુરપીંછ માફક વિખરાયેલ પડ્યા હતા, ચીમનીનો લીલા રંગનો પ્રકાશ પડતો હોવાથી મુખમુદ્રા પર એક બુરખો નંખાયાનો ભાસ આપતો હતો, જગાડવા મન ઉત્સુક અને વ્યાકુળ થતું તો રહસ્ય તેમ કરવા ના પાડતું. આ વખતનો સમય બદલાવી અને તાજુલમુલ્કનું મને ભાન કરાવતો આજે દ્રશ્યમાન તદાકાર થયો. દેવીએ પહેરેલા પોલકાના ખીસ્સામાં ઉપલી ચીજો આસ્તેથી મુકી પાછું વળવા માંડયું પણ ગુલાબી ગૈર ગાલે દ્રષ્ટી પડતાં ચીતવૃત્તિ ચગળી અને એક સપ્રેમે મૃદુચુમ્બન લીધું પણ મન માન્યું નહીં જેથી દ્વીતીયવાર તેમ કરવા ધાર્યું પણ રખેને જાગે તે સંભાળવાનું હતું. બીજીવારની ધારણા પાર પાડી પણ સહેજ સતેજ થવા સાથે બાજુ બદલી છેરટ વિયોગની નિરાશા સાથે અંતર રહસ્યથી આજ્ઞા માગી. બહાર નીકળતાં બેન ડાહીને દેવીની સંભાળ લેવા ભલામણ કરી. જટાશંકર સાથે ઉંટપર સ્વાર થયા. ઉંટ સ્વારીનો મજબુત અને સારી ચાલનો હતો. રાત્રીનો વખત હોવાથી ઉંટવાળો રણછોડજી કરીને મને હમેશનો લાવનાર જાણીતો હતો. તે પણ હાકવા ઉપર બેઠો અને જોસબંધ હાકવો શરૂ કીધો; કોટે ધુઘરા બાંધેલા હોવાથી ઘુમ ઘુમ અવાજ ચાલુ રહ્યો જોત જોતામાં વેહું અને પરોઢીયું થતાં અંદરપરે પાંચ ગાઉ પહોચી ચુકયા દીશા જંગલ દાતણપાણી એક ફરતા કુવા ઉપર કરી પાછા ઉંટપર સ્વાર થયા અને સાડાસાતના અમલમાં ત્યાંના છાપરામાં દેખાવ દીધો.

 પ્રીતિનું સુખ દુઃખ તે જાણે અનુભવિ જેહ;
જાણે શું પ્રસુતા પિડા વંધ્યા ઓછે નેહ.

આ ગામ પણ પ્લેગના સખત જોરથી બહારજ હતું. દરબારશ્રીએ પણ બીડમાં તંબુ નંખાવી પડાવ કીધો હતો તેમ અન્ય મનુષ્યો ગામની ચારે તરફ છુટાં છવાયાં છાપરાં બાંધી વસતાં હતાં, બીજા કોઇને હાલ નહી ગણતાં ખાસ ફોજદારના તંબુ તરફ ઉંટને વાળ્યો. રસ્તામાં બેસારી ઉતરીને તેમની પાસે જતાં તેઓ સામા આવ્યા સપ્રેમ સલામ કરી કુશળતા અને કામ ધંધા સબંધી કેટલીક વાતો કરી. મને જોવાથી તેમને કંઇ વધારે પુછવાનું હતું નહી જેથી મારા કામની રજા માગી. મારા મીત્ર રામશંકરને છાપરે મળી બોળેશ્વર મહાદેવમાં જઇ મુકામ કીધો અને ઉંટવાળાને પાછું બાર વાગે અત્રે આવવા સુચના કરી રજા આપી અમે બંને મીત્રો એક ગાડા વાળાને અને બે મજુરો લઇ ગામમાં ગયા. મધ્ય ભાગમાં જઇ જોતાં મહા ભયંકર અને વિક્રાળ ભાસતું હતું પણ હીંમત રાખી દેવીશ્રીના ભાગ્યે ગમે તેમ બનો. ઘર ઉઘાડયું અને ઝેરી હવા બહાર નીકળી જતા લગી ખુલ્લી હવામાં રોકાયા. બાદ અંદર જઇ પેટી ઉઘાડી મારી જરૂરી બુકો દસ્તાવેજો લઇ લી. જટાશંકરને તમામ સામાન ગાડામાં ભરાવી દેવરાવા કહી મહાદેવમાં ગયો. અગીઆર વાગે પરવારી તેમના આવ્યા પછી જમી લીધું અને મારા કેટલાક સ્નેહી મીત્રોની મુલાકાત લઇ મી. જટાશંકરને આવતી કાલે પરોઢીયે ગાડું લઇ આવવા કહી ઉંટવાળાને બોલાવેલો તે આવી પહોચ્યાથી સવા બારે સખત ગરમીમાં વડરમે આવવા અને પ્રિયાને મળવા નીકળી· પડયો—સ્પેશીયલ રસ્તે મેલટ્રેન ઝડપે ઉંટને ઉપાડયો પવન ભાગ્યે વધુ ફુંકાતો હતો જેથી ગરમી જણાતી નહી હતી પોણાબે વાગે

મધથી સ્નેહ મધુર છે મધથિ કંઇ વિશેષ; ( ૨૦૯ )
પીતાં રહેલ જણાય છે જીરવવો મુશ્કેલ;

વડસ્માના છાપરાંની મુલાકાત લેતાં દેવાલયે આવ્યા તો બહાર વડ નીચેની શીતળ છાયામાં બાળક અને બાળકીઓ સાથે દેવી રમત ગમતથી બધાને આનંદ પમાડતાં હતાં તેમણે પોતાની મીઠી અને પ્રીય જુબાનથી સર્વને પ્રીય અને માનવંતાં થઇ પડયાં હતાં જેથી દરેક જણ તેમને પ્રેમથી બોલાવતું, અંદર જઇ થોડીવાર વિશ્રામ લીધા પછી રાવળ. પ્રભુરામને બોલાવરાવ્યા અને તેઓની પાસેથી બસો રૂપીઆ કલદાર લઇ તેમનો રજીષ્ટર દસ્તાવેજ રદ કરી તેમને સ્વાધીન કીધો આજે ગણેશ ચતુર્થી હતી સાંજ પડવા આવી હતી જેથી જમવા જવા પહેલા એક પ્રેમ પત્રીકા પ્રિયાને નીચે પ્રમાણે પાઠવી

**જીવનહાર**—મળવા માટે મારૂં મન તલસ્યા કરે છે આજનો પ્રસંગ સગવડતા ભરેલો છે માટે હું આશા રાખું છું કે તમો રાત્રીના અનુકુળ ટાઇમે નહી ભુલતાં જરૂર વાતચીત સારૂ તમારા વિયોગી પ્રિતમને મળી હૃદય શાંન્તિ આપશો.

**લી. આજે આપને મળવા ઉત્સુક અને આશાતુર**

---

ઉપર પ્રમાણેની વિનય પત્રીકા મારે હાથેંજ ગુપ્તપણે દેવી જે દેવિએ ઉપાડી લીધી વાંચી અને વિચાર હૃદયમાં સમજ્યાં મારે કંઇ જવાબ માગવાનો હતો નહી જમવાનો વખત અને દેવાલયની માતાની આરતી થઇ જવાથી તેઓ આગળથી ઘેર ગયાં અને પાછળથી મારે જવું થયું તેહેવાર હોવાથી સાસુજીએ દાળ ભાત લાડુ શાક અને ભજીયાં કીધાં હતાં બધાં આનંદથી જમી રહ્યા બાદ વાતચીત કરી ગઇ કાલની માફક આજે પણ દેવાલયમાં ગયાં આરત પામતાં

 તુળસી ઉત્તમ પ્રકૃતિકો, કહા કરસકત કુસંગ;
ચંદન વિષ વ્યાપે નહી, લિપટે રહત ભુજંગ,

ચંદ્રનો પ્રકાશ પડતો ગુમ થવાને માત્ર અડધા કલાકની વાર હતી ગારી કરેણુના વૃક્ષ નીચેની આરામ લેવાની જગ્યા ફેરવી તેમના પ્રાયવેટ હોલ સામેની એક ખુણા પર ખાલી પડી રહેતી યોગી આસનની જગા ઉપર એકલો એકાન્તમાં જઇ સૂતો, અને કેટલાંક શ્રૃંગારીક ગાયનો મધુર અને મંદ અવાજે બોલાવા લાગ્યો દેવિને ફી-ધેલી ફરમાશ તેગના હ્રદયમાં રમી રહેલી હોવાથી તેગની શય્યામાં આમ તેમ આળોટતાં અને વિચારમાં વિકળ બનતાં હતાં મધ્યરાત્રી થવા આવ્યાથી નિશાએ અંધકાર મય સાડી ચોમેર પાથરી દીધી હતી સર્વે નિંદ્રાધીન થઇ ગયાં હતાં માત્ર અહીં મને અને ત્યાં તેમનેજ માત્ર વિયોગ પોતાના ઘાતકી કામે સતાવતો હતો હાય અને અફસોસના મારા સ્વાલ તેમની કર્ણેન્દ્રિયે શ્રવણ થતા અને તેથી તેગની હીંમત અશક્ત અને અધીરી બ-નતી જતી હતી જેથી હું નિરાશ પામ્યો છેવટનો એક ઈલાજ મેં કામે લગાડયો અને દરવાજા બહાર નિકળી થોડીવાર પછી પાછું આવવું તે દરમિયાનમાં નસીબે જે બને તે ખરૂં એમ ધારી હું ઉઠયો અને અવાજ કરતો બહાર નિકળ્યો બાદ થોડી વાર પછી અંદર આવી મારા આસન પર જવા ગયો આ વખતે મારી શું અજાયબી અહો પ્રભુ તારી શી કુદરત કૃપા અને પ્રેમની પરીસીમા મારી ધારણા બરેજ ખરી પડી બેસતાની સાથેજ મને કંઇ ગોદડું ઓઢી પડેલું એક દડા માફક ભુત જણાયું આસ્તેથી તપાસતાં મારી માનવંતી માનુનીજ મને ઉછળતા હ્રદયે અને ધડકતી છાતીયે હાથ લાગ્યાં તેમને સ્નેહ યુક્ત પ્રેમાલિંગનથી ઘણા પ્રકારની શાન્તિ અને

ખ્રિરજ આપ્યાં, પ્રેમથી પ્રેમામૃત પીતાં ઘણા ધીમા અને મૃદુ અવાજે વાતો કરતાં કહ્યું વ્હાલી પ્રિયા ફીકર ચીંતા નહી રાખો માત્ર હવે એકજ અઠવાડીઉ વિયોગી છે તમો મારા સહવાસમાં હોવાથી મને હમેશાં આનંદ છે પ્રભુ આપણા લગ્ન નિર્વિઘ્ને પાર પાડી ઇષ્ટ ઇચ્છાઓ પૂર્ણ કરે એજ પ્રાર્થના છે.

**પ્રિય શર્મા**—હું પણ એજ ઉચાટમાં છું તમોને મારે માટે બહુજ પરિશ્રમ પહોચ્યો છે તે માફ કરજો આગળ તો હું તમારી સદા સુખ દુઃખની ભાગીયણ સાથેજ છું એમ વિનોદી વાતો કરતાં હું આવું છું એમ કહી અકસમાત મારી પાસેથી ગુપ્તપણે સટકી ગયાં અને બેન ડાહીના ભેગાં જઇ આરાંગ લેવા ગયાં, હવે કોઇ પ્રકારે મારો ઇલાજ નહી રહેવાથી વિકળ વૃત્તિઓ શાન્ત પામતાં વિચાર તરંગમાં નિંદ્રાધીન થયો. વૈશાખ શુદી ૫ ને શનીના સવારમાં અમારો દેવાલયમાંનો સરસામાંન નવા ઘરમાં લઇ જવા સારૂ કામકાજ કરનાર ચારણની છોકરીને બોલાવવા બંને બેનો સામે આવેલાં થોડે દુરના છાપરામાં જઇ તેડી લાવી ચીજ ભાવ વીગેરે ત્યાં લઇ જવા લાગ્યાં નવ વાગતાંના સુમારમાં મારા બહાદુર બંધુ મી. જટાશંકર ગાડા સાથે આવી પોચ્યા તેથી તે ઘર આગળ છોડાવ્યું આ મકાન મોટું અને વિશાળ હતું દરેક ગૃહસાહીત્યો અનુકુળ સ્થાંને ગોઠવી દીધાં અને જમવાનુ પણ અહીંજ કરાવ્યું દેવિ તેમની મરજી પ્રમાણે ઘડીકમાં પિતાને ઘેર જતાં તો ઘડીકમાં અહીં આવી આખા મહોલ્લામાં આનંદ આપતાં ફરવા લાગ્યાં ગાડાવાળાને ભાડાના રૂા. ૨) આપી જમાડી વિદાય કીધો ચાર વાગે મી. જટાશંકર પાસે પેટી-

 જો જિન્હે પીતુ માતકો, લિયો ન આશિર્વાદ;
વ્યર્થ જન્મતાકો ગયો, નર નહિ સોઈ નિસાદ.

---

માંથી નેવું રૂપીયા કલદાર કઢાવી તે લઇ માધુરાંગને ઘેર ગયો અને ત્યાં જઇ તેમને આ રૂ. ૯૦) એકે નેવુ આપ્યા જે તેમને પતિ પાસે ટૂંકમાં મુકાવરાવ્યા બાદ બહાર આવી વાતો કરવા બેઠા મેં કહ્યું કવિરાજ બાકીના બસો રૂપીયા લગન પછી કરી આપું તો કંઇ હરકત છે; વિચાર કરી જવાબમાં કહ્યું જે ગમે તેમ કરી આ રૂપીયા મને આગ મળવા જોઇએ "ગુમડું ફાટયું કે વૈદ વેરી "અને પરણ્યો નાગર પાદશાહ" હું તમારી પાસે પછીથી માગવાનુ શામાટે રાખું મેં કહ્યું હાલમાં લેણાવાળા લોકો તંગીમાં છે અને જો અત્યારે ફેંસલા કરીશ તો મને મોટું નુકશાન ખમવું પડશે એટલું કહેવા છતાં કોઇ રીતે માન્યું નહી આમ વાતો કરીએ છીએ એટલામાં એક ચીઠી ઘરમાંથી મારા ખોળામાં આવી પડી.

આ યુગમાં પ્રેમ કરતાં પૈસાની અપાર લીલા છે.

**પ્રિય વરને**—માલમ થાય જે રૂ. ૨૦૦) બસો રોકડા મારા પિતાને હાલ આપી દયો મારે ઘરેણાં પછી કરાવજો સાંકળાં કડાં ને કંઠી છે ચીપ ચુડીને ચુની કરાવો બીજું પછી ઉપરની ચીઠી વાંચી વિચાર કર્યો કે હવે કાંઇ છુટકો છે બાલીકાના સત્ય પ્રેમને જાંણી તેના યૌવન વિલાસી થવુંજ એમ ધારી મેં કહ્યું બહુ સારૂ એક બે દીનમાં તે પણ તજવીજ કરીશ એમ કહી મારે મુકામે આવ્યે અને મી. જટાશંકરને મળી બીજા રૂપીઆ ભેગા કરવા તજવીજ કરાવી આજથી દેવિને હવે માત પિતા પાસે તેમને ઘેર સુવાનુ રાખવું પડયું જેથી રાત્રે જમીને કવિની પાસે કેટલીક પ્રકારની વાત ચીતો કરવા જઇ આવ્યો.

શુદી ૬ રવી. માસ્તર નારણજીનું પોષ્ટ કયાર્ડ નીચે પ્રમાણેનું આવ્યું. અમદાવાદ તા. ૨૬-૪-૦૬ ગુરૂ પરમસ્નેહી શરમા તથા જટાશંકર તથા માધવરામ તથા બાનુઆંબા વીગેરે તમારૂ કયાર્ડ પોચ્યું અતી આનંદથી આભારી થયો છું તમોએ યાદમાં ન લીધો પણ અત્રે તમારો પ્રેમ મને હરાખત યાદ આવે છે હો આ દિશા વિસ્મૃત થાય એ સ્વભાવિક છે પણ તમોને સુખી જોઇ આનંદ પામીશ માટે તાકીદે ખુશખબર કયારે આપશો તે જોવાને બીલકુલ આતુરછું ઇશ્વર તમોને સુખી કરો—અસ્તુ -લી. **માસ્તર.**

બપોરે જમ્યાપછી દેવિને નીચે પ્રમાણે એક ચીઠી લખીને પોંચડાણી. **પ્રિયભાનુ**—તમારે હાલ જુના દાગીના છે તે ચાલશે કે બીજા કરાવવા છે તે લખજો તમે અહીં નથી આવતાં તેથી મારૂ મન બહુ નિરાશ થાય છે માટે આવિજશો. લી. શર્મા.

કેટલીક વારે ચીઠી લઇ હસને મુખે દેવી આવ્યાં અને મારી પાસે તે નાંખી અંદર ઓરડામાં ગયાં અને ભાઇ જટાશંકરને બોલાવા લાગ્યાં હારમોનિયમની પેટી અંદરજ રહેતી જેથી કેટલીક વખત હાથે માંથાકુટ કરતાં વખને મી. જટાશંકરને ભાઇ ભાઇ કરી પાનાંની તેમ બીજી રમતોની કડાકુટમાં વખત પસાર કરતાં અને તેથી કંટાળેલો બેનપણીઓ ઘણી બનવાથી તેમની સાથે બાળક્રિડાઓમાં ભાગ લઇ રમુજ મેળવતાં. ચીઠી નીચે પ્રમાણે મળી હતી.

**પ્રિયવર**—તે માલુમ થાય જે હાલમાં આપને પૈસાની તંગાસ હોવાનો ચાલુ ઘરેણું હશે તોપણ ચાલશે મારી માને મેં પૂ.

( ૨૧૪ ) જે નારી નિજ સાથ રહીને આનંદ લેવા ચહે;
તે નારી પતિની રૂડી રતિ વડે, સૌભાગ્યવંતી રહે,

છયું કે. આ હાલમાં ચાલુ ઘરેણા હશે તો ચાલશે કે નહી ત્યારે એ બોલી કે હા એમને પૈસાની તંગાસ હોયતો ચાલુ ઘરેણાં ચાલશે પછી કરાવશે એજ. લી. આપની સદાની દાસી.

શુદ–૬ બીજને સોમવારને દીવસે બે ત્રણ આસામીઓના ફેંસલા કરી નાંખવાની તજવીજ કીધી રાજકોટ દરબારશ્રી તરફથી રૂા. ૫ ) પાંચનો આરડર આવ્યો જે દેવિએ સહી કરી શિવકારી લીધો–સુદ–૭ મંગળવારે ચાવડા ગભીરજી કીશોરજીનો રૂપીયા એકસો દસના લેણાનો નીકાલ રૂ. ૭૪) થી કીધો અને તેમની વતીના રૂપીયા શેઠ ભુલાશંકળચંદે ચુકાવી આપ્યા આવતી કાલે બધાંને અમદાવાદ મોકલવાના હતાં જેથી બપોરે જમ્યા પછી રૂા. ૧૦૦ ) સો કલદાર મી. જટાશંકર પાસે મારી પેટીમાંથા કઢાવી રૂમાલે બાંધી બે વાગે કવિને ઘેર જઇ તેમને આપી આવ્યો જે તેમને ગણી જોઇ તેજ રૂમાલે બાંધી મારી આપેલી ટૃંકમાં મુકયા આવતી કાલે અમદાવાદ જઇ વ્યવસ્થા કરી આવવા વીશે વાતચીત કરી ઘેર આવ્યો ત્યારબાદ દેવિ ચાર વાગ્યાના સુમારે અત્રે આવ્યાં આવતી કાલે તેમને અમદાવાદ જવાનો ઉમંગ હોવાથી એક ચીઠી મારી પાસે નાંખી જેમાં લખ્યું હતુ કે. પ્રિયવરને—માલમ થાય જે મને હાલ ખરચવા માટે રૂા. ૧૫) પંદર આપજો. પંદરના હોયતો દસ આપજો બીજું લખવાનું કે " આપમાંજ મારો જીવ તમારી પાછળ ફરે છે " માટે જરૂર શુક્રવારની સાંજે આવીશ. એજ.

લી. આપની સદાની દાસી અંબા.

સાચો સ્નેહ સ્વનાથનો સમજવો બીજો જુઠો જાણજો; ( ૨૨૫ )
સેવાનીજ પતિ તણી બલિકરી, મોજો રૂડી માણજો,

---

આ ચીઠી વાંચી નીચે પ્રમાણે બીના લખી; પ્રાણ પ્રિય—હાલ તમો વધુ રૂપીયા લઇ નકામા ખરચશો છતાં મન પસંદ કાંમ અત્યારે થઇ શકશે નહી આપણા લગન પછી ખાસ આપણ બંને અમદાવાદ જઇશું અને પાંચ સાત દીવસ રોકાઇશું તે વખતે બધી સગવડ કરીશું કોઇ પ્રકારે અમુઝાશો નહીં. જ્યાં લગી મારા ખોળીયામાં જીવ છે ત્યાં લગી તમારાજ સુખના માટે સેવા બજાવીશ જેમ બને તેમ તમારા પ્રિતમના દુ:ખનો વિચાર કરી વ્હેલાં આવજો આપણે બંને જઇશું ત્યારે આનંદથી કાંમ કરતાં આવીશું તથા જરૂરી કાંમ પણ અહીં લાવીશું હાલ ત્રણ ચાર માસ તમે મારી પાસે શીક્ષણ લેવા અહીંયા આનંદથી પુરા કરો આપણા બનેના આનંદથી એક ઝુંપડીમાં પણ ઇંદ્રપુરીનુ સુખ મેળવી શકીશું હું તમને ચહાઉછું તેવી રીતે મને હમેશાં સત્ય પ્રેમથી હ્રદયમાં ચહાશો લી. તમારો સત્ય પ્રેમી દોસ્ત શર્મા આ સાથે રૂ. ૧૦) દસ આપું છું તે સ્વીકારી ઇચ્છાનુ સાર વાપરશો, વઇશાખ સુદી ૮ બુધવાર આજે જમીને અમદાવાદ જવાનું હોવાથી બંને જણોએ વહેલાં ઉઠી રસોઇ કરાવી લીધી સ્નાન પુજા કરી હું તથા. મી. જટાશંકર જમવા બેઠા હતા એટલામાં દો. ઉતાવળાં ઉતાવળાં આવી કહેવા લાગ્યાં કે તમે શું રાંધ્યું છે? ત્યારે ડાહીએ ઉત્તર આપ્યો કે અમે તો દાળ ભાતને કંસાર કીધો છે જમવું હોય તો બેસો? ત્યારે કહ્યું કે હા મને પણ ભુખ લાગવાથી જમવાજ આવી છું મારી માએ રોટલીઓ કરી ધીઇ ચોપડી ઢાંકીને બાહાર નીકળી એટલામાં બબામામાના ઘરમાં પાળેલી બીલાડી ઓચીંતી આવી બધી રોટલીઓ લઇને નાસી ગઇ જેથી

મારી મા બીજી કરવા બેઠી છે આ બીલાડી માણસોમાં એટલી મળી ગઇ હતી કે વખતે કુતરાઓની સામે થતી અને હંમેશાં જમવાની વખતે સતાવતી જેથી દેવિને દરરોજ માર પછાડ કરતાં ઉપાડીને બહાર ફેંકાઆવવા પરિશ્રમ લેવો પડતો સાડા સાત વાગે જાગીને તૈયાર થયાં પાંચ સાત જણ જનાર હોવાથી પાયદલ ચાલવું પસંદ કીધું મારે પણ બધાંને સ્ટેસન લગી ટ્રેનમાં બેસારવા જવાનું હતું મી. જટાશંકરને અમદાવાદના ખરચ માટે રૂ. ૫૮ ) અઠાવન આપ્યા તથા ચીજ ભાવ લાવવા માટેનું લીસ્ટ કરી આપ્યું બાદ મકાન બંધ કરી કવિને ઘેર ગયા તેઓ પણ તૈયાર થઇ રહ્યાં હતાં દેવિએ બુટ સ્ટોકીંગ અને ફુલવાળી ઘાઘરી સાથે ફુલ બુટાવાળું ફલાલીનનું પોલકું પેરી લીધું તથા માથે એક ગુલાબી રંગની ઓઢણી ઓઢી લઇ ડાહી સાથે દેવાલયમાં જઇ દેવિનાં દરસન કરી આગળ ગયા કહ્યું અને હું જટાશંકર તથા રાજ કવિ, ભાઇ મણીલાલ મારી માગી સુરજ તથા કવિ પતિ વીગેરે નિકળ્યાં દેવિને ડગલે ડગલે તરસ લાગતી હોવાથી તેમની માતાએ પાણીનો મોટો લોટો માથે ઉપાડીલીધો ભાગોળે બધાં ભેગાં થયાં જેથી આગળ ચાલવા માંડયું સવારનો ઠંડીનો વખત હતો શીતળ મંદ મંદ પવન ચોમેર પ્રસરી રહ્યો હતો. એક પાછળ એક ચાલતાં આગળ વરખડાના વનની ઘાડી જગ્યામાં પ્રવેશ કીધો આ વખતે વરખડાને પીલુ બહુ પાકયાં હતાં ગરીબ લોકો કેટલીક જગે તેને પાડવાને ઝાડપર ચઢી વીણવામાં રોકાયેલાં હતાં આ વખતે દેવિસાક્ષાત એક વન દેવિ તરીકે બધાંની આગળ નિરભયપણે પીલુડાં વીણતાં ખાતાં અને દોડતાં

પોતાનો પંથ કાપતાં હતાં બુટ પહેરેલા હોવાથી કાંટા વાગવાની દરકાર હતીજ નહી વખતે પાછળ પડીજતાં તો અમોને પોંચી મળવા દોડવાનો પરિશ્રમ લેવો પડતો અને પાણીની તૃષા લાગતીતો માતાને બુગોના શોર મચાવી ઉભાં રખાવતાં અને પાણી પીને આગળ ચાલવા માંડતાં એમ કરતાં મધ માર્ગે આવેલા એક તળાવ અને વિશાળ ખારીના વડ નીચે વિશ્રાંમ લેવા બેઠાં નવ થવા આવ્યા અને હજુ દોઢ માઇલ જવાનું હોવાથી પાછું ચાલવા માડયું સ્ટેસનપર પોંહોંચ્યા અમદાવાદથી છુટેલો મેલ ટ્રેન મહેશાણા તરફ ઉપડી ગયો જેથી અમદાવાદ જવાની ટ્રેન આવવાને માત્ર અડધા કલાકની વાર હતી જેથી. મી. જટાશંકર પોતે પોણી ચોવીસ આનાની પાંચ ટીકીટો કરાવી લાવ્યા જેથી બધાં અંદર ગયાં ટ્રેને વીશલ આપી અને સવાદસે તો સ્ટેસનમાં આવી પોંચી બધાંને અનુકુળ જગ્યાએ બેસાર્યાં કેટલીક વખત વાતચીત કરતાં ટ્રેન ચાલવા માંડી જેથી જલદીથી કામકાજ પરવારી પાછું આવવા સુચના આપી પ્રિયાને પ્રેમથી પ્રણામ કરી ઉદાસી મને આવેલે રસ્તે વિચાર કરતો ૧૨ાા વાગે વડસમે આવી પોંહોચ્યો અને આખો દીન દીલગીરી અને ઉદાસીમાં વ્યતિત કીધો તેમીજ રીતે શુદી-૯ ગુરૂવારનો દીન ગૃહ સબંધી કામ અને ટપાલ મોકલવાની વ્યવસ્થામાં પુરો કીધો રાત્રે સ્ત્રી મંડળે એકઠાં મળી લગ્નોત્સવ પ્રસંગ માટેના ગીતો ગાયાં દશમનો ક્ષય-અને તેથી અગીયારસનો શુક્રવાર થયો લગ્ન દીવસ નજીક આવેલો હોવાથી તેમના આવવા માટેનો ઉચાટ થવા લાગ્યો બપોરે રાહ જોતાં આવ્યા નહી હવે સાંજે આવેતો પ્રભુ કૃપા હા

 નથી વાણી કંઇ નેત્રને પણ કહીઆપે વાત;
નથી પાસ હથિયાર પણ જરૂર કરે છે ઘાત.

અગી કોઇ નહી જણાયાથી દેવાલયમાં ગાયનુ દુધ લેવા માટે ગયો તો ત્યાં એક પુરણીયા જેવો માણસ બેઠેલો કોઈ નવીન મુસાફર દેખાયો તેની પાસે જઇ બેઠો એટલામાં બાવા માધવગરે કહ્યું કે એતો માધવરાંગના બાઇબંધ છે અને તેઓ અત્યારેજ આવ્યા છે તેમની જોડે વાત કરતાં જણાવ્યું કે તેઓ બધાં ગાડીમાં બેઠાં છે પણ હાંસલનો માલ હોવાથી પાનસર સ્ટેસને ઉતર્યાં હશે હું બહુ વિચાર કરતાં વીસ્મય પામ્યો કે આ કોઇપણ ગુપ્તભેદ હોવો જોઇએ બધાં માણુસો આ તરફના માહીતગાર છે મી. જટાશંકરને સ્ટેસનપર તેમ નાકાદાર વીગેરેની સાથે ઓળખાણ કરાવી છે છતાં આવું આમ અવળું બનવું એ અસંભવિત છે આવેલા મેમાનને સન્માન સાથે ત્યાંજ મુકાંમ રાખવા અને બાવાને બરદાસ લેવા કહી ઘેર આવ્યો દીવો બત્તી કરી ચીંતાતુર વિચારે બેઠો એટલામાંતો, દેવિ—ડાહી—તથા—મી. જટાશંકર બે ઉંટ સાથે ચીજભાવ લઇ આવી પોચ્યાં બધાં ઘરમાં આવી બેઠાં પાણી પીધું પણ મન ગભરાયેલુ અને વિમાસણ વાળું હતું કવિ અને તેમના પતિ ક્યાં ? ઉત્તરમાં, તેઓ ત્યાં રોકાયેલાં છે આવતી કાલે આવશે થોડીવાર પછી મને એકાંન્તમાં બોલાવી. જટાશંકરે નીચે પ્રમાણે બીના જણાવી. અમો તમામ સરસામાન લઇ ત્રણ વાગે સ્ટેસનપર આવ્યાં તેવામાં અહીં આવેલ મનસુખ કે જેમને ઘેર ગઇ કાલે દેવિ સાથે અમે બધાં નાગોરી શાળામાં ગયાં હતાં ત્યાં લગ્ન સબંધી વાત કીધેલી હોવાથી તેમના રૂપીઆ માગતા હશે તેથી અમારા આવવાના વખતે તે સ્ટેસનપર આવી પોચ્યો, અમોએ ટીકીટ લીધી હતી તેઓ અમારીજ

ગાડીમાં બેઠા, જેથી કેવા વિચારે માધુરાંમ અને તેમનાં પતિન આવતી કાલે આવીશ એમ કહી વીશીમાં જઈ રોકાયાં. (સેવાનો બદલો.)

આથી હું જટાશંકરને લઇ દેવાલયમાં રાત્રે આઠ વાગે ગયો અને બહારના કુવાપર બેસી મનસુખને બોલાવ્યા તેઓ મને નામથી તેમ જોવાથી સારી પેઠે ઓળખતા હતા. તેથી કહ્યું કે ભાઇ તમે આ બલામાં કયાંથી સપડાયા લગ્ન કર્યું તેતો ઠીક કીધું કે જેથી આ બ્રાહ્મણુ બાળકી યોગ્ય ઠેકાંણે પડી આથી હું ઘણો ખુશી થાઉછું પ્રભુ તમારૂં જોડું કાયમ રાખો આછોકરીને ઠેકાણે પાડવા અમોએ ઘણી તજવીજ કીધી હતી પરંતુ તેણીના બાપની સુકીર્તિથી ધારેલી ધારણાઓ નિષ્ફળ નીવડી તેના માબાપની ગરીબી અવસ્થાને લીધે ખાવા પીવામાં તથા લુગડાં લત્તામાં અમોએ ખરચ આપ્યું છે મારી પુત્રી માફક છોડીની બરદાસ રાખી મોઢે માગી રકમે પુરી પાડી છે તમો નહી મળ્યા હોતતો કોણુ જાણે તે કેવી અધમસ્થિતીમાં પડત ભાઇ દીવાળીયે પણ તેની માની સખ્ત માંદગીના વખતમાં ઘણી ચાકરીને સંભાળ લીધી છે ખરચેલા રૂપીઆ છોડીના લગ્ન વખતે આપવા વિશ્વાસ દીધો છે મને તમારી ભાળ મળવાથી અહીં આવ્યોછું અમારી સાધારણુ અવસ્થા હોવાથી માંથે દેવું કરીને તેમને ખરચ આપ્યું છે એ લોકો ખાઇપીને પડી રહેવામાંજ આવી દશાને પ્રાપ્ત થયાં છે દેવિના કહેવાપરથી વિચાર કર્યો કે આમનું દેવું વ્યાજબી હશેજ જેથી આવતી કાલે સહવારે કંઇક રસ્તો કરી આપી વીદાય કરવા કહ્યું તેમને દેવાલયમાં મોકલી અમે બંને ૧૧ વાગે ઘેર આવ્યા ત્યારે સ્ત્રીઓ બહાર બેઠી ગીત માતી હતી દેવિને અંદર

બોલાવી વાત પુછી ત્યારે કહ્યું કે તેનો હાલ કંઇક રસ્તો કરી રાજી કરી વિદાય કરો લગ્ન થઇ ગયા પછી મારા પિતા વ્યવસ્થા કરશે.

શુદી–૧૨—ના સવારમાં મનસુખરાંગને ગાતાગાંથી ઘેર બોલાવરાવ્યા અને કહ્યું કે તમોને હાલ પચાસ રૂપીયાની કબુલાત અપાવરાવું છું લગ્ન વીત્યા પછી આઠ દસ દીવસ પછી અહી આવી માધુરાંગની રૂબરૂ તમારો નીકાલ કરી રૂપીઆ લઇ જજો જેથી ઉપાધ્યા ગણુપત શીવરાંગને બોલાવી કુંઆર વણારસી દેવકરણુનો રૂા. ૨૦૮) નો રજીસ્ટર દસ્તાવેજ રૂા ૧૦૧) થી વેચાણ આપી રૂપીઆ તેમને ત્યાં જમે રખાવ્યા અને માધુરાંગ વતીના રૂા. ૫૦) આપવાની ચીઠ્ઠી ગણુપતરાંમ તરફથી મનસુખરાંગને લખી આપી.

બાઇ મનસુખરાંમે દેવિને પોતાની પુત્રી માફક રાખી સહાયતા આપેલી જેથી તેને પાસે બેસારી ઘણી પ્રકારની શીખામણો દીધી અને કહ્યું કે અહીં આગળ તું સારી રીતેથી રહી ઘર ચલાવીશ તો સુખી થઇશ નહીતો બીજે કોઇ ઠેકાણે તારો પત્તો લાગવાનો નથી અને તારાં માબાપની સ્વાર્થી સલાહે વરતીશ તો દુઃખી અને હેરાન થવાનો વખત આવશે, માટે તારૂં ઘર છોડી કોઇ પ્રકારે અવળે રસ્તે ઉતરીશ નહીં. તેમ આજ કાલના હરાગી કમજાત માણસોથી સદા દુર રહી તારા પતિની આજ્ઞા પ્રમાણે વરતજે વીગેરે ઘણી પ્રકારના બોધ દીધા. દેવિએ કહ્યું કે કાકા ? તમે આવો ત્યારે મારો ફોટો જરૂર લેતા આવજો પછી રાજી ખુશીથી તેઓ અમદાવાદ જવા તથા જટાશંકર કવિને તેડવા સારૂ રૂા. ૬) લેઇને બારની ગાડીમાં અમદાવાદ જવા રવાના થયા તેમના ગયા પછી મેં ઘેર

ધન, વિદ્યા શુભ વંશ જશ, અચળ કિર્તી પ્રકાશ; ( ૨૨૧ )
વધુ વર પ્રીતે પામજો, પામો પરમ ઉલ્લાસ.

આવી જમી લીધું અમે બંન્ને આજે એકલાં હોવાથી ત્રણ વાગ્યા લગી અનેક પ્રેમ પ્રિતી સબંધી ઘણીક વાતો કરી ચાર વાગે રાવળ લલુરાંમ શંભુરાંમના ખેતરનો નીકાલ કરી તેમની વતીના રૂા. ૪૦) મુખી રતજી શવજીભાઇ પાસેથી લીધા. સાંજના સાતવાગે જટાશંકર કવિ તથા તેમની પત્નિ આવી પોંહોચ્યાં તેમને મળી કેટલીક વાતચીત કરી, રાત્રે અહીં તથા ત્યાંનું મકાન વાઇટવોશ કરાવ્યું તથા સ્ત્રી મંડળમાં બંન્ને જગોએ આનંદ મય ગીતો ગવાયાં.

**વૈશાખ શુદી ૧૩ રવીવાર તા. ૬ મે ૧૯૦૬**

## ☞ લગનોત્સવનો આનંદજનક દીવસ.

આજનો પ્રાતઃકાળ થતાં સોનાનો સૂર્યોદય પ્રકાશ્યો પક્ષીઓ આનંદમાં શોર મચાવી રહ્યાં મ્યુરો કળાઓ ચઢાવી નૃત્ય કરવા લાગ્યાં ભાગ્યોદયનાં શુભ ચિન્હો ઉદય પામતાં ભાસવા લાગ્યાં લગ્ન પ્રસંગો ગામમાં ઘણી જગ્યાએ હોવાથી સર્વત્ર મંગળમય અને આનંદકારી થઇ રહ્યું હતું ગામ લાંગણજથી શુકલ આવી નહી પોંહોચવાના સંભવથી જટાશંકરને ડાંગરવા તથા કડી તરફ ઉંટ લઇ રવાના કીધા કવિને ત્યાં માંડવો ઘાલવા ભાઇ વિશ્વનાથ તથા મણીલાલ તથા ગણપતરામ તથા બબારાંમ આદિતરાંમ વીગેરે સ્નેહી મંડળનાં માણસો ગયાં માંડવો બંધાઇ રહ્યા પછી સ્ત્રી મંડળોએ આનંદજનક ગીતો ગાયાં ત્યાર બાદ ખારેકો વેંચી સૌ વેરાઇ ગયાં બહાર ગાંમથી બોલાવેલાં સ્નેહી સબંધીઓ આવી પહોચ્યાં કામકાજની સઘળી તૈયારીઓ કરાવા માંડી દેવિને તથા મારે એક બીજાને નહી જોવાનું તથાં નહી

મળવાનું આજે વ્હેવારીક કેદખાનું હતું જેથી તે અમુઝાતાં હશે તેમ ધારી એક ચીઠ્ઠી લખી છોકરા સાથે મોકલાવી.

**પ્રિય પ્રાણ**—આજે આપણે લગ્ન બંધનથી હસ્તમેળાપ થતાં લગી એક બીજાને જોઇ તેમ મળી શકીયે તેમ નથી વિયોગના વખતની આજે અવધી આવી રહી છે, માટે આનંદથી મારો મેળાપ થતાં લગીનો વખ્ત પસાર કરજો તમને મળવા આવવા માટેનાજ કામકાજની સખ્ત ખટપટો અને ગોઠવણોમાં રોકાયો છું કારણ બંને બાજુની વ્યવસ્થા મારે કરાવવાની છે. જટાશંકર ગામ ગયા છે.

**લી૦ તમારો પવિત્ર કર પકડવાને ભાગ્યવાન બનેલો શર્મા.**

---

બપોરે બધાંને જમાડયા બાદ રાત્રીના કામની જરૂરીયાતી ચીજો ભેગી કરવામાં તથા હજામ–ગાળી–વાજાવાળાને આવવા માટે ખબર આપી બંદોબસ્ત કીધો સાંજના ચારે જટાશંકર શુકલને તેડી ચીજ ભાવ કડીથી લઇ આવ્યા સારા નસીબે લાંગણજના પણ બે શુકલ આવી પોહોચ્યા જેથી અહીં આગળ ગણુપતિનું સ્થાપન કરાવ્યું તથા કવિને ત્યાં પણ શુકલ સાથે બે ત્રણ માણસો ગણુપતિ સ્થાપન કરાવા ગયા ત્યારે કવિએ કહ્યું કે હું પોતેજ ગણુપતિ છું ત્યારે શુકલે કહ્યું કે તમો ગણુપતિરૂપ છો તેતો બરોબર છે, પરંતુ વિઘ્ન વિનાશક ગણુ + પતિ=એવા જે ઇશ્વર તેમનું કલ્પીત સ્થાન અહીં આપવું જોઇએ એમ કહી સ્થાપન કીધું અને પાટલો મુકી ચોખાનું અષ્ટ કોણ અને ધંકુનો પટદળ શ્રીફળ ધુપ દીપ નૈવેદ્ય ગોઠવી દીધું સાંજના સાત થવા આવ્યા મેમાનોને જમાડયા બાદ

ઢોલ ત્રાંસાના ભારી અવાજથી મંડળને ભેગુ કરવામાં આવ્યું હજામે આવી પીઠી કીધી સ્નાનોદકથી સુદ્ધ થઇ વસ્ત્રા લંકાર પહેરી સજ થયો, જેવી અહીં તૈયારીઓ તે પ્રમાણે કવિને માંડવે થતી સુદ્ધ વાંચ કે વિચારથી સગજી લેવી સુકલે ગણાયતિની પુજા કરાવી લીધી ગૃહ શાન્તિનો પ્રથમથીજ થઇ ગયેલી હતી મહીલા મંડળ ગીતગાતાં ઉકરડી નુતરી આવ્યું, વરરાજાનો વરઘોડો ચડાવી પરણુવા જવાની તૈયારીમાં સર્વે સજ થયું ગામના જાણીતા અને માનવંતા ઠાકોર જીજીભાઇ વરસાજીને ભાંથી એક ઘોડી તૈયાર કરી મંગાવરાવી ગાળીએ આવી હાર–તોરા–પુષ્પ નાખ્યાં કવિને ત્યાંથી આવેલો રૂપીયો અને શ્રીફળ હાથમાં સ્નેહ યુક્ત સ્વિકારેલો પકડી લીધો ગણુપતીને પ્રણામ કરી સદ્‌ગુરૂની આશીષ લઇ બહાર નીકળી અશ્વારૂઢ થયો. સ્નેહી ગંડળ આગળ ચાલવા માંડયું શાભાગ્યવંતી ભાનુનીએ રામણુ દીવો ઝાલ્યો અને સ્ત્રી મંડળે ગીતો ગાવાં શરૂ કીધાં વાજીંત્રા વાળા અને મશાલો વાળાઓને યોગ્ય સ્થળે ચાલવાને આરડર કીધો હતો. બજારમાં થઇ ગામને ટોડે દેવિ કાલીકાને વંદન અને પાળીયાને પ્રણામ કરી ટકો સોપારી મુકી સાજન મંડળ પાછું વળ્યું. ચંદ્રનો આલ્હાદકારક ખુશનમા ઉજ્વળ પ્રકાશ જળહળી રહ્યો હતો; બંદુકોના અવાજ અને બપોરીયાંના રંગીન ઉજાશ અનેક રંગે દેખાવ દેતો જાન બધી કવિને માંડવે પોહોચી. સ્ત્રી મંડળ ગીતોની સામસામી આનંદકારી વૃષ્ટિ કરી શોર મચાવી રહી હતી. સામૈયું ચલો કીધાબાદ ખાંડ સાકરના પાણી મરજી માફક પાવામાં આવ્યાં વરરાજા તોરણે જઇ ઉભા રહ્યા થોડી વારમાં માનવંતાં સાસુજી કે

( ૨૨૪ ) ધન્ય દીવસ છે આજનો ધન્ય ઘડી પળવાર;
હસ્તમેળાપ વરતાં દંપતી આનંદ હર્ષ અપાર.

જે પૂર્વે આપણે ભવિસ્યનાં થનાર વાંચી ગયા છીએ તે આજે નિશ્ચયતાથી નિર્માણ થતાં જમાઇને પોંખવા માટે આવ્યાં અને વ્હેવારીક રૂઢી આચારો કરી ઓવારણાં લઇ નાસીકા ખેંચી અંદર ગયાં માંડવા નીચે પાટલાપર વરરાજાના બેઠા પછી પાછળ સ્ત્રી મંડળ અને આજુબાજુ સ્નેહી મંડળ પાથરેલી જાજમમાં ગોઠવાઇ ગયું. ૧૦। નો ટાઇમ થવા આવ્યાથી સાસુ સસરાને બોલાવવામાં આવ્યા ગૃહ દીગપાળોની પુજા કરાવ્યા બાદ જામાત્રની સનમાન પૂજા વિધી પૂર્વક શુકલે કરાવી તે પ્રમાણે કવિએ અને તેમની પત્નીએ સાથે કીધી. મી. જટાશંકર સાથે રૂ. ૫૦) પચાસ કવીને આજે પહોંચાડાવરાવ્યા.

દેવિ પણ અંદર વસ્ત્રાલંકાર સજી તૈયાર થઇ આનંદમાં રાહ જોતાં બેઠાં હતાં શુકલ તરફથી કન્યા પધરાવાનું ફરમાન થતાં મારી સામે અંતરપટ આડું રાખવામાં આવ્યું દેવિને ચાર પાંચ મામાઓ હોવા છતાં આ સ્થળે અભાવના કારણે નહી હોવાથી આ અવસરનુ કાંમ બજાવવા ઉપાધીયા ગણપતરાંમે કંન્યાને લાવીને માહેરામાં પધરાવી. વેદીયાઓ મંગળાષ્ટક અને વેદોચ્ચાર આશીર્વચનો બોલવા લાગ્યા.

આ સ્થળે સત્યશોધક રસજ્ઞ રસીક વાંચકોને વિનંતી કે? કૃપા કરી રસીક, રસીકા,નો દંપત્તિ ફોટો દ્રષ્ટી દર્શનાર્થે લોકનાર્થે ઉદાર વૃત્તિથી મંગાવી લેવા ખાસ ભલામણ છે.

આ પુસ્તક લેનારનેજ પોષ્ટેજ સાથે આઠ આને મળશે, જુઓ પૃષ્ટ ૧૫૩.

સુજન સુજનને જોઇને, મન સંતોષી થાય; ( ૨૨૫ )
જોઇ ચકોરી ચંદ્રને, જ્યગ મનમાં મલકાય.

---

# AUM. ૐ AMEN.

## મંગલાષ્ટક યોજક બંન્ધુસમાજ.

### સાર્દુલ વિક્રીડિત છંદ.

જેના નિર્મળ નામથી રદયના સર્વે મળો ન્હાસતા,
જેના મંગળ ધ્યાનથી રદયમાં આનંદ સૂરો થતા;
જે આ સુંદર વિશ્વતંત્ર ચલવે શાંતિ ભર્યું ઉજ્વલ,
તે વિશ્વેશ કૃપાલુ આ યુગલને અર્પો સદા મંગલ. ૧.
સર્વે સ્થાન વિષે પ્રકાશ વિમળો જેનો વિકાસી રહ્યો,
જેનો ન્યાય દયા પંથેજ વહતાં શાંતિ બધે રેલતો;
જેનુ જ્ઞાન અનંત શક્તિ પ્રબલા જે સન્મતિદાયક,
અર્પો તેજ પવિત્રતામય પ્રભુ આ દ્વંદ્વને મંગલ. ૨.
કન્યા આ સુકુમાર સુંદર અતી સુશીલ કુલોદ્ભવી,
વિદ્યાનીતિ ગુણોનુ ભૂષણુ ધરી સ્ત્રી ધર્મને જાણુતી;
ભક્તિ પ્રેમ વિવેક વિનયવતી ચિત્તે વળી નિર્મલ,
પામીને વર ઇષ્ટ તે અનુભવો સૌભાગ્યનું મંગલ. ૩.

**બાકીનાં પાંચ ચરણુ ચરીત્રમાં પ્રગટ થશે.**

રૂઢી અનુસાર અન્ય ક્રિયાઓ કરાવ્યા બાદ કવિ અને તેમની પત્નિ રામા બંન્નેએ પોતાના હાથમાં દેવીના જમણા હસ્તનો પવિત્ર કર લઇ

### કવિ રદયોદ્ગાર—ગીતિવૃત્ત.

અરપું પુત્રી આજે, માનવતી મમ લાડકવાઇ;
સ્નેહાનંદે સ્વીકારી, વિજય પામો આશિષ મહારી,

 પરમેશ્વર પુરણુ કરે હૃદય વાંચ્છના આજ;
સઘ સહાયક થઇ હરે, નષ્ટ કરે દુ:ખ કાજ,



મ્હારા હસ્તમાં ચંદ્ર, અગ્નિ, વરૂણુ અને સેંકડો સ્ત્રી પુરૂષોના ભરાયેલા જન મંડળના સમુહની સાક્ષીએ સત્ય પ્રેમે સોંપ્યો મેં સપ્રેમે

ગીતિવૃત્ત.

અતી આભારી થૈને, આજ્ઞા મંગળ મેં શીર ધારી;
આશા પૂરણુ કરશે, શ્રીહરી સહાય કૃપાતો સારી,

તેનો સ્નેહ પૂર્વક સ્વિકાર કીધો અને આ પુત્રી રૂપી રત્નના શ્રેષ્ટ અને સર્વોત્તમ કન્યાદાનથી મને મહાન આભારી અને સદાને માટે કૃતાર્થ કીધો જેથી જગત નિયંતા અને તેમનો પૂર્ણ ઉપકાર માનવા લાગ્યો આ વખતના આનંદ જનક વિષયોનું વર્ણન વિવેચન અને વિચાર મારી અલ્પમતિ કલમ દર્શાવવા કવિની કૃપા દ્રષ્ટિ વિના તદન અસમર્થજ છે. તો પણુ ચરીત્રમાં કંઇક ચર્ચાવીશ.

હસ્ત મેળાપ વિધી પૂર્ણું થયા બાદ વધુ વરને સજોડે બેસારવામાં આવ્યાં લગ્ન સબંધી રીવાજ આપણામાં સંપૂર્ણુ રીતે દરેકને જાણીતો હોવાથી વધુ લખી કંટાળો આપવો નહી ધારતાં માત્ર ટુંકામાંજ પતાવ્યું છે નિયમાનુસાર ચોરી ક્રીયા વીગેરે આ સુધીમાં પૂર્ણુ થઇ ત્યાર બાદ ગણેસ પાસે જઇ છેડા છોડાવી છુટાં કીધાં અને દમપત્તિ જોડાને તેજ વખતે વાજતે ગાજતે વળાવ્યાં રીવાજ મુજબ સ્ત્રી મંડળ સાથે ગીતો ગવાતાં નીકળી ઘર આગળ આવી ઉજણું પુંખાવી લીધા બાદ ગણેશ આગળ બેસારી પુન:પુજા કરાવ્યા પછી

વિંટી રૂપીયાની રમતમાં પણુ દેવિએ જીત મેળવી પ્રભુને પ્રણામ કરી સર્વ સ્નેહી મંડળને મળી વિજય આશીષ લીધી દેવિને આજે સખ્ત પરિશ્રમ પોંચવાથી થોડીવાર પછી તેમની મા આવી ઘેર તેડી ગયાં થાક મહેનત અને ઉજાગરાથી બધાં શ્રમિત થયેલાં હોવાથી અસ્ત થતી નીશાયે આરામ લેવામાં પડયાં.

સુદ ૧૪ ને સોમવારના સહવારમાં મોડું ઉઠવાને બન્યું ગાંમને બેસારવાનું હોવાથી હજામ નથુને બોલાવી કહ્યું કે ગાંમમાં દરેક જણુને ત્યાં અત્રે આમંત્રણુથી આવવા ખબર આપી આવ, અહીંનું ગરાસીયાની વસ્તિવાળું ગાંમ હોવાથી અફીણુ કસુંબાનો રીવાજ વધારે હતો. નવ સાડા નવના અમલમાં તમામ જાણીતા લોકો ગાંમના તલાટી, મુખી, મતાદારો તેમજ બીજા જાણીતા ગૃહસ્થો તેમજ બ્રાહ્મણો વીગેરે ભરાયા; કવિ પણુ અમારી પાસે આવી બેઠા. અફીણુ કસુંબાની ગમત પુરી થયા બાદ કેટલીક વાતચીત કરવાના પ્રસંગમાં કવિએ પોતાનો રચેલો એક ઇતિહાસીક નીબંધ મોઢે હોવાથી બોલવો શરૂ કીધો જે અત્રે સુજ્ઞ વાંચકોની જાણુને સારૂ પ્રગટ કરૂંછું.

---

## કવિ માધુકૃત મનહર છંદ. ચતુરનો શણુગાર નં. ૧ લો.

સતાવીસ બાર પુજ પાંચને દીવસે જ્યારે,
ત્રણુને સુમારે દીન પોહરેક રહ્યો છે;
ત્યારે મારા મનમાં વીચાર એક આવવાથી,
એની યાદગીરી માટે આ નીબંધ રચ્યો છે.
સાભ્રમતી સામીતીર કમોડ મુકામ ગામે,

 ભલું ભણાવે પુત્રિને, તો શાણી થાનાર;
સદૈવ સુખ પામી કરે, આશિર્વાદ ઉચ્ચાર,

---

જંગલ મંગલ વાસ મારો ત્યારે બણ્યો છે.
પણ પ્રભુ દેવ તણો પાડતો ઘણોક ગાની,
ગુણ તેના ગાવાનો અવ સર ગણ્યો છે.
વાંચનાર વરગને પ્રથમ વિનતી મારી,
કૃપા કરી આ નિબંધ પ્રેમથી વંચાવશો.
ખરી ખાતરીથી આજ આપને કહું છું યારો,
પુષ્કળ સામાન્ય ગ્નાન સ્વદેશનુ પામશો.
ભવાયા ચારણ ભાટ કપટી નાટકી કવિ,
એના જુઠાં વખાણથી તમો ન ઠગાવશો.
આવશો આગળ બધે ફાવસો સરવદીસ,
જગાવશો આળસુ અગ્નાનતા મીટાવશો.
આજથી આશરે વર્ષ પચાસ પેલાની વાતો,
ગયા શઇકાઓમાં આ હીંદને વિતાંણી છે.
ચાળીશ વરસ પર દ્રષ્ટીએ દેખેલુ મેં તે,
આ કવિતા હિંદ ઇતીહાસીક રચાણી છે.
આમાં અતી ઉંડી વાતો બીલકુલ કહી નથી,
વાજબી વીતેલી વાત વીવેકે વખાંણી છે.
ગપાષ્ટક ઉંગળતો લગારેબી ગાયાં નથી,
સાચે સાચી બીના આ નિબંધમાં સમાણી છે.
પ્રથમતા કહું છું હું હિંદના જુલમગારો,
જેઓ ગયા શૈકામાં આ હીંદને સતાતા.
સંધીને સરાઇ બાડમેરા કાઠી ખોજા ભીલ,

નારી તણી શોભા ધણી બણી ઠણી રહી હોય; (૨૪૯)
તેતો સારી નહી દિસે, ભણી ગણી નહિ હોય,

મેણાં ઠાકરડાં તણાં ધાડાં ઘણાં ધાતાતાં.
લુટફાટ કરી ઝાલી બીચારાં માણસોબાંન,
જુલમથી જેર કરી લુટી દેશ ખાતાતા.
પિંઢારાંના ઘોડેસ્વાર ફરતા દેશ મોજાર,
મરેઠા સવાર ધાડ પાડું ધણા ધાતાતા.
વળી વણજારાના તાંડાના જેમ વેશધારી,
દગો કરી મારનાર કાફલાણી આવતા.
ઉત્તર દક્ષણુ વચ્ચે હીંદનો તમામ ભાગ,
ઉપરના જુલમગારોથી ત્રાસ પામતો.
થાળી કેરા મગ જેમ પ્રજા મન ધીર નતું,
વિના વોળાવું કો પરગામ નહી જાવતો.
દીકરાની વહુ તણું આણું કરી આવતાંમાં,
બાલોડ બાઠા કે ઘોકા માર બાપ ખાવતો.

સ્થળ સંકોચે અપૂર્ણ—પૂરો ચરીત્રમાં થશે.

કવિનો નિબંધ પુરો થયા બાદ સભાજનોએ ઘણી શાબાસી અને ચોકસ આપી તેમના તર્ક અને વિચાર બુદ્ધિને ધન્યવાદ આપવા લાગ્યા. અને વાહ, વાહ, શર્માનાં શાં ભાગ્ય છે કે તેમની યોગ્યતા અને લાયકીના પ્રમાણમાં લાયકજ સસરા મળ્યા છે. કવિરાજે પોતાના આ સબંધથી ઘણો સંતોષકારક હેવાલ બેઠેલા સુજ્ઞ મંડળમાં ઉપકાર માનતાં જણાવ્યો એટલામાં કેટલાક બેઠેલા સદ્ગૃહસ્થોમાથી ફરમાશ થઇ કે તમારૂં વાજા સાથે કંઇ ગાયન ચલાવોતો આનંદમાં વૃદ્ધી થાય મેં ગૌરક્ષણુ વિષે એક ગાયન તૈયાર કીધેલું હોવાથી

(૨૩૦) દુઃસંગથી મન બુદ્ધિ તે, થયાં પ્રપંચા સક્ત;
બળ નથી માયા જીતવા, કયમ કરી થાય વિરક્ત,

---

તેની લખેલી નોટ ભાઇ વિશ્વનાથ તથા શુકલ દયાશંકરને વાંચી બોલવા માટે આપી અને નરઘાં ઉપર ભાઇ મણીલાલને બેસારી મેં હારમોનીયમ ઉપર બેસી નીચેનુ ગાયન શરૂ કીધું

**ગૌરક્ષણ ઉપદેશ રાગ હોરી ત્રીતાળ.**

અરે કોણ સુરભી ઉગારે, સનાતન ધર્મ સ્વિકારે. અરે.
ક્ષત્રી તનુજ દનુજ થયા છે, સોલજર સુરભી સંહારે
ભુસુર અસુર તનુજ ભીખારી, વામીતે શું હીત વિચારે
પશુ ત્રાહી ત્રાહી પુકારે, અરે.
જઇન અહીંસા ધર્મ ન જાણે, મોગતિ બાંધી મુગા રહે
વૈરનવ ખાન પાન વિહારી, રાસ રમે દેવ દ્વારે
નારીતે શું કષ્ટ નિવારે, અરે.
ખાખ લગાવી પડયા રહે ખાખી, વિર્લજ નાગા થયારે
સ્વામિનારાયણ લોભના સીંધુ, અર્થે પાઇના ઉધારે
શીક્ષા પત્રી હજુએના વિચારે, અરે.
દંડી સન્યાસી દંડ ધરે છે, અર્થ વેદ ન ઉચ્ચારે
ભ્રમ ભ્રમણામાં ભુલી ગયા છે, કાયર થઇ બેઠા કિનારે
ચઢે નહી ગાયની વારે, અરે.
હિંદુમાં પંથો અનેક થયા છે, કહોતે ગણી શકું કયારે
ધર્મ ગુરૂ ન વસુથી ધરાંણા, સ્વાર્થોધ સત્ય ન ધારે
પોપી પ્રપંચ પસારે, અરે.
પ્રિય બંધુ જાણી ચાનક આપું, ધર્મી નહી દુઃખ ધારે
શમા કહે ગૌરક્ષક અનુરાગી, સર્વનુ હીત વિચારે
અરે નથી દ્વેશ હમારે, અરે.

કેવો દિસે વિવેક આ, સારો શુ કે'વાય;
આશ્ચર્ય એમાં ઉપજે, રહેજેના સમજાય,

આ ગાયનથી સાંભળનારાઓને એક ચાનક આપનારી સ્વધર્મની સારી લાગણી થઇ ૧૧ નો ટાઇમ થવાથી વખત નહી હોવાથી જટાશંકરને વહેંચવા સારૂ બજારમાંથી ૨૫ શેર. પતાસાં લેઇ આવવાની ચીઠ્ઠી લખી આપી તે લઇ આવતા દરમીયાંન મુખી રવજી ભાઇના કહેવાથી એક ઇશ્વર સ્તુતિનું ગાયન ચલાવ્યું.

વંદન કરીએ પ્રભુ તુજ ચરણમાં અમે,
સુખને શાન્તી, કીધી છે પ્રભુ, આજ આ સમે. વંદન.
પ્રીતે, રીતે, નીતે, ચીતે. ગમ ધરી હામ
કીધાં સૌ કામ, દાસ સૌ નમે, વંદન.

પતાસાં આવી ગયાથી બેઠેલા મંડળને વહેંચવા સારૂ બાવા મોહનપરી તથા મણીલાલ બંન્નેને તસદી આપી બાદ પાન સોપારી વહેંચી રહ્યા પછી સભા વિસર્જન થઇ જેથી કવિ મારી પાસે પ્રાઇવેટ રૂમમાં બેસી કેટલીક વાતચીત કરી જમવા માટે ઘેર ગયા આવતી કાલે અવયોગ હોવાથી શુકલે કહ્યું પહેરાંમણી દેજ પુરત વીગેરે કરી આજ તેડી લાવોતો સારૂં જેથી તે માટેની ખબર શુકલ સાથે મોકલાવી જે તેમને માન્ય રાખતાં સ્વિકારી, અને તૈયાર થઇ આવવા કહાવ્યું સાંજના ૪ાા વાગે બાનુદેવીને તેડવા સારૂ સ્નેહી અને મીત્ર મંડળને ભેગાં કરી વાગતે વાજીંત્રે કવી મંડપે ગયા પાથરેલી જાજમમાં બધાં સત્કારથી બેઠાં સ્ત્રી મંડળે ગીતો ગાવા માંડયાં લગન ખરચમાં રૂા. ૪૦) ચાલીસ આપેલા પણ જોઇતો સામાન નહી લાવ્યાથી કવીએ પુરત બદલના રૂા. ૧૫) પંદર આપવા સભામાં જાહેર કરી કૃતાર્થપણું માન્યું પ્રથમના રૂા. ૭૫) પોણોસો દેવામાં આપવા માટે

લીધેલા તે પણ માગનારો મનસુખ આંખો ચોળી રહેશે એમ ધારી પોતાની પત્ની રામાને પચાસ રૂપીઆની વાળીઓ સોનાની કાને ઘાલવા કરાવી લાવ્યા હતા અને બાકીના લુગડાં લતાં વીગેરેના ખરચમાં ખેરાત કરી દીધા હતા. માત્ર પોષ્ટ બેંકમાં પોતાના નામ પર રૂા. ૧૦૦) સોભરાવી લાવ્યા જે આગળ આપત્તિ કાળમાં ઉપયોગમાં લેવા માટે રોકયા હતા પાા વાગે કંન્યાને બોલાવી વધુવર સન્મુખે ગહેલાગાં કંકુના થાપા દરેક ઘરના બારણે શુકલે દેવરાવ્યા બાદ વાજતે ગાજતે ગવાતે ગાણે આનંદ હર્ષે રવાના થયાં થોડીવારમાં દેવી પતિ ગૃહે આવી પહોંચ્યાં ગણપતિ પ્રાર્થના પુજા થયાં પછી ગણેશ ઉત્થાપન કીધા અને શુકલને દક્ષણા આપી જેથી તે આશિર્વચન દઈ રાજી થતા સિધાવ્યા સાયંકાળ અને દીવા બત્તિ થઇ ગયા બાદ બધાંએ જમી લીધું. રાત્રે ગાયન ગમત અને દેવીએ સ્ત્રી મંડળો સાથે વાતચીતમાં વખત પસાર કરી ૧૧ નો ટાઇમ થવાથી નીંદ્રાદેવીની સેવા બજાવવામાં સૌ આરામ લેવામાં પડયાં.

સં. ૧૯૬૨ના વૈશાક શુદ. ૧૫ ને મંગળવાર આજે મારી સ્વર્ગવાસીની સત્યપ્રેમી પવિત્ર પત્નિ આર્યબાનુ કાશીનો લગ્ન દીવસ સં. ૧૯૪૨ ની શાલમાં થયેલો, ઉપરનો માસ અને તિથીનો હતો તેને આજે મારી ત્રીજી જીંદગીની ત્રીજી પત્નિના લગ્નનો ત્રીજો દીવસ દૈવિસંયોગે અવલોકન કરવા સમય આવી મળ્યો છે આવેલાં સગા સ્નેહી અને મિત્ર મંડળે બપોરે જમ્યા બાદ જવાનો આગ્રહ કરવાથી યથાશકિત સર્વનો સત્કાર કરી જવા માટે વિદાય ગિરિ આપી બધાંના રવાના થયા પછી બાનુ સાથેનો પ્રેમિ પ્રસંગ.

વિશ્રાન્તિથી વાતચીત કરવાનો કેટલોક વખત મળ્યો. જેથી હારમો-નીયમ ઉપર તેમને બેસારી સારીગમની બેગતો બે હાથે તૈયાર કરાવી પણ થાકથી કંટાળી ગયેલ જેથી રમુજ માટે ગંજીફાના ખેલોની રમુજ ચલાવી તેમાં તેમને આનંદ અને આશ્ચર્ય થવાથી પોતાને શીખવવા માટે હઠ કરી બેઠાં કે મને ગમે તેમ કરી શીખવાડો આ ગુપ્ત ભેદોનો રહસ્ય કાંઇ એકદમ મેળવી શકાય તેમ નથી તેને શીખવામાં ને જાણવામાં તર્ક જ્ઞાન બુદ્ધી અને સમય સુચકતાની જરૂર છે બાનુશ્રીને તે બાબતમાં કવિરાજની ઉત્તમ તાલીમથી કોઇ પ્રકારની ખામી નહતી જેથી મેં કહ્યું પ્રિયા તમે અધિરાં શા માટે બનો છો મારે તમારા સિવાય કોને બતાવવાનું છે તમારાથી મેં, શું વધારે પ્રિય ગણ્યું છે, લ્યો જુઓ ? આ સાદા ગંજીફામાંથી કોઇ પણ ખેંચી લીધેલું પાનું કોઇ પણ જગોએ પાછું મેળવ્યા છતાં તેને આવી રીતે કાઢી બતાવવું તે બરાબર યાદ રાખજો બીજો પ્રયોગ કોઇ પણ અમુક ધારેલી સંખ્યા સામા માણસને કેવી રીતે કહી આપવી તેનાં આ છ નંબરનાં પાનાંના ગુપ્ત સંકેત યાદ રાખી તેનો સરવાળો કરી કહેવાથી જવાબ ચોકસ મળશે મેં તમોને પાંચ છ વખત ખાસ કરી બતાવ્યો છે વાતચીતની ગમત્તમાં સાંજ પડી જવા આવી હતો જેથી કવિના અત્રે આવવાથી તેમને લઇ હું દેવા-લયમાં ગયો સાંજે મારે ત્યાં જમવાનું હોવાથી પ્રિયા પણ અત્રે આવેલાં હતાં જમ્યા બાદ હું પ્રાઇવેટ મકાને જવા નિકળ્યો પણ અફસોસ કે તેમને કીધેલું કથન તેઓ વિસ્મૃત થતાં નિંદ્રાવશ હોવાથી ઉઠાડી શકયો નહી પણ મારા સૈભાગ્યે રાત્રે સવળ જેશંકરને

ત્યાં ગરબો હોવાથી સ્ત્રી મંડળ ચકલે ગાવા સારૂ ભેગુ થયું હતું જેના શબ્દોના અવાજ શ્રવણ થતાં તેઓ જાગી ઉઠી ગરબે ગાવા આવેલાં છે એવી ખબર મળવાથી હું ખુશ થયો અને ત્યાંથી સ્ત્રી મંડળ વેરાવાથી અત્રે આવી આરામ લીધો.

વૈશાક વદી ૧ બુધ ધાર્મીક અને વ્યવહારીક કાર્યોમાં તેઓ સુધરેલી રીતે ચોકસ પાયાપર કેળવાયેલ હોવાથી વહેમી વિચારોએ તેમના હૃદયમાં વાસ કીધેલો નહી હતો જેથી મારા વિચારો સાથે બધા તેમના દરેક મતો અનુસરતા હોવાથી મારી ધારેલી યોજના ઇચ્છિત રીતે પાર પાડવા આશા રાખવા લાગ્યો બપોર પછી તેમને લલીત છંદનું ગાયન વાજાપર તૈયાર કરાવ્યું દેવિનું જેટલું મન કામ કાજમાં હતું તેથી ચાર ગણું વધારે રમુજ રૂમત ગમત ને નકામી માથાકુટોમાં વખત રોકવાનું હતું તર્કશકિત સમય સુચકતા ને યાદદાસ્તી ઘણાં ઉત્તમ હતાં જેથી દરેક કામ તે સહેલથી હાથ બેસારી લેતાં સાંજ પડવાથી પ્રિય શર્મા સાંજે હું જરૂર આવીશ માટે મને મારી મા પાસે જવા રજા આપો મેં તેમને જવા કહ્યાંથી ત્યાં ગયાં, રાત્રે જમીને પાછો આવવા નિકળ્યો પણ તેમણે તો ઉંઘતો બોલે પણ જાગતો ન બોલે, તેમ આડાઇ કરી, મા પાસે ત્યાં રહેવાથી હું દીલગીર થઇ એકલો પાછો આવ્યો પણ મીત્ર મંડળના આવ્યાથી વાજાં સાથેની ગમ્મતમાં રાત્રીનો વખત પસાર કીધો.

## ☛ વૈશાખ વદી ૨ ગુરૂ વિલાસી રજની

**માસ્તર નારણજીનું પોષ્ટકાર્ડ નીચે પ્રમાણેનું આજે આવ્યું.**

પરમ સ્નેહી ભાઇ શર્મા તથા જટાશંકર તથા માધવરાંમ તથા

અખંડ સૌભાગ્યવંતી બાનુશ્રી અંબા વીગેરે બાલગોપાલ અમદાવાદથી માસ્તર ના ઘટીત તમારૂં પતું વાંચ્યું છે અતી આનંદ થયો છે ખુશાલીમાં છોકરાઓને છુટીને વાજીંત્ર શાળાની ભેટ• લીધી છે વિગેરે બીજુ ભાઇ હવે સજોડ પ્રેમથી પુર જોવા અતીશય આતુર છું નિર્ભય છો તાકીદે આવો ને સ્નેહી મંડળમાં ખુશાલીથી ભેટો એમ સઘળી મંડળી આતુર થઇ બેઠી છે–વિ–રૂબરૂ મળ્યા શિવાય તમારા હમારા વીરહઃ દરગીયાનના સમાચાર કે વીચારો લખવાથી શાન્ત થનાર નથી માટે તમો માત્ર સજોડ જટાશંકર સહ ટુંક મુદત માટે પણ તાકીદે આવજો વગર વિલંબે ગમે તેમ પણ તમો પોતેતો આવવા ચુકશો નહી તમારા લખવા મુજબ તમારે આવવાની મુદત પુરી થઈ છે કુલટા પુરે હાલે ઉદરને તાબે છે હવે જોઇ શરમાય છે પસ્તાય છે. તા–૯–૫–૦૬

દેવિને કાચુ કોરૂં ખાવાની બહુ આદત હતી હમેશાં તેમને માટે કાંઇને કાંઇ પણ લેવા માટે પૈસા આપવા પડતા, પ્રસંગોપાત બાળ હઠ તેમજ રમુજી હાવ ભાવથી ધારેલા વિચાર પુરા કીધા સિવાય રહેતાં નથી અને તેથી શિક્ષણ લેવા માટે ખાસ મારે ઠપકો આપવો પડતો આજે નિચેનુ ગાયન બપોર પછી હારમોનિયમ પર ભય અને પ્રિતીયુક્ત શીખવી તૈયાર કરાવ્યું પિતાજી આ કોપ તમે શો કર્યો, જોગી વેશ બાપુ શીદને ધર્યો—પુરૂં ગાયન ચરિત્રમાં, ખારેકો પતાસાં વિગેરે વધેલાં પડેલાં હોવાથી તેમાંથી મરજી માફક ખાવા સારૂ સખિમંડળમાં રમવા માટે જવાની અને પલાયન કરવાની વિનય અને પ્રેમ યુક્ત એવી પેરવી કરતાં કે મારે આખરે જવા

 આગથી વેલ વધે અતી, જળ સીંચ્યે સુકાય;
માથા સાટે ફળ મળે, મુખ વિણ તેલ ખવાય.

હા કહેવી પડતી જેથી આજે પણ કહ્યું કે વ્હાલી પ્રિયા જાઓહો પણ ગઇ કાલની માફક નાસીપાસ નહી કરાવતાં રાત્રે ત્યાંથી જમીને આવ્યા બાદ દેવિ પિતા પાસે હોવાથી તેડવા સારૂ મી. જટાશંકરને ત્યાં મોકલ્યા થોડીવારમાં તેઓ સાથે આનંદ હર્ષની રમુજી વાતો કરતાં મારી માનવંતી પ્રિયા આવી પહોચ્યાં.

તેમની મીઠી બોલી અને મધુર અવાજ હજારો મનુષ્યોમાં ઓળખી શકાય તેવો હતો આવતાંજ મારી જોડના સ્ટુલપર બેઠાં મેં કહ્યું વ્હાલી પ્રિયા, બે ચાર મિત્રો અત્યારે બે ઘડી હમેશના રિવાજ મુજબ ગાયનો ગાવા આવેલા હોવાથી તમારી મરજી હોયતો કાંઇ ગાયન સાથેની રમુજ કરીએ પણ જો તમે તમારૂં પેલું મન પસંદ રમુજી ગાયન નરધાં સાથે ગાઇ વગાડોતો બધાંને રમુજ થાય તેમને બે સાદી ગતો આવડતી હોવાથી. નરધાં સાથે નીચેનું ગાયન પોતે ગાઇ આનંદ વૃદ્ધિ કરી.

મેરા કયા મીજેકા મુરગા બીલ્લીને મારારે (૨)હાથી પેહોદા ઘોડે પરછન
સુંબાઇકી નોકરીમે પૈસા લાયા તીન (૨) મેરા કયા મીજેકા મુરગા બીલીને મારારે
કુકડુકુક બોલતા બીલીને મારારે(૨)મેરા બડી ફજરમે બોલત બીલીને મારારે
મેરા લાલ કલંગી મુરગા બીલીને મારારે (૨) મેરા વિગેરે વિગેરે વિગેરે.

---

ત્યાર બાદ મેં હારમોનીયમ પર કેટલાંક ગાયનો ગાઇ વિશ્વનાથના ગાવાથી ચલાવ્યાં રાત્રીનો અગીયારનો સમય થવા આવ્યાથી સહાયતામાં રહેજો કહી સર્વેએ રજા લીધી જેથી આ આનંદભુવનમાં અમો દંપત્તિજ રહ્યાં અહા, પ્રભુ તારી શી કુદરત મહિમા અને કૃતિ આજની ખુશનુમા રજની મારા ભવિષ્યમાં કઇ વખતે કુદરતે નિર-

માણુ કીધી હશે તેના વિચાર સાગરના અનેક તરંગોગાં હું ભ્રમણુ કરવા લાગ્યો એક વાગ્યા લગી અમોએ ઘણી પ્રકારની બાલ્યાવસ્થાથી આજ પર્યંતનો અરસ પરસ પ્રેમ પ્રિતીના વાર્તાનંદ સાથે મોજ વિલાસ કરતાં જાગૃત અને છેવટે સ્વપ્નાવસ્થામાં નિંદ્રાદેવિએ પોતાના સ્વાધિન કીધાં.

વૈશાખ વદી ૩ ને શુક્ર આજે અગો બપોરે અત્રે જમ્યાં ગરમી હોવાથી કેટલોક ટાઇમ આરાગ લેવા દેવિએ પોતે દ્વાર બંધકરી આવી મારી પાસે આવી બેઠાં અને કહેવા લાગ્યાં કે વ્હાલા શમાં તમો આટલા બધા કામથી કંટાળતા નથી બે ઘડી આરામ લ્યો વધુ પરિશ્રમ નહી કરો કાંમતો હમેશાં આપણેજ કરવાનું છે હવેતો હું તમારી મદદગાર થઇજ ચુકીછું ને, લ્યો હું આપણા માટે આ ટીનના કપમાં સાકર લીંબુનું સરબત બનાવુંછું જે સાંજના ઉપયોગમાં લઇશું કેટલીક પ્રકારની વાતા વિનોદ કરતાં આરામમાં પડયાં થોડી વારે મારી આંખ ઉઘડી ગઈ ઘડીયાળમાં જોતાં સાડા ત્રણનો ટાઇમ થઇ જવાથી પેલું સરબત ગળી કાઢી બાનુંને કહ્યું પ્રિય કાંન્તા ઉઠો આપણુને બહુ વખ્ત થઇ ગયો છે લ્યો આ ચોખા પાણીથી મોઢું સ્વચ્છ કરો અને સાવધ થાઓ અમો બંન્નેએ સરબતનો કપ પુરો કરતાં કહ્યું ચાલો હવે તમોને નવું ગાયન બતાવવા સારૂ વાજા ઉપર જઇએ તમો કયું ગાયન પસંદ કરો છો જેથી તેમને નોટ બુકમાંથી જોતાં નીચેનું ગાયન શીખવા ઉમંગથી કહ્યું.

ત્રીતાળી ચોપાઇ–" સ્વામીનાથ મારા શીરતાજ " ( પુરૂં ગાયન ચરીત્રમાં ) ગાયન સારી રીતે હાથે બેસાર્યાં પછી મેં કહ્યું પ્રિયા

તમે બંને હાથે તેને વગાડતાં સારી રીતે તૈયાર કરો તથા પાછલીગતો વગાડજો હું તમારા પિતા પાસે ગ્નાતી સબંધી કામની વ્યવસ્થા માટે કેટલીક બીનાનો વિચાર જાણવા જાઉંછું એમ કહી ૪ા કવિને ત્યાં ગયો અને પુછ્યું કે અહીંના લોકોને તમારા કુજાવાડાની ચોકસ પીછાન અને માહીતી આપ્યા વિના તેમનાથી જુદા રહેવું પડશે તેઓ કહેછે કે અહીંના બે માણસો તમારી સાથે ત્યાં આવવા તૈયાર છે તમો કહો તેમ કરીએ જ્યાં લગી તમારી તરફનો નિશ્ચય અહીઆં નહી કરી આપી શકાય ત્યાં લગી ગ્નાતી સબંધ બંધ રાખવો પડશે સાસુજીએ કહ્યું કે ત્યાં જવાને તેમ મારા પિયર બુરાલમાં જવાને કંઇ હરકત નથી પરંતુ હાલ ત્યાં ઉધાડા પડી જવામાં હરકત છે કારણ કે ગયા વૈશાક માસમાં મારો મરનાર છોકરો મણીગો કે જે વીસ બાવીસ વરસનો હતો અને રંગાટી મીલના કારખાનામાં બાર ચૌદ રૂપીઆની નોકરી કરતો હતો તેનું લગ્ન કરવાનું સાટું આ છોડીના સાટે કીધેલું હતું; સામાવાળા પાસેથી અમોએ રૂપીઆ–દોઢસો બસો લીધા છે છોકરો મરવાથી કન્યા લેવાનો હક તુટી ગયો છે અને તેથી જો હાલ આપણે ત્યાં જઇએ અને જાણેતો નાહક આપણને ઉપાધી અને અડચણમાં નાખે માટે જવું હોય તો ગુપ્ત પણે તપાસ કરી આવવાને અનુકુળ વખતે જઇશું અમે એમ વાતો કરતાં હતાં તેટલામાં દેવિ પણ અહી આવ્યાં કવિરાજે કહ્યું કે હાલ બધી ખટપટ એમને એમ ચાલવાદો અમદાવાદ જઇ આવી કાંમકાજ પરવાર્યા પછી એમ હશે તો નિશ્ચે કરાવી આપીશું હાલમાં વધુ તપાસ માટે આ છોડીના લગ્ન કીધા બાબતનો ઠરાવ હમારી ચોપડીમાં થયેલો અમદાવાદમાં

પડેલો છે તે જોવો હોયતો મંગાવી લઇએ મેં કહ્યું ઠીક ત્યારે અત્યારે આપણે અલગ રહી જેમ સબંધ ચલાવીએ છીએ તેમ ચાલવાદ્યો કામકાજથી ફારેગ થયા પછી તે બાબતની તપાસથી બધાંને ખાતરી કરાવી આપી અહીંની નાત કરીશું.

રાત્રે જગીને પ્રિયા સાથે અમારા વિલાસ ભુવનવાળા મકાને આવ્યાં અમારૂં બેસવા ઉઠવાનું તથા ઓફીસ કામ કરવાનું તથા ગી. જટાશંકરને ખાસ ઇલાયદુ ખાવા પીવાનું સોંપેલું હોવાથી દીવાબત્તિની તેગજ બીજી વ્યવસ્થા તેમણે કીધી હતી અન્ય મનુષ્યોની માથાકુટોમાં વખત નહી રોકતાં અમોએ પ્રાઇવેટ પ્રસંગ પ્રિયમાની પ્રિયાને ગુપ્ત સંકેતમાં કહ્યું ચબાચર ચણુ ચગંચધ ચકચરો જેથી તે પ્રમાણે તેમણે કીધું આવી બે ત્રણ જાતની બોલી ઘણી સારી ઝડપથી બોલી તેમ સમજી શકતાં હતાં કારણ પિતાને ત્યાં તેની વધુ વપરાસ હતી મારી પાસે પલંગપર આવી બેઠા પછી મેં કહ્યું સુગ્ર પ્રિયા અહો તમારૂં નસીબ ક્યાં ક્યાં જવા નિર્માણ થવા પામ્યું છે. તમો ડુંગરાના પહાડી પ્રદેશના મૂર્ખ જંગલીઓ સાથે તમારો ભવ કેવી રીતે ગુજારી શકત તે ઉપર મને બહુ વિચાર થાય છે શમા દૈવની ગતિ બળવાન છે બનવાનુ હોય તેજ બને છે મારા કરતાં મારી મોટી બેન પાર્વતી છે તે દેખાવમાં રૂપાળી છે પણ તે અભણ છે પણ મારા પિતાએ વતન છોડતાં પહેલાં તેને ડીસાથી થોડે દૂરના ગામડાગાં પરણાવી છે થોડા વરસપર હું તેને ત્યાં મારી મા સાથે ગઇ હતી. ત્યાંની જમીન અને માંણુસોની બોલી આપણુને કંટાળો ઉપજાવે તેવી છે ખાવું પીવું અને રહેવું પણ ત્યાં બહુ દુઃખ અને આપત્તિ રૂપ છે મારા ભાઈ જોડે

( ૨૪૦ ) જુએ રાત્રીમાં જ્યોતીને, ઉદયવિશે અંધકાર;
તેજ મનુષ્યો પામીયાં, પુર્ણ પ્રેમનો પ્યાર,

---

જ્યારે અમોને મા બાપ લઇ પાંચ છ વરસથી આ તરફ ઉતરી આવ્યાં ત્યારેજ તમારા હાથમાં આવવા પામીને ! વ્હાલી માહારા હાથમાં આવતાં પહેલાં જે મુંગાઇગાલો ઘાટ તમોને અનુકુળ થયો હોતતો રબર ટાયર દોડાવવાને અને મન માનતી મોજશોખ ભોગવવાને ભવિષ્યમાં ભાગ્યવાંન બનત પરંતુ અફસોસ કે તમારા માટે બેહદ ખરચ ખટપટ અને પરિશ્રમ લેવાયા છતાં તમારા પિતાના સાહસથી નિષ્ફળ થવા પામ્યો છે કારણ નાત જાત સગાં સબંધ અને વ્યવહાર બંધ નથી વિરક્ત થઇ તમારો કોમળ કર પકડવાને કોઇ કરોડ પતિ પણ ભાગ્યેજ જીંદગી જોખમમાં નાખવા તૈયાર થાત આપનો આ શર્મા સાથે પુર્વનો કંઇક સંસ્કાર અધુરો હશે તેથીજ તમો મને મારી શોધમાં અકસ્માત પ્રાપ્ત થયાં. મારી મરજી અનુકુળ તમારી પ્રકૃતી અને રગત ગમત એકજ હોવાથી મારી ગુજરેલી બંને જીંદગી અત્યારે તદન ભુલી જઇ એક નવીન જીંદગીનો લ્હાવો લેવા આપણે ભાગ્યવાંન બન્યાં છીએ પ્રાણપ્રિયા તમારા માટે મેં મારી જીંદગી અને જીવનનો ભોગ આપી હજારો અપવાદો સહન કરી તમારી સેવા બજાવી છે તમો જ્યાં લગી મારી સત્યપ્રેમે અને પવિત્રપણે આ પૃથ્વીપર પ્રિયા છો ત્યાં લગી તમારા આધીન રહી દેવિ સમાન સનમાનથી વિશ્વ વિખ્યાત કરવાને યત્નવાન અને ઉમંગી છું મારો પરિશ્રમ તમે જાણો છો મારી મનો વાંચ્છનાંઓ જો તમે વફાદારીથી એક પતિવ્રત ધર્મથી પુરી પાડશો તો હું જીવન પર્યંત તમારાથી જુદો નથી તમારા પુરા વિશ્વાસથીજ મેં મારૂં મસ્તક તમારા સ્વાધિન કીધું છે તમે મારી જીવનની દોરીછો હૃદયના ચક્ષુછો અને મસ્તકના એક મણી રૂપે

મારા અંતરમાં વાસ કરી રહ્યાં છો તમારા પ્રેમ પાસથીજ હું બંધાયેલછું આ જગતમાં સર્વત્ર તમારોજ પ્રેમ અને પ્રિતી નિહાળું છું તમારા આશ્રયથીજ હું હજારો સ્થળે સહી સલામત વિચરી શકીશ મહાન કઠીણ કાર્ય પણ પળવારમાં પુર્ણ કરી શકીશ એ નિશ્ચય માનજો તમારી જુદાઇથી હું ઝુરી મરીશ રખડતો અને ભટકતો થઇશ. માટે પ્રેમવેલી રસીક બાળા આ તમારા વ્હાલા પ્રિયતમ શરમાને કદી પણ દગો દઈ વિસરશો નહી અત્યારે જેવાં શુદ્ધ પ્રેમીછો તેવાંજ સદા એકજ રંગમાં મારા પ્રત્યે નભાવજો આપણા બંનેનો જ્યાં લગી સત્ય પ્રેમ હશે ત્યાં લગી કોઇ પણ આ વિશ્વમાં આપણા ઉદય પામતા ભવિષ્યને અટકાવવા શક્તિવાંન નથી. મારા સ્નેહી સાથી તમને નિંદ્રાદેવી સતાવે છે માટે આરામ લ્યો ? ગઇ રજની કરતાં આજનો આનંદ અધીક વૃદ્ધિ પામતો જોઇ પ્રભુનો ઉપકાર માન્યો.

વૈશાક વદી ૪ ને શની મને હમેશાં પરોઢીએ પાંચે જાગવાની પ્રેકટીસ હતી જેથી દેવિને નિંદ્રાધીન મુકી ઉપવસ્ત્ર ઓરાઢી ખાલી દ્વાર બંધ કરી દીશા જંગલ જઇઆવી દેવાલયમાં દાતણપાણી કરી ૭।। વાગે ઘેર આવ્યો પણ તે રાત્રીના પરિશ્રમથી જાગેલાંજ નહી હતાં તેથી મારા ટપાલ કામકાજપર લખવા બેઠો તેમને મોરનીંગ ટાઇમમાં નાસ્તો કરવાની હમેશની હેબીટ હોવાથી આજે તેમનાં માતુશ્રી ગરમ ચાહાનો લોટો ભરી પુરીઓ સાથે અહીં આવ્યાં તેમણે પુત્રીને જગાડી દાતણપાણી કરવા આપી ઘેર ગયાં ઠંડે પાણીએ ચોકમાં સ્નાન કરી શુદ્ધ થઇ ચહા પુરી ખાવા માટે મને બોલાવ્યો હું તેમની પાસે ગયો મને બેસારી કહે કે મારી બેગા

બેસો તોજ હું ખાઇશ તેમની હઠ મારી જાણીતી હતી માટે ના કહેવાય તો, તેમની ઉદાસી વધતી માટે કહ્યું વ્હાલી લ્યો હું માત્ર ચાહા પીશ તમે ખાઇલ્યો. મને ક્હેવા લાગ્યાં કે વાહા! વ્હાલા? એમતે થાયકે? હું તમને ખવરાવું ને તમે મને ખવરાવો આપણે હવે બંનેના પ્રસંગમાં એમજ રાખીશું કેમ? તેથી તમોને સારૂ લાગશે કે નહી. વાહા! વ્હાલી પ્રિયા. એવી રૂઢીતો મને હમેશાં પસંદજ છે એવું સદ્‌ભાગ્ય ક્યાંથી કે પ્રેમી દંમપતિ હમેશાં પ્રિતીથી ભેગું ભોજન કરે એતો ખરા સંપની એક નિશાની છે.

પ્રિયા તમને યાદતો હશે કે તે દીવસે પ્રથમ મુલાકાતમાં મેં કહેલું કે જ્યારે આપણે લગનના પવીત્ર સ્નેહ ગાંઠથી બંધાઇશું ત્યારેજ સ્વતંત્ર પણે આપણે સંસારીક સુખનો લ્હાવો મનમાનતો લઇ શકીશું તે પ્રભુએ આજે આપણી ઇચ્છાઓ પુરી કીધી પણ તમે હવે હારમોનિયમના શિક્ષણમાં વધુ ખંત અને યત્ન લ્યોતો ઠીક કારણ તમારે તેનું જ્ઞાન અવસ્ય મેળવ્યા સિવાય છુટકો નથી. ચાલો તમને અત્યારે એક સારૂ ગાયન શીખવાડું નોટબુકમાંથી નિચેનું ગાયન ચલાવ્યું.—આશાગોડી. સ્વામીની રક્ષા કરજે—" વધુ-ચરિત્રમાં " આ ચાવીઓ કઠણ પડવાથી કંટાળી, ઉંચે જોયું? નસીબે ઓરડામાં વાજાની પેટી ઉપરજ મોભારે એક મોટો માંખીઓનો (મધપુડો) બેઠેલો હતો. હમેશ તેને પાડવાને ખાવા માટે મને માથાકુટ કરાવતાં આજેતો મારે વેલું મધ પાડી ખાવું છે. ગમે તેમ કરીને તેને હું પાડીશ ત્યારે શીખશ, પ્રિયા તમે સમજુ થઇ આવી શું ગાંડાઇ કરોછો એ પંદર સોળ હાથ ઉંચુ છે તેને તમે લાંબી વળીથી જો ઉડાડશો

તો આપણુને અહીં બેસવું ભારે થઇ પડશે, શરગા, તમે જાણોછો ? એ મને કરડશે નહી ગમે તેવો વીંછી કરડે છે તોપણુ તે મરી જાય છે તમે કહોતો હું હાથે વતી એક બાજુ માંખીઓ કરી મધ કાઢી લઉં પણુ ત્યાં પોંચી શકું તેમ નથી, વ્હાલી તમોને તો કદાપી તે ન કરડે પણુ કદાપી ઉડે તો મારે કયાં જવું ? તમે તેમ થાય તો આ પલંગ પરનું ગોદડું ઓઢીને અંદર પેસીજજો, વલ્લભા, તમારે જો મધ ખાવું હશે તો આજે વાઘરીને જંગલમાંથી લાવવા કહીશ તે ગમે ત્યાંથી લઇ આવશે. આપણે તેમનું ઘર શા માટે ભાગવું જોઇએ ? આપણા પ્રેમ વચ્ચે જો કોઇ કમજાત વિરોધ અને વિ-યોગ કરાવે તો તમારો તેમ મારો જીવ કેટલોક દુઃખી થાય; તો તેમને પણ તેમજ થાય. માટે ભલે આપણે જેમ આ ભુવનમાં આનંદ સુખ ભોગવીએ છીએ તેમ આપણા આશ્રમમાં રહેલી તે પણ ભલેને મધુસંચય કરે હું પણુ આપનો એક મધુકરજ છું ને તમારી પ્રિતીરસનું પાન કરતાં આનંદ પામુછું. ચાલો હવે વખ્ત જાય છે કૃપા સાથે સંગીત રસનું પાન કરો જે તમોને તે રસ આગળ મ-ધથી પણુ વધુ મીષ્ટ થશે—મીન અપરાધે સોલંકી ચઢયો છે. વિગેરે ગાયન પુરૂં બેસાડી ૯ા થઇ ગયાથી તેમણે જવા માંડયું અને કહ્યું કે મને ઘી કાઢી આપો સુખડી કરાવવી છે તેથી ડબામાંથી દોઢ શેર ઘી કાઢી આપ્યું તે લઇ માતા પાસે જઇ સુખડી બનાવરાવી લાવ્યાં તેમના આવ્યાથી અમે અહીયાં જમવા બેઠાં તેવામાં મારા બનેવી મળવા સારૂ ગાંમ વસાઇથી વ્યાસ નથુરાંમ આવેલા તેમની પાસે જમીને વાતચીત માટે બેઠો, આવેલ મેગાન તેમના નણુદોઇ થતા

હોવાથી લાજ કાઢી ફરવા માંડયું અને ચાંલ્લા તરીકે રૂ. ૨) બે આપ્યા પણ મારાથી નહી રખાય તેવા હોવાથી ડબલ કરી રૂ. ૪) ચાર પાછા આપ્યા એક વાગતાના અરસામાં તેઓએ કુશળતાના સમાચાર લખવાનું કહી રજા માગી જેથી અમોએ ગરમીનો ટાઇમ આરામ લેવામાં રોકયો. સાંજના કવિ અત્રે આવ્યા જેથી દેવિએ તેમના શિખેલાં ગાયન પિતાને ત્રણચાર વગાડી સંભળાવ્યાં-જેથી રાજી થયા અમો બંને માતાના મંદીરમાં ગયા અને આરતીનો વખત ત્યાં પુરો કરી ઘેર આવ્યા આજે મારા પડોશમાં આવતી કાલનું લગ્ન હોવાથી માંડવો નાંખવાની ધાંમધુમમાં સ્રીમંડળના ગવાતાં ગીતોમાં તેમને પણ ઉમંગથી ભાગ લીધો કારણ કે પરણનાર બાળીકા તેમની સખિ અને બેનપણી બનેલી હતી. હંમેશના રીવાજ મુજબ આજે પણ અમો બંન્નેએ ત્યાંથી જમીને અત્રે આવી આનંદ વિલાસ અને પ્રેમ ચર્ચાગાં રાત્રીનો વખ્ત પસાર કાધો.

વૈશાખ વદી ૫ ને રવી આજે રાવળ ભાઇશંકરને ત્યાં તેમની પુત્રી બાઇ જડીનો લગ્ન દીવસ હોવાથી પેથાપુરથી જાન આવનાર આજનો આખો દીન ફરવા હરવાને રમત ગમતગાં તેમની પાડોશના સખિના આનંદજનક કામમાં ગાવાગાં ભાગ લેતાં પોહોચેલા પરિશ્રમથી રાત્રે તાવ અને માથું ચડી આવવાથી બાનુ દેવીએ ત્યાં માતા પાસે નિંદ્રાસનનો આરામ લીધો.

વૈશાખ વદી ૬ ને શોમ આજે સવારે કવિના મુકામે કેનીબીસ (ગાંજો) તેમને હમેશાં પાંચ સાત વખત બનાવી એકલાજ પીતા હોવાથી બનતા સુધી કોઇને પણ પાસે બેસારવાગાં ભાગ લેતા નહી

જેથી મેં મળતા થવા માટે કંઇક ભાગ તેમાં લીધો બાદ અમો બધાંએ ચહા પી સુખડીપુરીનો નાસ્તો કીધો ધર્મ વ્હેવાર અને ન્યાયનિતી સંબંધી વિષયો ઉપર ઘણી પ્રકારની વાતો કીધી (વધુવિસ્તાર ચરીત્રમાં) ચોરી લગ્નની ક્રિયા વખતે ગાવાને સારૂ દેવિ ત્યાં ગયાં, અમોને ત્યાંથી જમવા માટે સત્કાર સાથે આમંત્રણ હતું. કવિ આત્મનિવેદી તેમ પતિ આધારેજ તેમનું જીવન હોવાથી તે વગર જળવગર મચ્છની, ચંદ્રવિના ચકોરની, અને કમળવગર ભ્રમરની જેવી ગતિ થાય છે તેવી થઇ પડતી કારણ તેમના અંતર હૃદયના વિચારો અને ધ્રચ્છીત કાંમકાજના આધારો સાથે સંપુર્ણ હાથપગ તેમને પતિજ હતી મારા આટલા વખતના સંબંધમાં તે બંન્નેનો સહવાસ સબંધ અને ઐકયતા (ફ્રીમેશન) ગુપ્તસભાને અનુસરતો હોવાથી હું પણ ભાગ્યે જાણી શકતો કંઇક હાલ બાનુના બોલવા ઉપરજ મારી સત્ય પ્રેમી અર્ધાંગના હોવાથી **પ્રસંગાનુંસાર** મેળવી શકતો સાંજરે દેવિ સાથે હું અમારા ભુવને આવ્યો અમારે જમવા માટે ઘેર મંગાવરાવેલું હોવાથી અમો દંમપત્તિએ પ્રથમના નિયમાનુસાર જમી લઇ આનંદ વિલાસના વાર્તાનંદમાં રમણીયરજની પસાર કીધી—

---

વૈશાખવદી ૭ ને ક્ષયથી ૮ ને મંગળ. તા. ૧૫–મે–૦૬ મુ. વડરગા.

## બાનુની બેવકુફી અને જનકનો જુસ્સો.

ડાંગરવા પોષ્ટ માસ્તર પાસે કામ હોવાથી મી. જટાશંકરને ત્યાં મોકલ્યા પ્રિયા સાથે ચાહાનો નાસ્તો કીધા બાદ હારમોનીયમની ગતો વગાડવી મારે કવિ સાથે પેથાપુરની આવેલી જાનના ઉતારે

(૨૪૬) ગુણી ગુણ તજે નહી, પાપી તજે ન પાપ;
બળતાં પણ ચંદન કદિ, તજે ન આપ સુવાસ.

---

ગાંમમંડળ કસુંબો પીવા સારૂ ભેગુ થનાર તેથી ત્યાં કવિની પાલણપુર ડીસા તરફની પીછાન મળી આવે જોગ ધારી અમો બંને ત્યાં જવા વિચાર કીધો જેથી બાનુને કહ્યું કે પ્રિયા બપોર માટે શું રંધાવીશું તેમના વિચારથી નિશ્ચય કરી શાક કંસાર ડાહીને કરવા માટે કહી બંને જણુને વાતો કરતાં મુકી કવિને ત્યાં જઇ તેમને લઇ સમાજ મંડળમાં ગયા અને આવકાર સાથે અંદર બેઠા કસુંબાપાણી પુરા થઇ રહ્યા બાદ કાવ્ય અને નિતીશાસ્ત્રના શ્લોકો આવેલા મેમાનોમાંથી જોસી પુરાણી વિગેરે બોલવા તથા તેના ગુજરાતી અર્થો કરી શ્રોતામંડળને સમજાવવા લાગ્યા. એવામાં એક જોશીએ જણાવ્યું કે આજકાલ જેટલું પંડીતોનું માન અને સત્કાર છે તેટલો કવિઓનો નથી કારણ તેઓ ગમે તેવા અસલી આધારોથી ઉટપટાંગ જોડી કાઢે છે જેથી આ અમારા કવિરાજનો જુસ્સો ઉભરાયો અને પંચતંત્ર (પંચોપાખ્યાન) કે જેમાં વિષ્ણુ શર્મા પંડીતે રાજનિતીથી મુર્ખ રાજપુત્રોને શિક્ષણ આપતાં "ડાહ્યો શત્રુ સારો પણ મુર્ખ મિત્ર કામનો નહી" એ વિષે આવેલી વાંનરની વાત ઉપરથી શીઘ્ર કવિએ રચી કાઢેલો. માધુકૃત મનહર છંદ બોલવો શરૂ કર્યો.

---

## ચતુરના શણગારનો નંબર ૨ જો.

કોઇ એક સમયમાં, શ્રેષ્ટ કવિ કાળીદાસ, અંતઃકરણમાં' ઉમેદ એવી આવીકે;
આજની રાતેતો,જરા ગમતને મોજ માટે, પવનપાવડી પેરી,પ્રદક્ષીણા કરીએ.
પોહોર રાતને સમે, પવન પાવડી પેરી, પવનને વેગે, પંથ આગે પરવરીઆ;
આસરે આધી રાતને સુમારે જ્યાં કાસી આવ્યા, સર્વેનગરીભરી નિંદમાં સુતી છે,

આપ તણા ઉદરમાં, જરાક ક્ષુધા લાગી, પાસે નહી કાંઇ અન્ન પૈસો તેણી પલે તો;
પણ તોય કાંકતો ઉપાય કરૂં એમ ધારી, અન્નને માટેતો ચોરી કરવાની છુટીછે.
પણ કાઇ ગરીબનું ચોરવું લાયકનહી, રાજાના ખજાનામાંથી લાવું જરા ચોરીતો;
એમ કરીને વિચાર રાજાના મેહેલે આયા, રાયના ભુવન મહી રાજા રાણી સુતાંતાં
સુંદર વદન બેઉ શાલ ઓઢી અંગપર, શયન રક્ષક એક વાંનરને રાખીઓ;
હાથ માહી દુધારીવું ખડગ ધરેલું હતું, પલંગની આસપાસ ચોકીદાર પેખીઓ.
ઉભા રહી કવીરાજે પ્રકાશથી ન્યાળી જોયું, મુરખ વાનર પશુ હોવાથી અજ્ઞાનીછે;
એવી વાત જાણીકે પલંગપર પાટડામાં, અધવચ અધરમાં નાગ લટકાતોતો;
પ્રકાશ હોવાથી સાપ તણો પડછાયો પડે, તેનુ પ્રતિબીંબ રાજા રાણીપર પડે છે.
ધારીયું વાંનરે ત્યારે સાપ રાજા પર ફરે, હાથમાંનું દુધારીયું ખડગ ઉપાડીઉં;
પંડીતે વિચાર કર્યો આતો પાપ મુને થશે, કારણ કે આતો પશુ નિરબુધ પ્રાણીછે.
કરૂં છું જો વારતો પ્રહાર રાજા પર કરે, અરર આ રાજાતો લાખોનો પ્રતિપાલ છે;
વાંનર પછાડી આવી ખડગ છીનાવી લીધું, તેજ તરવારે તેનું શીર છેદ કરીયું.
તરવાર અણીવતી સાપને બી વીંધી પાડયો, કરી કકડાને તેના ઢાલ તળે ઢાંકીઆ;
વિદાય થતાંની વેળા પલંગ ચાદર પર, વાંનરના રક્તથી શ્લોક અર્ધ લખીયો
વિવેકી માણસ કદી શત્રુ હોયતો બીસારો, પણ મુર્ખ મિત્ર કદી નહી સારા કામનો;
આટલોશ્લોકલખીપોતાનાઆશ્રમેઆવ્યા, થોડીવાર પછીરાજા ઉંઘમાંથી જાગીઓ.
વાંનરનો શીર છેદ નજરે નિહાળી જોઇ, વિચીત્ર તરંગ ઉઠયો કપી કોણે મારીઓ;
રાણીને જગાડી ઉઠી જોવા સારૂ લાગ્યા ત્યારે, રાજાની નજરપડી પલંગની છે ચાદરે
સુંદર અક્ષરથી લખેલ દીવ્ય લેખ દેખી, રાજાએ શ્લોકજોઇ મનમાં વિચારયું;
વાંનર મારનાર તેજ શ્લોક લખાનાર છેજ, માટે કરૂં કચેરી તમામ તેડું પડિંતો.
મારાસારા વિશ્વાસુ વાંનરને મારી નાંખ્યો, અને એબતો અમારી બધી જાણીતો;
તરત હુકમ કર્યો પંડીતો હાજર થવા, તરત બધાએ કાશી પંડીત પધારીઆ.
હુકમ સાદર કર્યો કપી મારનાર કોણ, ચાદર પર અક્ષર લખનાર કોણ છે;
મારો ચોર બતલાવો શ્લોક પુરણ કરો, નહીતો અત્યારથી તમારી રોજી બંધ છે.

**पंडितोपिवरं शत्रु नमुर्खो हितकारका;**
**वानरेणं हतो राजा विप्र चौरण रक्षते.**

---

પંડીતે શ્લોક વાંચી શાસ્ત્રનું મન ન કર્યું, પણ આ ગુપ્ત વાત કોઈ નહી પામીઆ;
બધાંએ પંડીત મળી રાજાને ઉત્તર દીધો, વ્યાસજી તમારા ભારી વર્ષાસન ખાય છે.
તેમને હુકમ કરો આપ ચોર સોધી આણે, વ્યાસજી આગળ બુદ્ધિ અમારી નાદાન છે;
પુરોહીત પંડીતને રાજાએ હુકમ કર્યો, સાંભળીએ ગુરૂદેવ પુરોહીત રાયજી.
ત્રણ દીનની અંદર તાકીદે તપાસ કરી, વાંનરનો મારનાર નહી જો વતાડશો;
બધાંએ તમારાં બાળબચ્ચાંને બાયડી શીખે, પીલાવી ઘાણીમાં તમ માણસ તેલ પાડશાં.
જાઓ બધા પોતપોતા ઘેર તો તમામ બીજા, પુરોહીત મહારાજ તમે બી પધારીએ;
ચોથા દીવસના પ્રભાતમાં તમારી તો વાતો, તસ્કર મારાને જો ન તમે શોધી કાઢીઓ.
જરૂર જાણજો તમ ઘરનું આવી તો બન્યુ, સઘળું કુટુંબ તમ શુળીએ ચઢાવશાં;
ત્રણ દીવસથી તમે ખાઇ ખાઇ પોઢું કર્યું, જાઓ ચોથે દીન મારો જવાબ તો આપજો.
કચેરી બરકાસ થઇ બધાં જણ ઘેર ગયાં, વ્યાસજીના પેટમાં તો ભારી ફાળ પડી તો
એક બી દીવસ ગયો બીજો બી દીવસ થયો, જોતાં જોતાં તીસરો બી દીવસ આથમીઓ.
નિરાશ થયા વ્યાસજી જવાબ કાંઇ જડયો નહીં, જાણીયું જરૂર જે પ્રભાતે આવી બનીયું;
કરો પલાયન હવે પરીવાર ખાડે પડયો, મુઢું લઈ એકલા જ નાસવામાં માલ છે.

આ પૂર્ણ વધુ બિના સ્થળ સંકોચે ચરિત્રમાં પૂર્ણ થશે.

---

એવી રીતે આ મારા સુવર્ણમય સુખી અને રમુજી દિવસો મોજમજાહ સહીત આનંદ વિલાસમાં પ્રિયા પ્રસંગથી ગુજરવા લાગ્યા; અખંડ અવિનાશી પરમ કૃપાળુ પરમાત્માની પ્રતિજ્ઞા લઇ સુજ્ઞ વાંચકોની સામે વિદીત કરૂંછું કે અદ્યાપી લગી જે કંઇ મારાથી લખાયું–બોલાયું અને કહેવાયું છે તે અક્ષરે અક્ષર સત્ય છે. મતલબ કે–કોઇ પણ પ્રકારનું ઉટપટાંગ યા કલ્પિત બીના લેશ પણ લીખી નથી તેમ લખશ પણ નહી એવી ખાત્રીઆપી આ ચાલતા રહસ્ય

ભેદક રહસ્યને અત્રે સ્થળ સંકોચે બંધ કરૂ છું.

**લી૦ સ્વદેશ હિતાર્થે બે શરમા બની ભજવી બતાવનાર.**

## ☞ચરીત્રનુ ચતુરંગી પોગ્રામ.

કૃપા કરી બહાર પાડેલાં હેન્ડબીલોપરથી વાંચી વાકેફ થશો !

મનસુખ પાસેથી મને કેટલાક જાણવા લાયક મળેલા મુદ્દાઓ વઇસાખ વદી ૧૦ બાનુ દેવીનો તેની મા સાથેનો ફોટો લઇ તેમને પાંચ રૂપીયા ખુશીથી આપ્યા. એક સ્ટેમ્પ દસ્તાવેજ કે જેમાં કરી માધુએ ૧૯૬૧ના ભાદરવા વદી ૧૨ ની મીતીએ લખી આપેલો— અમદાવાદ ડોસીવાડાની પોળના શા મોતીલાલ નગીનદાસ સરાફને— પોતાની પુત્રી અંબાને પરણાવવા માટેની સંપૂર્ણ સત્તા આપી છે વીગેરે તથા એક ચીઠી—કે જેમાં પોતાનુ અસલ વતન નામ ઠામ ઠેકાણુ સગપણુ સબંધ વીગેરેની માહીતી તથા નીચે પોતાની સહી છે.—

## એક શ્રીમંત શેઠીયાને પુત્રી પરણાવવા કવીએ ચડાવેલુ પાણી,

**મેરબાન મુરબ્બી સાહેબ.—**

વીશેષ વીનંતી કે દતાત્રેયના ૨૪ ગુરૂ પ્રમાણે—અમોએ પણ ખ્રીસ્તી ધર્મ અંગીકાર કરો છે. તે વાત સાચી પરંતુ વીનવુંછુ કે અમોએ હજુ સુધી તે લોકોમાં બીલકુલ લેવડ દેવડ તેમ ખાવા પીવા વેવાર રાખેલ નથી અને અમો વેવાર કરવા માગતા પણ નથી. તમો બેલાશક ખુશીથી યોગ્ય વર શોધશો, અહીં ફોટો મોકલ્યો તે જોયો છે, તે લાયક દેખાય છે, અમોએ પ્રથમતાથી વિચાર કરી

(૨૫૭) સૌથી ભુંડી મલીનતા, તેથી ભુંડી જુઠ;
ભુંડું પુત્રીપર યાચવું, ધીક જનેતા કુખ.

આપને આ બાબત સુંપરત કરી છે, ધર્મ આત્માને વાસ્તે છે, જગતમાં તેને કંઈ સબંધ નથી. મુળબીજ ક્ષેત્ર વીગેરે જોવાનું છે તો તે વિશે સંપૂર્ણ ખાત્રી કરી આપીશ વાસ્તે વાત પડતી મુકશો નહીં તમો જે પ્રમાણે અમને વર્તાવશો, તે પ્રમાણે વરતી, મુંબાઇ સુધી આવી સર્વને સુજશ મળે એવી રીતે વર્તીશું આપણું કામ પાર પડયા પછી તમારૂ નામ બીલકુલ જગતમાં પ્રસીદ્ધ થવા દઇશું નહિ.

શા વાસ્તે હીંમત હારોછો, સારૂ કરવામાં કંઇ પણ અચકાવું નહીં. પરમેશ્વર સરવેની લાજ રાખશે હું કોઇનો તાબેદાર, લાચાર કે દેવાદાર નથી તે નકી જાણવું એજ. જો તમે ત્રણે જણાંનો ફોટો માંગશો તો પણ આપીશું અથવા અંબાનોજ માગશો તો પણ આપીશું. **દસકત–ખુદ્દ કવી માધુરામ જોશીના છે.** એવી રીતે આજ લગીના મારા નેક સબંધના સહવાસમાં અનેક કાગળ પત્રો ચીઠી પત્રીઓ અને વાતો ચીતોના હાસ્યજનક વિનોદ? ન્યાય નીતિ નેકી વફાદારી અને યોગ્ય અયોગ્યતાના ગુણ અવગુણોનો ભંડાર થવા પામ્યો છે. જે દરેક જણને અવસ્ય વાંચવા અને મનન કરવા યોગ્ય છે એક અનાથ ઉંદર કોના આધારથી કેવો કૃતધ્ન કાળ બની તેના આશ્રયદાતાનેજ ભક્ષણ કરવા પોતાની પ્રપંચી જાળ પથરાવે છે. તે આ છેલ્લા આવી પહોચેલા બે પત્રોપરથી ચતુર જનોને ખ્યાલ કરવા તથા વિદ્વતાના અમુલ્ય જ્ઞાનનો સદઉપયોગ થતો જોવાને માટેજ દર્શાવુછું.

अनिष्टा दिष्ट लाभेऽपि नगतिर्जायते शुभा | विष्नु
यत्रास्ते विषसंत्सर्गोऽमृतं तदापि मृत्यवे | शर्मा.

અશુભ આચરણથી શુભની પ્રાપ્તી દેખાય તો પણ તેની શુભ ગતિ થતી નથી. કેમકે જેમાં અનીતિ રૂપી વિષ પડેલુ છે એવું અમૃત પણ મૃત્યુ પમાડે છે. વળી તેજ પંડીત કહે છે કે ?

**सूची मुखी दुराचारी, रंडे पंडित वाद्यनी;**
**अ सामर्थो गृहारंभे, सामर्थो गृह भंजने.**

આખરે તેમ થવા પામે છે એમ આ લેખ વાંચવાથીજ ખાત્રી થશે; માટે મારા માનવંતા રસીક વાંચકો ? નીચે નિહાળો,

પુત્રી ઉપર પચાવી પડેલા—કેટલાક માલની યાદી તા. ૩૧ નવેમ્બરે મળેલો રેલ્વે પોષ્ટછાપ કવરદ્વારા પત્રની નકલ, વીશેશ વીનંતી કે આપ સાહેબોની કીરપાથી માન પત્ર ( જમાઇનો માલ ) બક્ષીસ મલયુ છે જેની વીગત નીચે આવેલા કાવ્યપરથી જણાશે.

### હરિગીત છંદ.

કોઇને હજે ગાવડીને, કોઇને ભેંસ વિનાર છે;
બેડી બકરી ભુડણી વળી કોઇને હથુઆર છે
પણ મારે પાડા બોકડાને ઉટડા ફળનાર છે
અમદાવાદિનો ઉપકાર આ ચતૂરનો સણગાર છે. ૧
કોઇનુ ખાવે કમાળિયાને કોઇનુ ભસતાં કૂતરાં,
કોઇનુ ખાયે નાગડાંને, કોઇનુ ખાયે ભૂતડાં
પણ કવિશ્વનર વાઘને પ્રાણી તણો આધાર છે
અમદાવાદિનો ઉપકાર આ ચતુરનો શણગાર છે. ૨
કોઇની કિંમત પાઇનીને કોઇનો અરધો રૂપિયો

સવા દોઢ અઢી સામટા એનો ગ્રિંથ અવલોકિયો
સો સવાસો માંહિ સર્વે કિંમતો કરનાર છે
અમદાવાદિનો ઇલ્કાબ આ ચતુરનો શણગાર છે. ૩
કોઇએ આપી પાઘડીને કોઇએ બંડી ધોતિયાં
કોટ પાટલુન કોઇનાંને કોઇનાં અઓટિયાં
હેમ વીટિ તોડા કડુ માળાનગદ મોહનાર છે
અમદાવાદિનો ઉતાર આ ચતુરનો શણગાર છે. ૪
બેડિ બટંન બિંદડી, સાડી ચોળિને ચુંદડી
ખાટપાટને વાટકી મેહેલ પલંગને મુંદરી
સઘળા એ વૈભવ હાલમાં ઇશ્વર કૃપાએ અપાર છે
અમદાવાદિનો ઉતાર આ ચતૂરનો શણગાર છે. ૫
ધન્ય અમદાવાદિને ને ધન્ય છે આ શેરને
શાબાશ શ્રીમંત શેઠજીને આજ લીલા લ્હેર છે
ધન્યતાનુ ધામ અમદાવાદમાં તૈયાર છે
અમદાવાદિનો ઉપકાર આ ચતૂરનો શણગાર છે. ૬
પુષ્પેને મૌતિક વાકયોથિ ઘણા પ્રેમથી પુખાવિયો
શાબાશિને ધન્યવાદ દેઇ દાંનથી તો લાવિયો
પણ હવે આ દાસ અમદાવાદમાં મરનાર છે
અમદાવાદિનો ઉપકાર આ ચતૂરનો શણગાર છે. ૭
ગુજરાત કલબના સેક્રેટરી મેમ્બરો અગ્રેસરો
ધન્ય છે તમ કામને આ દાસનુ પરિક્ષનકરો
તદપિત્રાતા સાથમારા કુટુંબની કરનાર છે

અમદાવાદિનો ઉસ્તાદ આ ચતુરનો શણગાર છે. ૮
પાપી આ મારો પિંડ છે ને જન્મ પણ પાપે થયો,
પાપ કર્મ આચર્યાંને પાપમાં ભવ આ ગયો,
માહાન પાપી ગાણુને વિશ્વાસ (ઘાત) નો આધાર છે
અમદાવાદિનો પરતાપ આ ચતુરનો શણગાર છે ૯
તા. ૨૩ નોવેમ્બર ૧૯૦૬ ( ગામનુ નામ ઠામ લખ્યું નથી. )
પત્રનો પ્રત્યુત્તર પદ્યથી ચરીત્રમાં પ્રગટ થશે.

મારા બાપના બાપ બનેલા પૈસાના પિતાનો ટ્રેનમાં નાખેલો તા. ૫-૨-૦૭ ને રોજ મળેલો પોષ્ટ કવર દ્વારા પત્રની નકલ તા. ૧-૧-૦૭.

## વાહલા પુતર એચ-બી- શર્મા જોગ-નં. બોજો.

સ્વર્ગ ભુવનથી-લી૦ તારા બાપનો બાપ મનસુખ માધવજીની સલામ વાંચજો, બીજુ દીકરા આપણા તારનાર પ્રભુનો ઘણો ઉપકાર માનુ છું કે જેજે વચનો તેં લખ્યાં તે તે બધાં પ્રભુએ પાર ઉતાર્યાં એક પણ તારૂ વચન ખાંલી નીરફળ ગયું નથી, માટે તારા પર હું બહુ પ્રસંન છું તેથી આ સાથે તારા લાયક માન પત્ર જે સરકારના હુકમથી ગુજરાતી ભાષામાં પ્રગટ થયું છે તેની ખરી નકલ તારીપર બીડુ છું (ચરીત્રમાં દાખલ થશે ) તે વાંચીને છાતીએ લગાવજે તને ગુરૂ દક્ષણા શ્રાવણ શુદી ૧૩ તા. ૨ અગષ્ટ ૦૬ ના રોજે રાત ૯ ના અમલમાં મારી પ્રીયા રાંભા ( દેવાનીમા ) ફ્રોગ્રા તૈયાર છે કી રૂ ૦ા) ને હસ્તકે અપાઇ છે ને તે વિષે જટીઓ તથા તેનો ભાઇ તથા નારણજી વીગેરે સાક્ષી છે તો પણ બેટા તારા લાયક માનપત્ર આજે મારે હાથે બીડુછું તે વાંચીને વાકેફ થજે

(૨૫૪) બંધ નહીં બોલ્યા તણો, ગુણ અવગુણ નહી ભાન;
હું પદ સર્વજ્ઞનું ધરે, નહિ કવિ, ગધ્ધો જાણ,

કાર્તક વદી ૧૦ તા. ૧૧ નવેમ્બરે આ લેખ પુરો થયો (જમાઇનો માલ નં ૨૨૭૭ વાળા મકાનમાંથી ચોરી લઇ જવાથી) કે ભાઇ પાંચસોનુ પાણી કરી પદમણી ખોઇ પડયાં વીર્ણા ખાધાં હોતતો બહુ સારૂ હવે તમારે તાઢે કાળજે વડસમાના ખાડા અવાડામાં ખાવુ પીવું. દીકરા ભાદરવા વદી. ૮ તા. ૨૭ ઓગષ્ટ દીવસના ૧૧ાા અગીઆરનો અરસો યાદ કરો (દીકરી સાથે જમાઇનો) દંપતિ ફોટો નારણજી પાસેથી પડાવી લઇ કુવાડો મારવા સામે થશો) તે તારી જાતે,,, તથા મા૦નારણજી પાસે ઉભા રહીને,, માટે પૂતર લાલ ખુશી-આનંદમાં છે જ્યારે સરકારમાં વાત જાહેર થશે તારે તને હું તુર્નુ દેખાડીશ કે આજ તારી મા જે જેઠી (મારી સાસુ) છે દીકરા દીકરા ભગવાનલાલ, પરસુરામ તથા જેઠી તથા જીવી વીગેરે તને દોજખમાં બોલાવે છે, માટે જલદી દુનીઆનો ત્યાગ કરીને એમની પાસે નરક કુંડમાં વેલોજજે કેમકે તારા જેવાં ભસતાં કુતરાં કમાળીયા હીજડો ઉઠનો ભાઇ જાહાનમમાં ઘણાં કામનાં છે, માટે મરી પુરૂદેજે જીવીશ નહી. (છોકરી ઉપર જમાઇનો વારસો લઇ માલીક થવા) દીકરા તારો વાખરો પણ પલે મોકલી આપીશ દીકરા ઘીનો કુલ્લો આબાદ રહી ગયો તારા ભાગમાંતો ઘી ખાવાનું નથી તારા કપાળમાં કાળો ડાંગ છે. દીકરા તારી કુળદેવી અંબીકા દેવીતો પોતાના વ્હાલા પતીની સેવામાં ચાલતી થઇ અને ઘણી સુખી છે પણ અમદાવાદી પાડાઓના કેવાથી તું એક કાળું કુતરૂ છતાં સીંહનુ રૂપ ધરે તે તારાં કરમ ફુટયાં એમાં શક નહી કારણ તેં આ **તારા બાપના બાપને પ્રથમ ઓળખ્યો નહી.** મનસુખ માધવજીની સલામ.

૬ ચતુરના શણગારનો કર્તા કવી દેવીનો બાપ મહાન પાપી માધુ.

भक्षितं चाणुं मात्रं यत् कन्याविक्रय जंघनम्.( २५५ )
स कुलंय गृहीतारं नरकं नयति ध्रुवम्.

મારા મુરબ્બી કવિ હર્ષદકૃત કવિત.

પ્રપંચી તણા પ્રપંચ ભલે કદી ઉંડા હોય,
અવનીકે આકાશને ભેદી જાય દુર તે.
ભલે કદિ પવન સમાન નિરાકાર હોય,
હજાર પ્રકાર છુપુ હોય ભરપુર તે.
કોઇ સમયે તે જાહિર થશે જુગતથી,
શાણા જનો સમજે છે વિવેક જરૂર તે;
જેવાં કામ કરે તેવું ફળ ભોગવેછે જન,
જેવું બીજ હોય તેવું થાય છે અંકુર તે.

એક સ્વદેશી પ્રેમી અને સ્વધર્માભિલાષી બંધુ તરફથી
તા. ૮ માર્ચ ૦૭ શુકરવારના રોજે મળેલો પોષ્ટ નોટપેડ પત્ર.

---

## સ્વરગ ભુવનની ભાળ મળી ખરી.

### અનાપુર—આબુરોડ પાસે. તા. ૨૪-૨-૦૭.

બાનું રૂક્ષ્મણી તથા એચ. બી. શર્મા—મુ. વડસમા.

પ્રજાબંધુ સયાજીવિજય તથા ગુરાલના બ્યાસ રાજારામ જોઈ-તા ( દેવીનો મામો ) મારફતે કુચાવાડાના જોશી માધુરામ હરીરામ કત્રી તથા તેની નાની દીકરી અંબીકા દેવીની શોધના રૂ. ૨૫ ) ઇનામ લખેલ પરન્તુ હમેશાં કસાઇને પકાડવવા ઇનામની જરૂર નથી, તેતો અમારી ફરજ છે માધુને ૧૯૫૪ ની સાલમાં ધર્મ ભ્રષ્ટ થવાથી કુચાવાડામાંથી તથા અમારી ગ્નાતીમાંથી ડીસમીસ કરેલ છે જેથી

તેના સબંધની નાતને જરૂર નથી.

માધુ રીધ્રપુરથી સાત ગાઉને છેટે બાલીસણા ગામે અંબીકા દેવીને પરણાવી ત્યાં રહેલ છે, તમો બાલીસણા પટેલને મળશો તો તમને ખબર આપશે, તેની દેવી અંબા તથા તેની વહુ તેની મોટી દીકરી પાર્વતી ગઢાર પાસે જાવલ ગામે જોશી ધુડા વકતાને પરણાવેલ તેને ઘેર છે ડીસા સ્ટેસનથી આ ગામ સોળ ગાઉ થાયછે તે નાનુ ગામડુ છે અને ફક્ત એકજ બ્રાહ્મણનુ ઘર છે. માધુરામ ત્યાં રોજ આવજા કરે છે. વધુ ખબર જોઇએ તો પાંચ છ નામ ઠામ ગળેલાં છે તે ઉપર બાળબોધ અક્ષરે પત્ર લખશોતો જવાબ તમને આપશે—

ઉપરના નાતના આગેવાનો રૂબરૂ અનાપુરમાં બેઠે આ પત્ર લખ્યો છે. આ બાબત તમે વધુ તપાસ નહી કરશો તો તમારી મોટી ખામી ગણાશે માધુને અમારી નાતે દસ નંબરના ઇલિકાબ માનપત્ર માં આપ્યા છે ૧ પાખંડી. ૨ બગડેલ. ૩ તરકટી. ૪ ચંડાળ. ૫ પ્રપંચી ૬ છટેલ. ૭ સેતાન. ૮ અડીયલ. ૯ નગદ. ૧૦ દ્રોહી. ઉપર મુજબ દસ નંબરમાં તાત્યા સાહેબ નાતુભાઈ ચોપેકર ખંભાત ની જેલના તોડનાર સૈદુભાઈ બારીસ્ટર એટલો વીગેરેની કલાસમાં પાસ થવાથી દસ નંબરનો ગ્રેજ્યુએટ મેડલ લોર્ડ કરઝન તરફથી મળેલો હોવાથી મહાન્ પાપી માધુ તેનાં કાળાં કરમ તેનું કાળુ મોં જોવાને અમારી સભાનો કોઇ બ્રાહ્મણ રાજી નથી—આર્ય સમાજી પંડીત વર્ય દયાનંદ સરસ્વતીને જોધપુરના રાજમાં ઝેર આપ્યું તેમ માધુએ પણ તમને આપ્યું છે દયાનંદ સ્વામીના ગુજરી જવાથી, ગુણકા બચ્ચી પણ તમે તેના કલનો યોગ્ય બદલો નહી આપો

ને જીવતાં મુવા જેવા ગણાશો-માટે પુરતો પ્રયત્ન કરશોજ તમો પ્રોફેસર થઇ માધુથી છેતરાઇ ગયા એ ઘણું દીલગીર થવા જેવું છે, હવે મારી કલમ બંધ કરવા રજા લઉછું-એજ.

**લી. સ્વદેશ પ્રેમાભિલાષી બંધુ.**

પ્રપંચીનો પ્રકાશ કરનાર.

ઉપરના પત્રનો પ્રત્યુતર નીચેના શબ્દોમાં પાઠવ્યો.

શ્રીયુત મહાશય મુ. આંબુરોડી-શુભ શુક્રા આપનો પત્ર મળ્યો, વાંચ્યો અતી આનંદ પામ્યો છું લીધેલી તસ્દી માટે માફી માગુ છું. હું માધુના પ્રપંચમાં કેમ ફસાયો ? તે ટુકામાં સમજાવી શકું તેમ નથી માટે આ સાથે કેટલુંક પ્રગટ થયેલું બ્યાન તમોને બુક પોષ્ટ્થી મોકલાવું છું તે વાંચી જોવાથી વિદીત થશે, જ્યાં લગી મારો ચૈતન્ય આત્મા હયાત છે ત્યાં લગી તેનો યોગ્ય ન્યાય મેળવવા પૂરતો પ્રયત્ન લઇશ, આશા રાખુછું કે આપનાથી બનતો આશ્રય તે માટેનો આપશો.

**લી. આભારી શરમા.**

## સ્વર્ગ ભુવનમાં સતી બાનુ અંબીકા દેવિ.

બાલીસણા બંધુ તરફથી પોષ્ટકાર્ડ તા. ૧૮ માર્ચ ૧૯૦૭.

મહાશય એચ. બી. શર્મા તથા બાનુ રૂકમણી મુ. અમદાવાદ.

લી. એલ. એલ. પી. જત તમારો પત્ર તથા બુકપોષ્ટ ૧ મને મળ્યું છે વાંચી સરવે બીના જાણી છે. તમોએ પુછેલા ખુલાસાના ઉત્તરમાં લખવાનું કે આ માણસોને અમે સારી રીતે ઓળખીએ

છીયે, તથા તમારી બાનુ અંબાને પણ ઓળખીગે છીએ, હાલમાં તેઓ ગુપ્ત સ્થાને રહેતાં ફરે છે, જેથી ચોકસ પત્તો મળે તમને લખી જણાવીશ તમો પત્રવહેવાર ચાલુ રાખશો, હિંદી તલેસમાતમાં પ્રકાશ થયેલી બીના જણાવશો, અગારૂ સરનામુ બાલીસણા, તાબે પાટણ કરવું બીજુ તમારી બાનુ અંબાનાં લગ્ન બીજા કોઇ સાથે ૧૯૬૨ ના આશો શુદી ૧૦ ના દીવસે કીધાં છે તે જાણશો, વળી વિશેષમાં તેના શણગારની બે નકલો મારા હાથમાં આવી છે, તે કોઇ પણ પ્રકારનો ધંધો કરતો નથી—જેથી કોઇની ધાપ મારી આવેલો જણાય છે.

---

## બાલીસણા બંધુ તરફથી મળેલી જાણવા લાયક વધુ બીના.

પોષ્ટપત્ર પહોચ્યા તારીખ ૧૨ એપ્રીલ ૧૯૦૭.

પ્રત્યુત્તરમાં જણાવવાનુ કે તેનો જમાઇ થયેલો એક જોશી બાવીસ વરસનો ફક્કડ યુવાન છે. જમીન ગરાસદાર નથી હાલમાં તે રૂ ૫) પાંચના પગારથી કાઠીયાવાડમાં રાગલીલા કરવા માટે ગયો છે. તમો કશી ફીકર કરશો નહી ઇશ્વર ઇચ્છાથી તમારો યત્ન ફળીભુત થશે આ તરફ આવોતો મુસાફર તરીકે આવી મળશો આપને મળવા સારૂ આવનાર હતો પરંતુ કેટલાક કારણના લીધે આવી શકયો નથી વળી પ્લેગના કારણથી તે લોકો બીજા ગામડામાં રહેવા ગયેલાં છે અનુકુળ પ્રસંગે તમને ખબર આપીશું તમારૂ બુક પાકેટ નાયબ ફોજદાર સાહેબને પણ મળ્યું છે. પત્ર ખુલ્લો નહી લખતાં કવરદ્વારા લખશો, એજ. મારા યોગ્ય કામ સેવા ફરમાવશો.

## સ્વરગ ભુવનમાં શું? આવાં સખ્સો હશે? ૧૮ એપ્રીલ ૦૭.

વડસ્મા, એચ. બી. શર્મા તથા મુખી રવજી સવજીભાઇ લી૦ એલ. એલ. પી.ના યથાયોગ્ય વાંચશો. આપનું કવરદ્વારા પત્ર મળ્યું. વાંચી સવિસ્તર બીના જાણી પ્રત્યુત્તરમાં જોશી અત્રેનોજ વતની અને નાત જાતમાં હોવા સાથે ધર્મભ્રષ્ટ નથી, તેના સગાં વહાલાનાં સાત આઠ ઘર છે, જોશી મગનલાલ કાશીરામનો દીકરો કેશવલાલ કરીને છે તેજ મહાન કવીશનર માધુનો જમાઇ બાવીસ વરસની ઉમરનો છે તેની પાસેથી માધુએ રૂ. ૨૫૦) લીધા છે માધુએ તેની છોકરીની સગાઇ સાત આઠ વર્ષેથી અત્રે કરી હતી જુઓ? પૃષ્ટ ૨૩૮ પણ પરણાવતો નહોતો. થોડા વખત ઉપર તેણે અમારાજ ગામનો ગંધ્રપ (ગંધર્વ) પાલનપુરના દરબારમાં રહે છે તેમને સીધ્રારસ કરાવતાં પરણાવી છે. પરંતુ તે જોશી એમ નથી જાણતો કે આ છોકરીને માધુએ "એચ. બી. શર્મા સાથે તા. ૬ મે ૦૬ ના રોજે ઇચ્છાવર આર્ય લગ્નથી પરણાવી છે જુઓ પૃષ્ટ ૨૨૬" એને તો કુંવારી જાણી છોકરો પરણાવ્યો છે. કારણ માધુ જે વખતે અત્રે આવ્યો તે વખતે તેણે છોડીનો ઠાઠ છોકરી જેવો કીધો હતો પગમાં કલઇયાં, ગુલાબી ઘાઘરો અને ઓઢણી ઓરાડી હતી, તેથી અમોએ પણ એમજ જાણ્યું હતું કે એ કુંવારી છે પણ અમારા મનને શક હતો કે છોડી પતિપ્રેમ ભાગી થયેલી જણાય છે, બાદ તમારા પત્રથી તો નક્કીજ થયું કે અમારી કલ્પના ખરી છે, માધુ અને તેની સ્ત્રી ડાકોર તરફ તથા કુંજાવાડા તરફ તેમનાં સગાંને પુછતાં સંભળાય છે પણ નકી નથી તેનો જમાઇ તેની છોડીને

લઇને રામલીલામાં ગયો છે, કારણ કંપની મેનેજર અત્રેનોજ બ્રાહ્મણ જ્ઞાતીનો હોઇ તેની બાયડી સાથે હોવાથી બંને જણ રામલીલામાં સાથે રહે છે. માટે જરૂરી બીના પ્રસંગે તારથી યા પત્રથી જણાવીશ કરી ફીકર ચીન્તા કરવી નહી દ. દેશી બંધુ.

વ્હાલા વાંચકો ? ઉપરના આનંદજનક ઉતમ લગ્નની ખુશાલીકારક વધાઇ વાંચી તમારી ઇચ્છાનુસાર મનમાનતી પહેરામણી અને આશિષ આપતાં કવી, તેની પતિ અને તેની પુન્યશાળી પુત્રીને ધન્યવાદ સાથે સુકીર્તિની પુષ્પવૃષ્ટી કરજો કારણ કે એકજ પુત્રીને અનેક જગે પૈસા ખાવા માટે અને પાપી પેટ ભરવા માટે પરણાવનાર પિતા આવો આર્ય નિરરત્ન નર, વાંચ તમારા જોવામાં અને સાંભળવામાં શોધવા જતાં પણ ભાગ્યેજ મળી આવશે, જેનાં સુરાતન ભરેલાં સંખ્યાબંધ સોનેરી કામો તમે ચરીત્રમાંજ જોઇ શકશો. જેની યાદગીરી માટે આ પુસ્તકમાં બનતી નીચેની ગુંચવાયેલી કહેવત.

## ☞ ભઇવાડો મારાનો કે ભચડવાનો રણતુર.

જે કોઇ બરાબર મોહની ટીકીટ સાથે લખી જણાવશે તે દરેકને પૃષ્ટ ૧૩૧ મે આવેલો અજાયેબ કરામતનો ખેલ મફત મોકલવામાં આવશે. દૈવિનો માનવંતો ઇલકાબ દીપિત થતો હોવાથી હવે પછીની બનાવા પામની બીનામાં તે કમી કરી લખવામાં આવશે.



મારી પ્રિયાને લખાયેલા સંખ્યા બંધ પત્રોમાંથી આ છેલ્લો પત્ર

**વ્હાલી વલ્લભા બાનુ અંબીકા દેવી.**

**મુ. તમારા માત પિતા સાથે પસાર થયેલા સ્વર્ગ ભુવનમાં.**

સી. તમારો વિશ્વાસુ સ્નેહાધિન પ્રેમ પાત્ર શરમા કે જેને તમારા પિતા વાંધ કરીએ એક પોષ્ટ પત્રમાં જમઍન્ડ જમાઇ, બીજામાં મલ્લિકાપુર અને ત્રીજામાં ઇન્ડીયન ડૉગ, કલ્પી લખ્યાથી. તમારી ઇચ્છાનુસાર પસંદ કરી પરણેલા પતિના પ્રણામ વાંચશો. વીશેશ વ્હાલીની વધામણી આજ ઘણી લાંબી મુદતે શ્રવણ કરતાં કંઇક શોકાનંદ, હર્ષાનંદ, હાસ્યાનંદ અને તે સાથે પુર્ણાનંદમાં ગુલતાન બનતાં તમારા પવિત્ર પ્રેમને ધન્યવાદ આપુ છું. કારણ હવે તેથી વધુ આપવા જેવું કંઇ મારી પાસે રાખી ગયાં નથી. બીજુ તમો મને સ્વાર્થાંધતાથી તજી દઇ કઠોર બની ચાલ્યાં ગયાં પરન્તુ આ તમારો પ્રીતમ વિલાપ અને વિયોગ સાગરમાં ઝુરી મરતાં પણ તમારી નેકી ટેકી અને વફાદારીના નહી વિસ્મૃત થાય તેવા અપાર સદ્ગુણોનું ગાન કરવાને આ દેહાત્મા હયાત છે ત્યાં લગી કદિ પણ વિસરશે નહી; અફસોસ તમે મહાન પાપીની પુત્રી પણ આખરે સોબતે અસર અને તુખમે તાસીર એ નિયમાનું સાર બન્યાં, તમારા લખેલા છાના પોષ્ટ પત્રથી 'જુઓ પૃષ્ટ ૧૮૦' હું નહોતો ધારતો કે તમે એક પતિને પ્રેમ પાત્ર નિર્માણ કરી તે પ્રેમ બીજાને પૈસા માટે વેચશો, આજ લગી આર્યા વર્તતી કોઇપણ સાધવી બાનુએ આવું કનિષ્ટ કામ કીધું નથી અને કરશે પણ નહીંજ તમો સિંહના સ્વારીના પગ વેગે પશ્ચાતાપ થયાં પરંતુ આ તમારા તનમન ધન

અર્પણ કરી ખુવાર થયેલા ખાવિંદ મનુષ્ય ગહિલાપુરે પાતાળની પેરવી કરી આખરે સ્વર્ગ ભુવનમાંથી શોધી કાઢવા ફત્તેહમંદી મેળવી છે, આશા રાખું છું કે તમે એક વખત આ રાજ્યના નેકન્યાસન આગળ તમારૂ સુકીર્તિ સંયુક્ત ઉજવળ મુખનું મને પ્રત્યક્ષ દર્શન કરાવ્યા સિવાય આકાશ ભૂવન તરફ સીધાવશો નહીજ.

પ્રીયા આ પતિના પ્રાપ્ત થયા પહેલાં તમારા માત પિતા સાથે તમારો હાલ કેવો હતો. તે કહેવાની કંઇ જરૂર નથી. કારણ તે બિના આખું અમદાવાદ અને તેથી વધુ બિના તમારી દિનતાની મનસુખ તથા તમારી માશી દીવાળી જાણે છે, કે જેણીએ તમારી સેવા અને બરદાસ લેવા માટે ખરચમાં બાકી રાખી નથી તેઓ પણ તમારી અને તમારા મા બાપના નામની છાતી કુટી રડેછે વળી તમારો મારી સાથેનો સંયોગ થવા પછીજ તમારા બાપનો ચતુરનો શણુ-ગાર આ પૃથ્વીપર જન્મ લઈ પ્રકાશ થવા પામ્યો છે, આશ્ચર્ય પામવા જેવું છે કે તમારા પિતાને દારૂના અને વ્યભિચાર નિષેધના ઉપદેશ-માં ભીખ માગતાં ન ભરાયું ત્યારે પાડા બોકડા અને ઉંટડાને ફલાવી દોહવા લાગ્યો. પરંતુ આખી આલમનાં સર્વ માણુસોતો માદી (ના-રી જાતીથી) દુધ મેળવે છે પણ વાધ કવીતો નરજાતીને ફળાવે છે અને તેથી આ સ્થળે જે કોઇ નરજાતી દોહવાથી શુ ફળ આપે છે, કે જેનુ પાન કરવા કવિજ સમર્થ છે, તેનો જવાબ લખી મોકલના-રને નરમાદા જોડાનો ખેલ મફત મોકલવામાં આવશે,

પૃષ્ટ ૨૨૬ મે થયેલી પ્રિય બાનુ દેવી. તમોએ પત્ર દ્વારાથી તેમજ રૂબરૂ પ્રસંગથી મારી પાસેનો તમારી મા સાથેનો ફોટો

છબી છબીલી જોઇને, રહે દીલ રાજી રોજ; (૨૬૩)
તન મન ધન અર્પણ કરી, માણે રૂડી મોજ.

(છબી) મેળવવાને કેટલો પ્રયત્ન અને યુક્તિઓ કીધી છે પરંતુ આ તમારો અણ વિશ્વાસુ થઇ પડેલો ભ્રતાર તે આપી શક્યો નથી. જે માટે માફી માગું છું કારણ કે તમારી ઉછરતી વયમાંજ તમારા હૃદયમાં લોભી લાલચુ અને લબાડ પણાના શ્રેષ્ટ સદ્ગુણોએ વાસ કીધેલો હોવાથી. મેં જયોતીષ વિદ્યાના જોરે આગાહી વર્તી હતી કે આપની આખરે હવાઇ મુસાફરી થશેજ અને તેથી મને કોઇ આ દુનિયામાં તમારા દેદારનુ દર્શન કરવા માગેતો મારે પાંચસેની પદગણી માટે શું બતાવવું. તથા તમારી સુવિખ્યાતિની સુગંધ મૃત્યુ લોકમાં ઉડાવવાને માટેજ તેને મારા વિચાર ભુવનમાં ઉપરના દુહાનુ હમેશાં અવલોકન કરતો અને તમારા પરમ દિવસે આવવાની રાહ જોતો મારી ચોથી જીંદગીની ભાગ્ય દેવી સાથે તે પછીના સુખી અને આનંદી દિવાસો સ્વદેશ સેવામાં ગુજારૂ છું. અસ્તુ અપૂર્ણ આ પુસ્તક આપને માટેનુ નહીં હોવાથી સ્થળ સંકોચે કંઇ પણ લખી શકયો નથી પરંતુ ખાસ તમારા સત્ય પ્રેમની યાદગીરીના સ્મણાર્થે એક ઇ-લાયદુ ચરીત્ર રચી આ વિશ્વમાં વિખ્યાત થવા મારી ફરજ બજાવતો જાહેશ કુકામાં તમે જો એકજ પિતાથી આ આર્યા વર્તની પવિત્ર ભૂમિકામાં ઉત્પન્ન થવા સાથે, મન, વચન, અને કાયાથી કીધેલું કીચિંત પણ પાળતાં હશો તો આ પ્રકાશ પત્રિકા વાંચી તુરત પ્રત્યુત્તર આપવાં આવી મળવા સિવાય રહેશો નહી નહીતો તમો એમને કરાવેલું ખર્ચ અને પચોંચાડેલું નુકસાન ભરી આપવા તમારા માત પિતા સાથે આ તથા પરભવમાં હમેશને માટે જવાબદાર છો

તા. ૬ મે ૧૯૦૭ લી. લાલ લલ્લુ લખનૌનો લહેરી.

 વિધવાની વહારે ચઢી, કરે પરમારથ કાજ;
અનાથને દે આશરો, સ્વદેશ સેવા આજ.

## બાળ વિધવા બાનુ રૂક્ષ્મણીનુ પુનર્લગ્ન.

મુંબાઈ આર્યપ્રકાશ તા. ૨૩ ડીસેમ્બર ૧૯૦૬ પુસ્તક ૩ અંક ૩૯ ભરૂચ આર્ય સમાજના સભાસદ રા નાથુભાઇ ઇચ્છારામ વૈશ્ય તા. ૧૯ મીના પત્રમાં લખી જણાવે છે કે ભરૂચ તાલુકાના કવીઠા ગામના રેહેનાર ખોરસદા બ્રાહ્મણ ડાહ્યારામ ઉદયશંકરની પુત્રી નામે રૂક્ષ્મણી ઉમર વર્ષ ૧૮ ની વિધવા અમારે આશ્રિત હતી. તેનું પુનર્લગ્ન તા. ૧૫ ડીસેમ્બર ૦૬ ના રોજે સાંજના પા વાગે ગાયકવાડી રાજ્યના કડી પ્રાંતના મહેસાણા તાલુકાના વડરમા ગામે મેજીકપ્રોફેસર એસ. બી. શર્મા ઉમર વર્ષ ૩૪ નાની સાથે એજ ગામના પ્રતિષ્ઠિત ગૃહસ્થો બ્રાહ્મણો, રજપુતો, વૈશ્યો તથા કેટલીક સ્ત્રીઓ મળી આશરે ૨૦૦-૨૫૦ મનુષ્યોની સમક્ષ ભરૂચ આર્ય સમાજ તરફથી વેદોક્ત વિધી અનુસાર કરવામાં આવ્યું હતું. પ્રભાવ ઘણોજ ઉત્તમ પડયો હતો. એ રાજ્યના કડી પ્રાંતમાં આવું લગ્ન પ્રથમજ થયું છે સુલેહભંગ નહી થવા માટે પોલીસ પાર્ટીનો ઘણો સારો બંદોબસ્ત હતો, લગ્ન પ્રસંગે અજમેર અનાથાલયને રૂ ૨૫) ભરૂચ સમાજને રૂ ૧૦) મુંબાઇ વેદપ્રચાર ફંડમાં રૂ ૩) હરદ્વાર ગુરૂકુળમાં રૂ ૨) તથા અમદાવાદ વિધવાવિવાહોત્તેજક ફંડમાં રૂ ૨) મળી રૂ ૪૨) બેતાળીસ ઉપરોક્ત. મહાશય તરફથી ભેટ તરીકે મોકલાવરાવી આપવા માટે અમોને મળ્યા છે ભરૂચ આર્ય સમાજ તરફથી યોગ્યસ્થળે મોકલાવી આપવામાં આવેલા છે, વધુ બિના માટે જુઓ ? પુનર્લગ્ન પદ્ધતિ દર્શક. કીં૦ ચાર આના.

---

પ્રણયપટ નંબર ૧ પહેલાનો અભિપ્રાય તા. ૨૮-૧-૦૭

## ભરૂચ આર્ય સમાજ તરફથી.

અત્રેની આર્ય સમાજના સુજ્ઞ સભાસદ મહાશય નાથુભાઈ હરજીવનદાસ વૈદ્ય મારફતે એક અનાથ બ્રાહ્મણ જ્ઞાતિની બાળવિધવા બાઈ રૂક્ષ્મણીનું વડસ્માનિવાસી શ્રીયુત એ. બી. શર્મા સાથે આર્યધર્માનુસાર પુનર્લગ્ન ૧૯૬૩ ના માગશર વદી ૦)) તા. ૧૫-૧૨-૦૭ ના રોજે થયું તેની ખુસાલીમાં મહાશય એચ. બી. શર્મા તરફથી કાળામખમલ ઉપર કાપેલા ફ્રેન્ચ રંગબેરંગી ઉનથી ફુલપત્ર તથા સુંદર વેલની બોરડરથી બારેલો યોગ્ય દોહરા સાથેનો અંતર્લાપિકા વૃત તથા સંવત વીગેરેથી સુશોભિત ઉતમ પ્રકારના ભરતકામના નમુનાનો ઓ૩ઁ નો પ્રણયપટ આપના તથા બાનુ રૂક્ષ્મણીના નામવાળો ભરૂચ આર્યસમાજ મિત્રમંડળને ભેટ તરીકે આપવામાં આવ્યો તે સાભાર પૂર્વક સ્વિકારવામાં આવ્યો છે અને તે સાથે ધન્યવાદ આપવામાં આવે છે કે શ્રીયુત નાથુભાઈ તથા આપ આવા પુનર્લગ્નના હિમાયતી થઈ અનાથ અરક્ષક વિધવાઓની વહારે ચઢી તેઓને મદદ કરતા રેહશો અને તેઓની આશિષ લેશો. અસ્તુ

પ્રણયપટની કારીગીરી તથા ભરત કામનો સુંદર નમુનો સ્વદેશી કળા કૌશલ્યનું જે દિગદર્શન આવા સર્વોત્તમ પ્રણય પટો ઉદ્દું ચીત્રપટો તકીઆ ટેબલકલોથો આદિ બનાવી બહાર પાડો છો તથા આર્ય મહિલાઓને શીખવવા તેમજ ઉત્તેજન આપવા, તન મનથી પ્રયાસ કરોછો અને તેમ કરી દેશની કારીગરોને તેમજ સ્વધર્મની ઉન્નતિ અર્થે પણ એક રીતે ઉતેજન આપો છો એ જોઈ અમોને

બેહદ આનંદ થાય છે. આપ આપના સુકાર્યોમાં દરેક રીતે ફત્તેહ મે-
ળાવો એજ અમારી જગ્ત નિયંતા પ્રત્યે પ્રાર્થના છે. ઇત્યલમ્.

લી. ભવદિય. Hargivan J. Varma.

વાઇસ પ્રેસીડન્ટ અને મંત્રી આર્ય સમાજ ભરૂચ.

---

ગાજણા ઠાકોર સાહેબનુ પોષ્ટ કાર્ડ તા. ૨૦—૨—૦૭

**સૌભાગ્યવંતાં મહાશયા બાનુશ્રી રૂક્ષ્મણી.**

તમારા તરફથી ભારત કાગથી તૈયાર કીધેલો પ્રશંસાપત્ર મને
મ્હોચ્યો છે, જેમાં પોતાના હસ્તને શોભતું યોગ્ય કામ કીધું છે. તે
જોઈ ખુશી થાઉં છું આવાં કામને અવશ્ય ઉત્તેજન આપવું જરૂરનું છે
સદગ્રાત્રા ચુકે નહી સદ્વિદ્યાનુ ભાન (હોંદી તલેસગાત પૃષ્ટ ૭)
આ દુહો વાંચતાં તે વિશે લખવાનું કે મારા વડીલોના વખતનુ દેવું
છે અને અમારા સ્ટેટ ઉપર હાલ જપ્તી છે. તોપણ એપ્રીલ પછી
નીગનોક મલવાથી બનતી જોગવાઇએ તમોને યોગ્ય ઇનામ મોકલાવી
આપીશ, આર્ય બાનુઓ જે વિદ્વાન છે તેઓતો સતી ચરીત્ર વાંચી
સતીત્વ ધારણ કરી પ્રકૃતિપુરૂષ સુધી ઓળખવાને ભાગ્યવાન થશે
પણ અભણ અને ગામડાની બાનુઓ સુધરે એવો પ્રયોગ ( તપ )
કરી તેનુ ફલ પરોપકારાર્થે સમર્પણ કરવા મન ઉપર લેશો એજ.

લી. શુભેચ્છક હીમત સંહજી. ગાજણા દરબાર.

---

## સ્વદેશ સેવા બજાવવા માટેની ઉમદાતક.

**परोपकाराय सतां विभुतयः** પરોપકારને માટેજ આ શરીર છે, એવો નિશ્ચય જાણી સહૃદાતા વિદ્વાન અને સુજ્ઞ ગૃહસ્થોએ આ મારા સ્તુતી પાત્ર પ્રયાસને પૂર્ણ કરાવવા બનતો આશ્રય અને મદદ આપી કૃતાર્થ કરશો, એવી આશા રાખુછું.

મને ત્રીજી જીંદગીનો સખ્ત ફટકો કારીઘા એવો તો લાગ્યો છે કે જાન માલની ખુવારી થવા છતાં છેવટે પ્રભુની પૂર્ણ કૃપાથી બચવા પામી આજે ચોથી જીંદગીના ઉદય પામતા દેખાવથી. સ્વદેશ સેવા બજાવવાનો અમુલ્ય લ્હાવો લેવા મારાથી બનતા પરિશ્રમે શરૂ કરૂં છું. મારી શક્તિ નહી હોવા છતાં પણ આ એક ફાની દુનિયામાં રખડતા રંક મુસાફરે એક વિકાળ વાઘ અને વાઘણનો શિકાર કરવામાં જે ફત્તેહમંદ થઈ બહાર પડયો છે. તે સ્વદેશ પ્રેમી બંધુઓના પ્રતાપેજ પાર પડી શકયો છે.

જો કદાપિ, આ મહાન્ કમિશનર વાઘ, કે જે, પતિ અને પુત્રીની મદદથી વિશ્વાસ ઘાતમાં ફસાવી પાડી અણ માહિતગાર નિરઅપરાધી પ્રાણીઓને પાયમાલ બનાવી મારી નાંખવા યત્નવાન છે, તે જો મારા સપાટાના સબંધમાં નહી આવવા પામ્યો હોત તો, કેટલાકને જેણે પોતાની પ્રપંચી જાળથી ખુવાર કીધા છે, અને કેટલાકને કરી શક્ત તેનો ખરો ખ્યાલ આ પુસ્તકમાં આવેલા વિષયોના વિવેચનથીજ સુજ્ઞ વાંચકો વિચારી લેશે, હાલમાં કેટલાક વખતથી આ વાઘ તેના પતિ અને પુત્રી સાથે પૈસા પ્રાપ્ત કરવા પલાર થઇ ગયો છે, તોપણ મારી તલેસગાતીક સજીવન દોરાથી

(૨૬૮) ખાવે જર પુત્રોનો બાપ, થાય સૂતાનો આપિત આપ;
અનીતિનો જર તેને નડે, મૂવે નરકમાં નિશ્ચે પડે.

તેને એવા તો સજ્જડ ગુંથા દીઠા છે કે આ દુનિયાના કોઇ પણ ભાગમાં તે છુપાઇ રહેવા પામે તેમ નથી; પરંતુ લાચાર છું કે? મને આવી પડેલી અનેક આપત્તિઓ અને અડચણોથી કામ ઉદ્યોગ નહી થઇ શકવાથી તેમ પૈસાની પાયમાલી બનવાથી તેને જીતવા અશક્ત છું અને તેથી આશા રાખું છું કે મારા સ્વદેશ પ્રેમી અને સ્વધર્માભિલાષી સુજ્ઞ બંધુઓ મને તન મનથી આ સ્વદેશોન્નતિના પરમાર્થિક શુભ કાર્યમાં બનતી મદદ આપવા આશ્રયદાતા તરીકે પછાત પડશે નહી, આ દેહક્ષણ ભંગુર છે, અનિત્ય છે, ક્ષણ માત્રમાં શું થશે તેનો નિશ્ચય નથી જળના બુદ બુદા માફક લય થતાં કિંચિંત માત્ર પણ વાર લાગતી નથી, આવું નજરે નિહાળતા છતાં પણ સ્વાર્થાંધ મનુષ્ય અધર્મમાં ફસાતો જાય છે, અને જુઠ પ્રપંચ અનીતિ કરી પાપી પેટને માટે માત્ર ધનનેજ ધૂતવા ધાનો ફરે તે, પણ નથી સમજતો કે માથા ઉપર ઉદય અસ્તનું કાળ ચક્ર કેવું ફરી રહ્યું છે, એક સત્ય દર્શક આર્ય મહાશય વૈરાગ્ય શતકમાં કહુછે કે?

**हसन्ति पृथ्वी नृपते नराणां, हसन्ति भार्यापति रक्षितायां;**
**हसन्ति लक्ष्मी धन संचितायां, हसन्ति कालो ममवैद्य राजं.**

રાજાઓ પૃથ્વીને માટે જ્યારે યુદ્ધ કરે છે, ત્યારે તેમને કલહ કરતા જોઇ પૃથ્વી હસે છે કે હું કોઇની સાથે ગઇ નથી અને જવાની પણ નથી. ભાર્યા રક્ષણ કર્ત્તા પતિને જોઇ હસે છે કે, હું તેની સાથી કદિ પણ રહી શકવાની નથી, રહું તો આપથી અને જાઉ તો સમા બાપથી. કંજુસને જમીનમાં ધન દાટતો જોઇ લક્ષ્મી તેની મુર્ખાઇ જોઇ હસે છે કે, આ દાટેલું દ્રવ્ય ભોગવવાને ભાગ્યવાન

કોણ હશે, વૈદ્યને સંજીવન ક્રીયા કરતો જોઇ કાળ હસે છે કે, જ્યારે હું મારા સંહાર ચક્રમાં નાંખીશ ત્યારે તેનું કંઇ પણ ચાલી શકવાનું નથી, માટે મનુષ્ય જન્મ પામી હમેશાં શુભ કાર્યો કરવા યત્નવાન થવું એ દરેકની ઉત્તમ ફરજ છે.

વરસો સઘળાં વહી ગયાં, પાણી પેઠ તમામ;
હામ દામ હિંમત થકી, કર કરને શુભ કામ. ૧.
પસ્તાઇશ પાછળ થકી, કબજે રાખ લગામ;
ક્ષણ ભંગુર આ દેહ છે, કર કરને૦—એ ટુંક. ૨.
ધાર્યું તુજ થશે નહી, કરને અવિચળ નામ;
મુવા છતાં પણ જીવતો, કર કરને૦ ૩.
ક્યાંથી આવ્યો જઇશ ક્યાં, વિચાર આઠે જામ;
પર કારજ કરજે ભલું, કર કરને૦ ૪.
બાળપણું યૌવન પણું, ઘડપણ આવ્યું આમ;
દીન પાણી પેઠે ગયા, કર કરને૦ ૫.
સ્વભાવ રાખીશ જો ભલો, પ્રસિદ્ધ પામો ગામ;
મન વિચાર માને રહે, કર કરને૦ ૬.
ઉદાર વૃત્તિ રાખીને, પરમારથ કર દામ;
ભલાઇ લે જગમાં ભલી, કર કરને૦ ૭.
કંજુસાઇ દીલ ધરી, સંઘરી રાખ્યો દામ;
તે છે શા તુજ કામનો, કર કરને૦ ૮.
દાન દયા ધર ચિત્તમાં, મનમાં રાખી હામ;
ભલા કામથી કહે ભલો, કર કરને૦ ૯.

કરવું ધાર્યું તેહ કર, મૂકી મનની મામ,
નહીતો રહેશે ઓરતો, કર કરને૦ ૧૦.
દુઃખ સઘળાં વિદારશે, જગપતિ અભીરાગ;
ઢાલ ધરી ધીરજ તણી, કર કરને૦ ૧૧.
સંપતિ સારી આપજો, અર્જ સુણી પ્રભુ આજ;
વિદ્યા શૌર્ય સુસંપદ્યો, દેશ સુધારા કાજ. ૧૨.

☞આર્યોની સેવા શી ? કવિત, જુઓ ? પૃષ્ઠ ૧૩૭.

સુગંધ કસ્તુરી આગે, આવલકો પુષ્પ કહાં,
સાગર કે આગે ગાગર, વારિ ભરી જેસીહે,
કુંજરબલ આગે કીડી, બલકો પ્રમાનકેતો
રવિ તેજ આગે કાચ, પુંજ તેજ તેસીહે,
કાગ ધેનુ આગે કહાં, કુકરી કરેગી ગર્વ,
કૌરતૌભકે આગે કહાં, કૌડી ખડી કેસીહે,
ગંગાજલ આગે કુંપ, જલકો પ્રભાવ કેતો
(ॐ) પૂર્ણ બ્રહ્મ સેવા આગે, સેવા સબ એસીહે

## રાગ, જનમ્યો તે વૃથા જનમ્યો. (ભરથરી)

જનમ્યો જગમાં તે વૃથા જનમ્યો, જેને પુરણ બ્રહ્મ પિછાન નહી, ટેક.
જે સુખ પુરણ બ્રહ્મ વિશે રહ્યું, તે સુખ જગત વિશેજ નહી. જન૦
બ્રહ્મતણું જે જ્ઞાન અલૌકિક, તે ગુણ જ્ઞાન વર્યોજ નહી. જનમ્યો૦
એક નિરંજન રસ અતિ માતો, તે રસમાં તું ઝીલ્યોજ નહી. જન૦
અમૃતમય ઓરૂમ્ કારનુ વારી, તે તણુ પાન કીધુંજ નહી. જનમ્યો૦
એક ચિદાનંદ અંતરયામી, તે તણુ જ્ઞાન લીધુંજ નહી, જનમ્યો૦

વિદ્યા કેરાં બાગથકી, યશ મેળવવા કાજ; 
અજ્ઞાનિ ભરમાવશો, કેમ થશો પ્રખ્યાત.

મન સમજી લે મુરખ મોટા, નામમાં ચિત્ત વળ્યુંજ નહી. જનમ્યો૦
નામ વિના નર શું લઇ જાશે, કારજ હારૂં સર્યુંજ નહી જનમ્યો૦
જન્મ અકારજ ધીરજ હારો, અજ્ઞ શું ભાન ધર્યોજ નહી. જન૦
આર્ય ભજનમાળા રચનાર. વૈદ્ય ધીરજરામ. સુરત.

# THE LORD "GOD"—AUM IS HIGH UN TO ALL THEM THAT CALL UPON HIM.


# BOMBAY-TNE ARYA PRAKASH.

VOL 3 SUNDAY 9 DECEMBER 1906 NO 37.


ऑउम् भूर्भुव स्वः तत्सवितुर्वरेण्यम
भर्गो देवस्य धीमहि धियोयोनः प्रचोदयात् } જુઓ પૃ૯, ૧૯, ૧૩૭.

This is a mantra of the Yajur Veda in which the almighty God teaches mankind a beautiful prayer, which for beauty, perspicuity of language and the deep love it breathes is unrivalled. The literal translation is as follows. He who is the creator of the universe, the supporter of all things, master of all, pervading all, inmate of hearts, diffuser of light and indestructible, happy and the bestower of all kinds of felicity, Purę and purifier, enlightenek of all souls, may

we worship Him (the mighty one) who guides our wisdom towards tfuth and protects us from evil.

Every word of this beautiful prayer is a treasure and needs pages for full description. Maharishi Vysa, Manu and Swami Shankaracharaya have written comprehensive commentories on this mantra; for the sake of brevity we shall simply note down only a few salient points of its excellency.

First the word *Aum* means the creator, supporter and the master of all. This word plainly teaches us that the creator, supporter and the lord of the whole universe is one almighty God and no one else. To know him must be the chief aim of mankind. The word Bhu means possessor of unlimited knowledge pervading all, inmate of the heart, *i. e.* he has the knowledge of each atom of the world, to him nothing is secret, who has bestowed the Vedas the books of true knowledge for the guidance of mankind, who has no body and who is not confined in one place, who is free from corporeal attributes i. e. the length,

breadth and the depth, who is free from ignorance, weakness and deception. He pervades all but none pervades Him.

The 3rd word Bhuva declares that all the stars, sun, the moon, planets, and satellites reflect the light bestowed by Him, ard under His guidance pursue their systematic course; His impartial justice mates out rewards and punishment according to the deeds of every individual, and he does not favor any particular being but bestows equal blessings on all. His laws are immutable and no one has the power to oppose His commands.

Then again in this mantra the word *bhu* has a deep meaning. What is the dearest thing to every man? One's Soul. The mantra teaches us to love God more than our souls. Other religions have paradises and heavens full of sensuous delights as the rewards of good deeds, but the Vedic mukti or salvation is the true knowledge of God, and this knowledge frees a man from all sorts of sins and his soul attains that spiritual happiness which is the true Mukti or salvation.

 બુદ્ધિ વીણુ આ જગતમાં, થતાં હોત જો કાજ;
વાઘ વરૂ ને વાંદરાં, કરત જગતમાં રાજ,

## આર્ય સમાજથી અજ્ઞાત મહાશયો માટે ખાસ,

દયાનન્દાથાલય અજમેર માસીક પત્ર માર્ચ ૧૯૦૭ અંક ૫ મો.

ઉપરના અનાથાલયમાં નિવાસ કરતાં મેં તેમાં શાં શાં શુભ કર્ત્તવ્યો જોયાં તેનુ ટુકામાં ભજન જરૂરથી જોશે.

### રાગ—ગણે જુદાઈ પ્રાણ, બને શીદ અનજાણ.

દેખો "આર્ય સમાજ" કયા કયા કીન્હાહૈ કાજ,
સજે ઉત્તમ હૈ સાજ, કહો ઓમ્ ઓમ્ ઓમ્. ૧
કન્યાશાલા કહીંજારી, કહીં ગુરૂ કુલ હૈ ભારી,
કહીં કોલેજકી તૈયારી, કહો ઓમ ઓમ્ ઓમ્. ૨
સુનકે દીનોકી ટેર. કીન્હી ઇસને ન દેર,
ખોલા દીનાલય અજમેર, કહો ઓમ્ ઓમ્ ઓમ્ ૩
સંન્ધ્યા કરના બતાયા, બલિ વૈશ્યની શિખાયા,
પન્ચ યજ્ઞોમે લગાયા, કહો ઓમ્ ઓમ્ ઓમ્. ૪
શ્રી સ્વામી દયાનન્દ, કાટે દુઃખો કે ફન્દ,
દીન્હા સબકો જ્ઞાનાનન્દ, કહો ઓમ્ ઓમ્ ઓમ્. ૫
લાલા લાજ પતિરાય, દીન્હા સરવસ્વ લગાય;
રહે યુગકો જગાય, કહો ઓમ્ ઓમ્ ઓમ્. ૬
તન મન દીજે લગાય, કીજે ઈસકી સહાય;
જાસેં કાર્ય્ય બનજાય, કહો ઓમ્ ઓમ્ ઓમ્. ૭
વૈર ભાવ દીજે છોડ, સત્ય ધર્મ લીજે દોડ;
કહે "તુલસી" કર જોડ, કહો ઓમ્ ઓમ્ ઓમ. ૮

લી૦ અનાથાશ્રમની આભારી—બાનુ રૂક્ષ્મણી.

વિશ્વાસઘાતનુ વિચીત્ર વાખ્યાન યાને મહાન પાપી ગાધુનો અસરકારક હેવાલ અથવા ચમત્કારીક ચોથો તલેસમાત.

**બાનુ અંબીકા દેવી ચરીત્ર નોવેલ કી. રૂ. ૨) બે.**

આ દુનિયાના દરેક ભાગના દરેક સુધરેલા યા જંગલી જમાનાનાગમાં વસતી દરેક પ્રજામાં દરેક કોમમાં અને દરેક સંસારમાં ઉજલા સફેત બગલો હોવાજ જોઈએ, આવા સંસાર સુધારાના નર પિશાચો ચતુરાઈમાં ચાલાક પંચમાં પ્રખ્યાત સજાણું સ્યાણા, અને દેખાવમાં દાનસ્તા તથા જાણીતા છતાં સંસાર સુખના કીડા લોકોના સુખી ઘરમાં ખાતર પાડનારા નિરદોશોના સુખી સંસારનું સત્યાનાશ વાળનારા—તમોથી ખુદા બચાવે, આવા બાહોશ બગભગતોની બે માલુમ સુરંગથી આજ સુધીમાં કેટલાંક કુટુમ્બો અને ઘરો તેમના નાગની છાતી અને કપાળ કુટી બેઠાં હશે કેટલાંક કુટુમ્બો પોતાની ઇજ્જત જાળવવા તેઓથી સદાને માટે દૂર જઇ વસ્યાં હશે અને કેટલાંકો એતો ઝેરના ફાકા ભરી પોતાની જીંદગીની કહાણી ઉમર છેવટનો પડદો નાંખ્યો હશે, " પણ જરા વિચારી જુઓ કે? આ સંસારી પ્રપંચનો ખેલ આજના સુધરેલા જમાનાનો એક ખરો બનવા પામેલો આબેહુબ ચિતાર છે. જેવી રીતે દરિઆનાં પાણી ભરતીના જોશમાં અટકાવેલાં અટકી શકતાં નથી, પણ ભરતી સમી ગયા પછી જ્યારે ઓટ થાયછે ત્યારે ભરતીના તુફાની પાણીથી થયેલી બેહદ ખરાબી માલમ પડે છે, તેવી રીતે નિરદોશ અને ભોળાં મનુષ્યો સંસાર સુરંગના સડા ભાગ્યેજ પિછાની શકે છે, આ ચિતાર જુઓ ? વાંચો ? અને પછી દુર અનદેશાથી દરીઆફ્ત કરી કોઇની સેતાન

( ૨૭૬ ) શો પિતાનો પ્રેમછે, શી બાનુ ગરદાશ,
શી સેવા છે સાધવી, સુજ્ઞો વાંચો ખાસ.

સખસને તમારા કુટુમ્બ સાથે ભેલાતાં કેમ અટકાવનો, તે તમો આપોઆપ સગજી શકશો.

આ ચરીત્ર વારતા મેં મારા પોતાનાજ માટે લખી છે એમ સમજવું નહીં પરંતુ આજે હિંદુસ્તાનમાં વસતી સરવેકોમ ઇંગ્રેજી સુધારાની નકલ કરવા ઘસડાતી ચાલી છે, અને તેથી આ વારતા દરેક વર્ગની સામાન્ય પ્રજાના લાભ માટેજ લખાઇ છે સંસારની કાળી બાજુ ઉપર અજવાળું નાંખવા માટે જેમ બને તેમ સાદી સાફ અને ખુલાસાવાર ભિના પ્રકાશમાં લાવવા લેખકે પુરતું ધ્યાન અને સંભાળ રાખી સ્વદેશ સેવા બજાવી છે પુસ્તકનુ કદ રોયલ સોળ પેજી આસરે વીસ ફરમા ૩૨૫ પાનાનુ થવા ઉપરાંત દંપતિનો વુડ બ્લાકફોટો અને પાકાપુઠા સાથે સોનેરી નામ સહીત બંધાવી તૈયાર કરાવવામાં આવશે. ગુણગ્રાહક સુજ્ઞસજ્જનો આ પુસ્તકને બનતો આશ્રય આપવા મહેરબાની કરશે, અગાઉથી ગ્રાહક થઇ આશ્રય આપનાર સ્વદેશ પ્રેમાભિલાસી બંધુઓનાં મુબારક નામોની ટીપ દાખલ કરવામાં આવશે, આ પુસ્તક કેવું અને કેટલું ઉપયોગી થવા સાથે પ્રજા પ્રિય થશે. તેનો વધુ પુરાવો જોવા માટે આજ પુસ્તકમાં આપાયેલા સ્વલ્પ સારાંશથીજ માલમ પડ્યા સિવાય રહેશે નહી

સરનામુ— **બાનુ રૂક્ષ્મણી મીસીસ. એચ. બી. શર્મા.**

દરેક વર્ગનાં સ્ત્રી પુરૂષોને વંચવા લાયક સંપુરણ વારતા નામે **વેલાતનાં કાલાં મેઢાં કી. રૂ. ૨)** એ જે તેના પ્રગટ કર્તા તરફથી ભેટ તરીકે મળવા પામ્યું છે. કે જેમાં જેઓનાં કાલાં કરતુકથી સેંકડોના સંસારની ખરાબી અને ખુવારી થઇ છે, જેઓએ

નીરદોશોના ઘરમાં ગાહેતમ અને મુસીબત ફેલાવ્યાં છે, જેઓના ઝેરી પરાક્રમોથી કંઇક નીરદોશનારો ઝેરના ફાકા ભરી સદાની શાંન્તીમાં જઈ સુતી છે, તેવાં એ કાલાં મેઢાંની જીંદગીના હેવાલનુ આ પુસ્તક વાંચવાની એટલાજ માટે અરજ કરવામાં આવેછે કે તે વાંચી કાલાં મેંઢાંઓની સંગતથી દુર રહેવાને તેમને બની આવે.

ઠેકાણું—ડૉ. ડી. એન. પટેલ. ગીલ્ડર સ્ટ્રીટ—તારદેવ—મુંબાઇ.



## દેશ મનહર.

પર ઉપકારી કામ કેટકેટલાં ગણાય;
તન મન ધન થકી જેહ કંઇ થાય છે'
બનતથી ન બને તેવાં લાંબો કર કરે થાય;
તેમાં પણ કૃત્યપર માટેજ કહેવાય છે,

☛ આંગળીએથી બતાવવા માટેનું
પણ ઉમદા ફળ શું નથી.

## પાંચસેની ઇનામ. પદમણી.

| | | |
|---|---|---|
| મફત | બાનુ અંબિકાદેવી ચરીત્ર | મફત |
| ફોટો | નોવેલ ફી. રૂ. ૨) બે. | સાથે. |

પૃથ્વીપતિ યાને ખલક ખાવિંદના અવિનાશી નામનો—નંબર ૧ નો

 તરૂવર સરોવર સંતજન, ચોથા વરસે મેહ;
પરમારથ કે કારણે, ચારે ધરીઓ દેહ,

પ્રણવપટ તેમજ ઉદું ચિત્રપટ સ્વિકાર કરી શકનાર, કોઇ પણ ગુણ ગ્રાહક કદરદાન, કૃપાવંત અને સુજ્ઞ સદ્દગ્યાતા રાજા, મહારાજા, અમીર, અમલદાર, શ્રીમન્ત સદ્દગૃહસ્થ વર્ગમાંના, આર્ય (હિંદુ) મોહોમેદન (મુસલમાન) પારસી તેમજ યુરોપીયન, વિગેરાદિકમાંનું–માનવંતુ મુબારક નામ અને ચોકસ પુરા પત્તા સાથેનું, જે કોઇ ઉદ્યોગી ઉત્સાહી અને ઉમંગી મહાશય લખી જણાવશે, તે દરેકને મારો મોકલાવેલો ચીત્રપટ સ્વિકાર થઇ યોગ્ય આશ્રય, મળી જવાથી ઉપરનું જોવા જાણવા અને વાંચવા લાયક પુસ્તક ખાસ ભેટ તરીકે બીન પોષ્ટેજથી મફતજ મોકલી આપવામાં આવશે, આંગળીની આળસથી અમુલ્ય અવસર એળે કોણ જવા દેશે?

**આર્યભાનુ રૂક્ષ્મણી–ને સરનામે લખવું.**

---

કાન્તા શી કીધી કૃતિ, ધન્ય ધન્ય તારી જાત; (૨૯૯)
નેકી કીધી નામની, થઇ જગમાં વિખ્યાત,

---





 બાનવે ગનવો ચાતુરી, તીનો વિધા સ્હેલ;
કામ દહન મન વશ કરન, ગગન ચઢન મુસ્કેલ,

## ખુશ ખબર, વાંચો, ખુશ ખબર.

### સંગિત શોખીન બાનુઓ માટેજ.

**હારમોનીયમ શીખવાની ખાસ ઉતમ સગવડ માત્ર સ્વદેશ હિતાર્થે સ્થાનિક** બાનુઓને મુકામે આવવાથી એડમીસન ( દાખલ ફી ) માત્ર રૂ. ૧। સવા લઇ મફત શીખવવામાં આવશે પરંતુ પોતાના મુકામે અગર બહાર ગામ ખાતે બોલાવવા ઇચ્છા રાખનારે મારા ખરચ પૂરતો યોગ્ય પગાર આપવો કબુલ થવાથી મને લાયક જણાતા સ્થાનોમાં આવી મારી માનવંતી સુજ્ઞ બ્હેનોનેજ એક સંગિત રહસ્યની મનોવેધક અત્યુત્તમ પ્રસાદીનો કંઇક અલ્પ લાભ મારી શક્ત્યાનુસાર સમર્પિત કરી તનમનથી સેવા બજાવી હમેશની યાદગીરી માટે કૃતાર્થ બનીશ. વધુ માટે જુઓ ? પૃષ્ટ-૯૦, ૯૨, ૯૭

**આર્યબાનુ રૂક્મણી-મીસીસ૦ એચ. બી. શર્મા.**
**સ્ત્રી. સંગિત હારમોનીયમ શિક્ષક**

**વડસ્મા-પોષ્ટ ડાંગરવા-** પ્રાંત-ગુજરાત. } **અમદાવાદ-નવતાડ. આનંદ ભુવન થીયેટર પાસે.**

## જાદુઇ ચમત્કારો માટેની ચાવીઓ?

મેજીકબોટલ એન્ડકપ—હુકમીગ્લાસ બાટલી. રૂ ૫ )
ધીબ્રોકન પ્લેટ—રકાબી ભાગીને આખી કરવી રૂ ૮ )
ઓબીડીયન્ટસ બૉલ—હુકની ગોળા રૂ ૫ )
હુકમીસ્ટેન્ડ—પાનાઓનુ પોતાની મેજે બહાર પડવું રૂ ૫ )
ધીગ્રાન એગ્ઝો સ્ટીબલ બોક્ષ—કુબેરનો ભંડાર—રૂ ૧૦ )
ધીમેજીકસ્કલ-ભવિષ્યજાણનાર ખોપરી—રૂ ૧૦ )
તલેસ માતીક ફાનસ અને અદભુત કરંડીઓ—રૂ ૧૦ )
ઠલસ્ટ્રીકસ—દારૂ દુધ ભેગા કરી જુદાં પાડવાં—રૂ ૧૦ )
તલેસમાતીક વિચીત્ર હેડ કેદ કરવાનુ પાટીયું રૂ ૧૫)
શીકારેની જાળમાંથી સટકી જવું—રૂ ૫ )
રોબડ હાઉસ કેપ-ભેદ ભરેલી કરામતી ટોપી—રૂ ૧૦ )
ટ્રીકસવીથ હેન્ડ કરચીફ—રૂમાલને હવામાં ગુમ કરવો—રૂ ૫ )
સજીવન લાઠી અને અદભુત છત્રી-રૂ ૧૫)
તરવાર પર અદ્ધર લટકતો સેતાન સીંદ—રૂ ૨૫ )
હાફલેડી અડધી કાપેલી ગાયન ગાતી પરી—રૂ ૩૫ )
અધર પરી યાને બાનુ અંબીકા દેવીનો હવામાં તરતો દેખાવ
મેસ્મેરીઝમથી આકર્ષણ વિધાનો અજાયેબ પ્રયોગ—રૂ ૭૫ )
કાટની બેડી રૂ ૧૦ ) હાથની બેડી રૂ ૨૫ ) પગની બેડી રૂ ૫૦ )
પ્રોફેસર—એચ—બી—શર્માનુ પચરંગી પેપરનુ ખાણુ—રૂ ૫ )
વધુ વાત ચીતના વીગતવાર વીવેચન વાસ્તે

**ખાસ.એચ.બી.શરમાના નામથી હમેશાં લખવું યા મળવું.**

## અમદાવાદ ગુજરાત કલબના અગ્રેસરો તેમજ હિંદના સુવિખ્યાત વકિલો અને બહાદુર બારિસ્ટરો પ્રત્યે પ્રાર્થના

આ પુસ્તકમાં અપાએલા મારા અસાધારણ વૃતાન્તથીજ આપને વિદીત થયા વિના નહી રહ્યું હશે કે' આ સ્વદેશ સેવક તદન નિર્દોષ હોવા સાથે એક કૃતઘ્ન અને કાફર કવિના વિશ્વાસ ઘાતમાં ફસાયેલોછે, અને તેથી દેશદાઝની લાગણી ધરાવનાર કોઇપણ આર્યવિર, બ્રિટીશ રાજ્યના નિષ્પક્ષપાતી ન્યાયાસન આગળ મુક્ત કરાવી. મને મારી ત્રીજી જીંદગીની સ્વર્ગ ભુવનમાં ગુમ થયેલી પ્રેમી પ્રિયા પાછી પ્રાપ્ત કરાવશે, કિંવા, મને મળેલુ નુકશાન પાછું અપાવશે, તેનો હમેશ લગીનો કૃતજ્ઞ થઇ મારી યથાશક્તિ સેવા બજાવતાં તેમનો તન મનથી આભારી બનીશ, દીલગીર છું કે? મને ઇંન્ડિયનલૉ વિશે પૂરી માહીતી નહી હોવાથી તેમજ તે કામના અધિકારની યોગ્ય ડીગ્રી નહી પસાર કરવાથી મને મારા સ્વદેશ પ્રેમી બંધુઓની મદદ આશ્રય આપત્તિ કાળે માગવાની જરૂર પડીછે, આશા રાખુછું કે તેઓ પૈસા પ્રાપ્ત કરવાના અનેક પ્રસગો મેળવી શકશે-પરંતુ આ એક સ્વદેશ સેવા બજાવવાનો કીમતી લાભ પોતાના માનવંતા હસ્તકમાં લઇ યોગ્ય ઇલાજે પુર્ણ કરાવવા પછાત પડશે નહી, વધુ વિગતવાર સાથેના સબળા આધારો આપનો અસીલ પુરા પાડવા શક્તિવાંનછે,

લી૦ સ્વદેશાભિમાનીઓનો દાસાનુ દાસ. **એચ, બી. શરમા**

ચાતુર્ય બુદ્ધિથી તર્કજ્ઞાનનુ બાહોશી ભરેલું બળ અજમાવવા, દરેક સુજ્ઞ વાંચકોને આ પુસ્તકમાં અપાયેલા પ્રયોગોથી પરિક્ષા કરી જોવા ખાસ વિનંતી છે.

 જગમાં છે જન જીવતો, નહી મુવેલો ધાર;
તન મન ધન જેણે વાપરે, કરવા પર ઉપકાર

## ☞ વર્ત્તમાન પત્રાધિકારીઓ અને માસીકાધ્યક્ષોને વિનંતી.

કે જેઓ સ્વદેશ હિતાર્થેજ પોતાનો યત્ન અને ઉદ્યોગ ચાલુ રાખી, પરોપકારી અને પરમાર્થીક કાર્યોમાં પોતાની કસાયેલી કલમ ન્યાય નીતિથી સત્યદર્શક સુપંથેજ આ આર્યાવર્તમાં ચલાવતા ચાલુછે તેઓએ કૃપા કરી આ પુસ્તકનુ યથાર્થ અવલોકન અવકાશના પ્રસંગે યોગ્ય સ્થળે પ્રકાશમાં લાવવા વિસ્મૃત થશેજ નહી–

પ્રભુત, ચીત્રપટ સમાલોચનાર્થે મંગાવવા ઇચ્છા રાખનારે પોતાના પત્ર સાથે ચોકસ નામ ઠામ લખી જણાવ્યાથી ભેટ તરીકે, મફત બનાવી આપી–મોકલવામાં આવશે

☞ આ સરવોતમ સદોપયોગી સદૈવ સેવનીય સુપુસ્તક.

જેઓને કદરદાન કૃપાવંત અને પરોપકારી સદ્ સજ્જન સમજી મોકલી આપવામાં આવ્યુ છે, તેઓએ કૃપા કરી સપ્રેમે સ્વિકારી લેતાં ઇચ્છાનુસાર યોગ્ય બદલો પુસ્તકની કીમતના પ્રમાણમાં કોઇપણ રીતે પાછો વાળી આપવા માટે કદિપણ પોતાની ઉદાર વૃત્તિવાળું સખી મર્દપણું આ એક દિન અબળા સામે સ્વપ્ને પણ છુપાવવાને–કૃપણતા વાપરશે નહીં, એવો ન્યાય નીતિ અને ધર્મશાસ્ત્રોના સપ્રમાણોથી મને દ્રઢ નિશ્ચય અને અંતઃકરણથી પુર્ણ વિશ્વાસછે,

લી. કદરદાન અને કૃપાવંતોની–કૃપાપાત્ર
આશ્રયાભિલાષી–આર્યમાતુ રૂક્ષ્મણી.

દુષ્ટ બુદ્ધિના દુરજનો, પરસુખ દેખી દુખાય;
ખરજવાસો આકડો, વરસા સમે સુકાય,

---

( ૨૮૬ ) લક્ષ્મી કહે હું નીતનવી, પુરૂ ન કીસકી આશ;
કીતને ઝુર ઝુર મર ગયે, કીતને ગયે નીરાશ.

(૨૮૯) જનુની જણેતો ભાગ્યવંત, ગતજણિયો ગુણવંત;
ભાગ્યવંત કે હારપે, લાખો ખડે ગુણવંત,

---

કેટલાક કૃપાવર્યશ્રી રાજ્યપતિઓ આશ્રય મોકલાવી આપતાં ફરમાન કરે છે કે? પ્રથમ ખબર આપી મંજુરી મેળાને માનપત્ર (રાજ્યભેટ) મોકલી આપવી. જેના પ્રત્યુત્તરમાં વિનંતિ સાથે અરજ કે?

**કવિત.**

સિતા જો ન સતિ હોતે, પતિ હી કો માનત કોન,
પ્રજાપતિ ન હોતતો, પ્રજા કોન કરતો,
શેષ ન હોતે ધરા, શિષપેં ન ધારત કોન,
ધરાજો ન હોતી જગ, ધર્મ કોન ધારતો,
મેઘપતિ ન હોતે તો, મેઘમહિ દેતેકોન,
દિનકર નવ હોત કદિ, તિમર કોન હરતો,
હમારે તો યહિ સત્ય, અસાર સંસાર માંહે,
સૃષ્ટીમેં ન દાતા હોત, યાચક કોનયાચતો,

મતલબ કે? કલ્પવૃક્ષ કદિ આશાતુર જનોને સમીપ બોલાવવા આમંત્રણ કરતું નથી, કમળભ્રમરની દરકાર રાખતું નથી, દીપકને પતંગની કંઇ પરવા નથી, ચંદ્ર ચકોરની આશા રાખતો નથી, મેઘને ચાત્રકની કંઇ ગરજ નથી, ગોળસકરા મક્ષિકાઓને પોતાનો મધૂર રસ ગ્રહણ કરવા કહેતી નથી. આમ્રફળ ભાવિકોને કદિએ સંભારનાર નથી, પરમ કૃપાળુ પરમાત્મા પોતાના નામનુ સ્મરણ કરાવવાને ફરમાશ કરતોજ નથી તેમ ભાગ્યવંતો ગુણીજનને પોતાની ગરજથી. ગુણાનુવાદનુ ગાન કરવા પરિશ્રમ આપતા નથી. છતાં તેઓ કુદરતી પ્રેમના આકર્ષણથીજ ઉપરના યાચકો તેના કદરવંત દાતા પ્રત્યે પોતાના ગુણની (કામની) યોગ્ય કદર થશે એમ ધારી અવશ્ય જવા યત્ન, ઉમંગ અને ઉત્સાહથી હમેશાં આશા રાખેછેજ.

લી० ગુણ ગ્રાહકોની આશ્રયાભિલાસી-કૃપાપાત્ર.

**આર્યભાનુ-રૂક્ષ્મણી० મીસીસ એચ. બી. શર્મા.**

दान दया द्रढता दरस, दुख दारिद्र दलनार; ( २८९ )
दिल दातार दमाम द्युति, दिर्घ आयु दरबार.

---

# दिव्य देह धारी, द्रढ देवांशी दरबारश्री.

दुनियामां देखाता देदिप्यमान दरबारमां दयाळु दिलना
दमामदार दरज्जाथी द्रश्यमान दाखला दलीलोथी
देशनी दयाजनक दशानु दिगदर्शन दिर्घ द्रष्टीथी
दर्शनिक द्रष्टान्तोने दरपले दिलसोजीमां दोरी
द्विपान्तर देश देशावरना द्वारमां
दिगविजयी दुंदभीथी, दिनदासनी दाद दयाळु दिलेदेतां
दुष्ट दुश्मनोनी द्वेषादि द्रष्टी दबावी, दिव्य दैवतथी
दुग्धा दगो द्रोह दुख दारिद्र दिनता
दिलगीरी दरेकने दळी दाटी,

## देश देविनुं दुध दिपावता

दोलतमंद दानेशमंद दीलावर दोस्तोथी दिपता दरबारश्री.
दिर्घायु दिर्घायु दिर्घायुस्तु.
द० देशाभिमानीओनी दासानुदास.

**देवी रुक्षमणीना**

दंडवत.

# પ્રણવપટ નંબર પહેલાનો નમુનો બીજો.

સીલ્વર જ્યુબીલીના આનંદજનક પ્રસંગે સમાર્પિત કરેલો.

 विजय  पामो. 

नं १.

श्रीमन्त सरकार * महाराजा धीराज श्री

ओ३म्

स,याजीराव, गायकवाड

वडोदरा राज्य.

ता. ६ मार्च १९०७.

१९६३ फागणवदी ७

# आर्यावृत्त गीति.

सदय हृदय गुण गणवर,
नराधिप नरेन्द्र लायकछो;
प्रजापाल हित कारक,
सयाजीराव सुबुधगुणी नायकछो.

कृपापात्र वानु. रुक्ष्मणी शर्मा.
वडस्मा — अमदावाद.

 अस्थिरं जीवितं लोके, अस्थिरं धनयोवने ॥
अस्थिरा पुत्र दाराश्च, धर्म कीर्ति र्द्वयंस्थिरं ॥

## આશ્રય દાતા આર્ય નૃપ વર્યશ્રી-સાંધણ પૃષ્ઠ ૧૪૬

* શ્રીમંત સરકાર મહારાજા સાહેબ બહાદુર—બરોડા.
૧૫ ) મહારાણા શ્રી ભાવસિંહજી—સા૦ બા૦ પોરબંદર.
૧૫ ) મહારાણા શ્રી છત્રસિંહજી—સા૦ બા૦ નાંદોદ.
૧૫ ) મહારાણા શ્રી જોરાવર સિંહજી—સા૦ બા૦ સોંથ,
૧૦ ) મહારાવળ શ્રી ફતેહ સિંહજી—સા૦ બા૦ છોટાઉદેપુર,
૧૦ ) મહારાજા શ્રી કેશરી સિંહજી—સા૦ બા૦ શીરોહી,
૧૦ ) દરબાર શ્રી ખાચર ઓઢાઆલા—સા૦ બા૦ જસદણ,
૧૦ ) દરબાર શ્રી અભય સિંહજી—સા૦ થરાદ,
૧૦ ) ઠાકોર શ્રી સુલતાનજી—સાહેબ, કોટડા સંગાણી.
૧૦ ) ઠાકોર શ્રી જીજીભાઇ વરસાજી—વડરમા૦
૮ ) પરમાર શ્રી હરી સિંહજી—સા૦ સુગી દરબાર.
૮ ) દરબાર શ્રી હીંમત સિંહજી—સા૦ ગાજણા.
૬ ) રાવ શ્રી દીપસિંહજી સાહેબ—માલપુર.
* દરબાર શ્રી અગર સિંહજી—સા૦ ગાંફ.
* દરબાર શ્રી૦ દાદા સાહેબ ઘોડાસર.

---

*આશ્રય ઓર્ડર ફરમાન નહીં આવી પહોચવાથી દાખલ કરવાને બની શકયું નથી જેથી હવે પછીના પ્રગટ થનાર પુસ્તકમાં ગને મળેલો સહર્ષ સંતોષ જાહેર કરીશ.

હજાર સાલ હૈયાત હજરત, હજુરકી ઉમર કરો,

અલ્લાહ આપ આબાદ રાખો, ઔર કરો આબાદ મુદામ;

વિજય ＊ પામો.

નં. ૧

જાંહવા. ખાનસાહેબ ફત્તેહદીન ખાનજી.

યા ખુદા યથવા યા અલી

ઉર્દુ હરફથી ભરાવાય છે.

અલ્લાહ રસુલ આબાદીમે,
હરદમ રાખો હજુર;
દિન દિન ચઢતી ચહુ દીસે,
નેક બઢો નિત્ય નૂર.

દુવાગીર બાનુ રૂક્ષ્મણી શર્મા.

તા. ૧-૧-૦૭.

વડસ્મા ＊ અમદાવાદ.

મહેર કરો મહેબુબ મેરા, આનંદસે રખીઓ સદા,

સુરાદ આપકી હસી સુગમે, અલ્લાહ અકબર બર કરો.

( ૨૯૪ ) તન અપના નાપાક હગે, હાડ માંસ ઓર ચામ
અચ્છા હયે આ જાયગે, બાલા કિરીકે કાગ,

---

આશ્રય આર્ડર પત્રિકા, સાંત્રણ પૃષ્ટ ૬૦, ૧૫૨
બાંટવા; માનાવદર સ્ટેટ–કાઠીયાવાડ–તા૦ ૨૧–૧–૦૭

**બાનુ૦ રૂક્ષ્મણી—મીસીસ. એચ–બી–શર્મા,**

જત તમારા કાગળ તથા "ચાઅલી" ભેટ પોસ્ટ પારસલથી મને પહોંચી છે, તમને તેનો બદલો જરૂર મળશે, હું વધારે કાંઇ નથી કહી શકતો, પણ થોડાજ વખતમાં તમને ભુલીશ નહી, હું હિંદુસ્તાનની મુસાફરીએ હતો, તેથી કાગળમાં ઢીલ થઇ છે માટે માફી ચાહુછું,

**( ઇંગ્રેજીમાં પોતાની સહી ) ચીફ, ઓફ, માનાવદર સ્ટેટ,**

---

પુનાદરા સ્ટેટ મહીકાંઠા–તા ૨૩ જાનેવારી ૦૭

બાનુ. રૂક્ષ્માણી–મીસીસ એચ. બી. શર્મા જત તમારો ચાઅલી ચીત્રપટ તથા પત્રો પહોંચ્યાછે, અમારા પિતાશ્રી અભયસિંહજી સ્વર્ગવાસ થયાછે, પણ તેમની આજ્ઞાનુ સાર તમારા મોકલાવેલા ભરત કાંમ બદલે રૂ. ૧૦ ) દસનુ આજે મનીઆડરથી ઈનામ મોકલ્યું છે તે પહોચશે,

**લી૦ મીયાં શ્રી શીવસિંહજી.**

કોટડા સાંગાણી તા. ૧૮ મે ૦૭, બાનુ રૂક્ષ્માણી, શર્મા.

મોકલાવેલા મનીઆરડરની પહોંચ મોકલાવશો તમારા ઉત્તમ વિચારો અને સ્વદેશ હુન્નર ઉદ્યોગની ખીલવણીપરના પ્રેમભાવથી ઘણુ ખુશી થવા જેવુંછે.

**( સહી ) હજુર સેક્રેટરી–કોટડા સાંગાણી સ્ટેટ.**

---

ખંભાત હજુર ઓફીસ નં ૧૩ તા–૧–૧૧–૦૬

બાનુ અંબીકા દેવી–મીસીસ એચ–બી શર્મા, મુ–વડસ્મા વિશેષ લખવાનું કે–તમારો ચાઅલીનો પટ પહોચ્યો હતો પણ તે અહીં નિરૂપયોગી હોવાથી રજીષ્ટર પોષ્ટ પારસલથી પાછો મોકલ્યો છે તે પહોચશે

**( સહી ઇંગ્રેજીમાં ) દીવાન સાહેબવતી,**

## આશ્રય દાતા, કદરદાન, કૃપાવંતો.

* ખાન શ્રી ફતેહદીન ખાનજી સાહેબ બાંટવા.

૧૦ ) દીવાન સાહેબ શેર મહંમદ ખાનજી સાહેબ પાલનપુર.

૧૦ ) મીયાં શ્રી અભય સિંહજી સાહેબ—પુનાદરા.

૭ ) મીયાં શ્રી સુરસિંહજી સાહેબ—બડાલ.

૫ ) મીયાં શ્રી મોટા મીયાં સાહેબ—ડાભા.

૫ ) નવાબ સર અહેમદ ખાનજી સાહેબ બહાદુર—જંજીરા.

* નવાબસર રસુલખાનજી સાહેબ બહાદુર,—જુનાગઢ.

† નવાબસર નજરઅલી ખાનજી સાહેબ બહાદુર—સચીન.

*આશ્રય ફરમાન હવે પછીના પુસ્તકમાં પ્રગટ થશે.

*આ ચીત્ર પટનુ પોષ્ટ પારસલ પહોચવા માટેની અરજ રજીષ્ટર પત્ર. તા.-૮-૨-૦૭ નં ૭૨ થી મોકલાવેલી, પરંતુ કંઇ જવાબ મળી શક્યો નથી, કૃપા કરી આવિષેનો યોગ્ય તપાસ થઇ આ બારીને ફરમાન મળશે.

†પોષ્ટ પારસલથી મોકલાવેલો ચીત્ર પટ તપાસ કરાવતાં નહી પહોંચવાનુ ફરમાન નામદાર નવાબ સાહેબ તરફથી મળવાથી પોષ્ટ ખાતામાં તપાસને સારૂ બે માસથી અરજ કરવામાં આવેલી છે, જેનો યોગ્ય તપાસ થવો ચાલુ છે, એવો જવાબ મળેલો છે, છતાં પણ જો ભવિષ્યમાં આશા રાખેલો શ્રમ નિરાશા પગાડશે તો, બીજીવાર તેને નવીન રીતેથી તૈયાર કરી નામદારની સેવા બજાવી કૃતાર્થ થઈશ રજીષ્ટર પત્રો કરતાં સાદા પત્રો પર પણ બારીક ધ્યાન અપાતું જોઇ આ સ્ટેટને માટે બેહદ આનંદ પામુ છુ અને તેથી તેમાં રાજ્ય વ્યવસ્થા પણ ઘણુા ઉત્તમ પ્રકારની હશે એવો નિશ્ચય માનુંછું.

( ૨૯૬ ) લીમ્બ કડુતા નવ તજે, ખટરસ તજે ન આમ;
જો ઉમદી જરદી તજે, તો અવગુણ તજે ગુલામ.

## નં. ૨, ૩, ના ગુણ ગ્રાહક ગુણજ્ઞ ગૃહસ્થો–સાંધણ પૃષ્ઠ ૨૪૮.

૫ ) રા. રા. રણછોડલાલ નરોતમદાસ. આ૦ એન્જીનીયર અમદાવાદ
૫ ) રા. રણછોડલાલ અમૃતરામ દેસાઇ–વડોદરા.
૫ ) વિષ્ણુશ્વર વાગુરીશ્વર દેસાઇ–પાટણ.
૫ ) શા. અમથાભાઇ કેવળદાસ. પાચ્છા–કડી.
૫ ) શેઠ. લુકમાનજી કરીમજી કુરનાગલા–સીલોન.
૫ ) પઠાણ બાલેખાન આલીખાનજી–પોરબંદર.
૫ ) પીરોજશા સોરાબજી ડ્રાઇવર ટોંગુ–બ્રહ્મદેશ.
* ૧॥ ) શા તીરથદાસ માધવદાસ. કમીશન મરચંટ–શીકારપુર.
૧॥ ) મહાશય કોઠારી હંસરાજ ઉમરાવતી–ખાનદેશ.
૧॥ ) નરસી વસણયા, માલીમ કસ્ટમ શેડ–મુંબાઇ.

*આ ત્રીજા નંબરનો પ્રણવ મારી ત્રીજી જીંદગીની પ્રિયા બાનુદેવીને અમદાવાદ માંડવીની પોળમાં સોનીની પોળના મકાનમાં ભરત કામનું શિક્ષણ આપતાં તૈયાર કરાવી મોકલાવી આપ્યા બાદ અમોને કેટલીક પ્રકારની અગવડતા હોવાથી મીત્ર મંડળને લગ્નોત્સવ પ્રસંગની મીજબાની આપી કવિ અને તેની પત્નીને ત્યાં તેનો શણગાર છપાવતો મુકી મારૂ ઘરબાર સોંપી બાનુ સાથે અમો બંને વડરમે આવી રહેવા લાગ્યાં અહીં તેણીને સંગીત અને કેળવણી શિક્ષણ આપતાં ત્યાંના મારા સ્નેહી પાડોસીયો સાથે, તેનું ધાર્યું નહી બનવાથી વિરોધ કરી નં. ૨૨૭૭ વાળા મકાનમાં રહેવા ગયો, અહીં આગળ સીટી ચીફકોન્સટેબલે પુત્રી પરણાવ્યા બદલ રૂબરૂ બોલાવી તપાસ અને ખાત્રી લીધી, કેટલાક વખત પછી મારૂ ત્યાં જવાથી વર્ત્તમાનપત્રોની ખબરોથી તેમજ બીજા આધારોથી તેમને સાબીતી કરી આપવામાં આવેલી છે. પૃષ્ઠ ૨૧૫ના દેવીના મામા બબારામ તા. ૧૩ મે ૦૭ ના રોજે બાલીસાંજે જઇ જાતી તપાસથી વધુ શોધ લઇઆવ્યા કે બાનુ બીજા ધણી સાથે રામલીલા કરવા ગઇ છે અને પ્રીરતી કવી પત્ની સાથે શણગારનો ઉપદેશ કરવા ઉપડયો છે.

નિત ઉઠી દરબારમાં, ધણીના ધક્કા ખાય; 
કોઈ દીન લ્હેર સમુદ્રની, દાળદરહી મીટ જાય,

---

## સમુદ્રમાં નાંખવા યોગ્ય, સવૈયા,

પુત કપુત કુલક્ષણુ નાર, લડાક પડોશી, લજવન સાળો.
ભ્રાત અહેખાઓ લંપટ ગોલીન, લોભીયો મીત્ર, અતીત ધુતારો;
ચાકર ચોર નીશાનક ઢોર, સાહેબ સુગ દીવાન કુઢારો,
કવી ગંગ કહે સુન શાહ અકબર, બારકુ બાંધ સમુદ્રમે ડારો,

## પાપ ઘટવાનો સુગમ માર્ગ, કવીત.

જ્ઞાન ઘટે જડ મુડકી સંગત, ધ્યાન ઘટે બીન ધીરજ આયે,
માન ઘટે મુખસે કહું માગત, ચાર ઘટે નીત પરઘેર જાયે;
પ્રીત ઘટે બુરા બોલકી સંગત, રીત ઘટે મુખ નીચ નગાયે,
ઉદ્યમ સજ્યો દારિદ્ર ઘટે આલી પાપ ઘટે ગુણ ગોવીંદ ગાયે.

---

## આભારી આર્ય અબળાની અરજ.

### ગોંડળ, ૦ ૦ ૦ ૦ કટોસણ, ૦ ૦ ૦ ૦ સોખડા,
### મહારાજાશ્રી, ૦ ૦ ૦ દરબારશ્રી, ૦ ૦ ૦ કુમારશ્રી,

સાહેબ ઉપર ૧૯૬૩ના મહાશીવરાત્રીના શુભ પ્રસંગ ઉપર છઠી વખતે પ્રણવપટ બનાવી પોષ્ટ પારસલથી સેવામાં સમર્પિત કીધા બાદ બે રજીષ્ટર પત્રો દ્વારા અને પચીસ પોષ્ટ કવરો દ્વારા કેટલીક અરજો મોકલાવતાં આ પુસ્તક પ્રકાશ થઈ બહાર પડતા સુધીમાં વર્ષાદ માફક ફરમાન રાહ જોતાં કંઈપણ પ્રત્યુત્તર મળી શક્યો નથી. આશા રાખુછું કે ? ખર્ચ, મહેનત, અને ઉમંગી યત્ન થી સેવાયેલો મારો સ્વલ્પ પરિશ્રમ ભવિષ્યમાં. ભાગ્યવંત ભૂપતિ શ્રી પ્રત્યેનો નિશફળ જવા પામશે નહી; જુઓ પૃષ્ટ—૩૭, ૧૫૧.

લી૦ પ્રત્યુત્તરાતુર આશ્રયાભિલાષી.
કૃપાપાત્ર—બાનુ રૂક્ષ્મણી.

 છે જગમાં જન જીવતો નહીં મૂવેલો ધાર;
તન મન ધન બળ વાપરે, કરવા પર ઉપકાર,

---

## લાઠી સ્ટેટ પોષ્ટ કાર્ડ—તા. ૨૦—૨—૦૬

તમારા તરફથી ભારત કામનો નમુનો પ્રણવપટ નામદાર ઠાકોર સાહેબ સુરસિંહજીના નામનો આવેલો પરંતુ ઠાકોર સાહેબ સન ૧૯૦૦ની સાલમાં ગુજરી ગયેલ છે અને તેઓ સાહેબના પાટવી કુમાર શ્રી, રાજકોટ, રાજકુમાર કોલેજમાં અભ્યાસ કરેછે જેથી તે કામ યાદ આપવા માટે તેમને મોકલી આપવામાં આવેલ છે.

**સહી. લાઠી સ્ટેટ કારભારી.**

## પોળો સ્ટેટ પોષ્ટ કાર્ડ—ઘોડાદર તા--૨૯--૧૧--૦૬

તમારા કાગળો તેમજ પ્રણવપટ વીગેરે મરહુમ દરબાર મહારાજ શ્રી પૃથીસિંહજી સાહેબના નામ પર આવેલ છે પરંતુ તેઓ સાહેબ એક વરસ થયાં કૈલાસ વાસી થયા છે, છતાં તે બાબત તમે તપાસ કર્યા વગર તસ્દી લ્યોછો અને આપોછો; ભેટ નકામી અહીં પડીછે, જરૂર હોય તો પાછી બે અરીંગ પોષ્ટથી મોકલી દેવામાં આવે,

**સહી. પોળો સ્ટેટ કારભારી.**

ખરોપકારી, પુરૂષાર્થી અને પ્રારબ્ધવાન પુરૂષોના સ્વર્ગ ગમન કીધા પછી થી પણ કેટલાક કાળ સુધી તેમની અચળ કીર્તિ આ વિશ્વમાં સુવિખ્યાતીથી વિચરેલી હોયછેજ અને તેથી જે મારો ઉપરનાં મુબારક નામો પ્રત્યે શ્રમ લેવાયેલોછે, તેનો બની શકતો યોગ્ય બદલો બજાવેલી સેવા બદલ વર્તમાન સ્ટેટાધિકારીઓ યોગ્ય જણાયતો મોકલાવી આપી કૃતાર્થ કરશે કિંવા ખરચ, મહેનત અને ઉમંગી યત્નથી આશ્રયની આશાએ મોકલાવેલું કામ મને પાછું મોકલાવી આપી આભારી કરશે એવી આશા રાખુછું કે જેથી મને મળેલું નુકસાન કોઇ બી રીતના બીજા યત્નથી મેળવી શકવાને વ્યવસ્થા કરી શકું.

**सर्वे पदं हस्ति पदे निमग्नं.**

**લી. સ્વદેશ પ્રેમાભિલાષી--બાનુ. રૂક્ષ્મણી**

# આથી લોક મને શું કહેશે ? H. M. P.

પ્રિય વાંચક મહાશયો, આપ આ વિષયને ઉલટ પાલટ વાંચી જોઈ સહેજ વિચાર કીધા વિના તદન હસી કાઢતા નહી, આ વિષય વાંચી વિચાર કરવાનો છે. ભારત વર્ષને અવનતિના ઉંડા ખાડામાં ઉતારનાર આજ વિષય છે. તેને માટે શોકનાં બિંદુનો પ્રવાહ ચલાવવાનો છે. તેને માટે આપણને આપણી જાતને, અને આપણા પુરૂષાર્થને શરમાવવા જેવું છે, તેને માટે આપણે જીવતા મુડદાવતજ છીએ, એમ માનવું અયોગ્ય કહેવાશે નહીં, કારણ આપણે ઉપલા વચનને વળગી રહી, આપણી આર્ય ભૂમિને લાંછન લગાડી અધોમૂખે અશ્રુપાત કરાવીએ છીએ. હરકોઇ કાર્ય કરવા જતાં "લોકો મને શુ કહેશે" એ તુચ્છ વિચારોનુંજ પ્રથમ આપણા મનમાં સ્ફુરણ થવાથી આપણે તે કરવા શક્તિવાન થતા નથી અને તે ન કરવાથી આપણને જે જે આપત્તિઓ વેઠવી પડે છે તેનો ખ્યાલ દરેક વિદ્વાનો, દેશ સુધારકો, અને સ્વદેશાભિમાનીઓએ કરવાનો છે, શું સન્માર્ગનુ ગ્રહણ કરતાં પણ એવા નિર્માલ્ય વિચારો રાખવા જોઇએ, કે લોક મને શું કહેશે, નહીં, નહીં. તે વિચારો એ આપણા મગજમાં ઘણા વખતથી ઉંડાં મૂળ ઘાલેલાં છે. કે જેથી લોકના ડરથી આપણે કાર્ય કરતાં અટકી પડીએ છીએ. મહાનવિર પુરૂષોનાં જીવન ચરીત્ર વાંચી વિચાર કરીશું તો જ્ઞાત થવાય છે કે જે જે વિદ્વાનોએ દેશને માટે પોતાના સ્વાર્થની તથા પ્રાણની પણ દરકાર કરી નથી. તેઓએ કદાપિ ઉપરોક્ત દાખલાને માન આપી ઘરના

 સાહેબ કે દરબાર મેં, સાચેકું શીર પાવ;
જુઠા તમાચા ખાયગા, ક્યા રંક ક્યા રાવ,

ખૂણામાં મુષકની માફક સંતાઇ પેઠા નથી, તેઓએ કવચિત પણ લોકોના ડરથી ગભરાઇ પોતાના સત્ય વિચારોને અમલમાં નહીં લાવવા સંકલ્પ સરખો પણ કર્યો જોવામાં આવતો નથી. તેઓ તો ફક્ત એમજ સમજતા કે **निन्दन्तु नीति निपुणाः** લોકો હમોને ગમે તેમ કહો દ્વેષીઓ તરફથી ગમે તેવાં સંકટો આવે, તો પણ હમો સત્ય કર્ત્તવ્ય કરતાં કદાપિ પાછા હઠીશું નહી, દ્વેષીઓને બાળવા માટે તેમની પાસે તેમનો દ્વેષરૂપી અગ્નિ બસ છે, હીંમતવાન પુરૂષો લોક ભયને દૂર કરી, અડગ પણે કાર્ય કર્યા જવાથી તેમાં ફતેહ પામેલા છે, તેઓ પોતાની જાતને પોતાની માતૃભૂમિને ઉંચે ચડાવવા માટે ભાગ્યશાળી બન્યા છે, પણ અફસોસ કે આપણા પૂર્વજો મહાન મહાન કાર્યો કરી જવા છતાં આપણે ઉપલા વાક્યને વળગી રહી લોક લજ્જાથી સતકાર્યો કરવાની તિલાંજલી આપી છે, દેખતા છતાં કુવામાં પડીએ છીએ, મનુષ્ય છતાં પશુવત થવાની આકાંક્ષા કરીએ છીએ, આપણે જાણીએ છીએ કે ફલાણું કર્ત્તવ્ય કરવામાં આપણને અને આપણી ભાવિ પ્રજાને તથા દેશને લાભ થશે, તથાપિ તે કરી શકતા નથી અને જેમાં હાની છે; તથાપિ લોકોમાં પ્રથમ સારૂં દેખાવા જેવું છે, તે કરતાં લગાર પણ અચકાતા નથી અને હાની કારક છતાં કંઇપણ વિચાર કર્યા વગર તે કરે છે, અરે ભારતી આતે કેવા મનુષ્યો કે સમજવા છતાં પણ પોતાના મનસ્વિ વિચારોને આધિન થઇ પોતાને તથા દેશને નુકસાન પોચાડે છે, સત્યકાર્ય કરવામાં લોકોના અપવાદથી ડરવા જેવું કંઇ નથી, જે કાર્ય કરવામાં આપણને તથા અન્યને લાભ થવાનો સંભવ છે તો તે

ભારતે આપની જનની તજી, પ્રહેલાદ તજ્યો પિતુરાજ; ( ૩૦૧ )
વિભિક્ષણુ બંધુ તજ્યો, સત્ય ટેક એક કાજ,

કરવુંજ જોઇએ તેના સબંધમાં રાજર્ષિ ભર્તુહરી કહે છે કે.

**प्रारभ्यते नखलु विघ्न भयेन नीचैः प्रारभ्य विघ्न विहीता विरमन्ति मध्याः ॥ विघ्नगुनः पुनरपि प्रतिहन्य मानाः**

**प्रारभ्य चोत्तमजनान परित्यजन्ति ॥** મતલબકે નીચ પુરૂષો વિઘ્નના ભયથી કાર્યારંભ કરતાજ નથી, મધ્યમ પુરૂષો આરંભ કરે છે પણ તે કાર્યમાં વિઘ્ન આવવાથી છોડી દે છે, અને ઉત્તમ પુરૂષો તો કાર્યનો આરંભ કરીને તેમાં વારંવાર વિઘ્ન પડવાથી પણ તે કાર્યને છોડતા નથી અર્થાત વખતો વખત વિઘ્ન આવે તો તેની નિવૃત્તિનો ઉપાય કરે છે, અહાહા! શું બોધ દાયક વચન ઉક્ત રાજર્ષિએ કહી આપણુને ઉપકાર કર્યો છે, આપણાં ધર્મ શાસ્ત્રો પણ પોકારી પોકારી કહે છે કે સત્યનુ ગ્રહણ અને અસત્યનો ત્યાગ કરવામાં કોઇ તરફની પણ દરકાર કરવી નહી, અર્થાત સત્યનુ અવશ્ય ગ્રહણ કરી તે પ્રમાણે ચાલવા પ્રવર્ત થવું, લોકોપવાદનો ભય રાખ્યો હોતતો જાપાનીસોએ પોતાના જાપાન દેશને સર્વોપરી અવસ્થાએ ટુંક વખતમાં પહોચાડયો છે, તે પોતાની ઉન્નતિ કેવી રીતે કરી શકત?

વેદધર્મોદ્ધારક સ્વામી દયાનંદ સરસ્વતીએ વિરૂદ્ધ પક્ષથી ડરી ખોટી લાલચોથી મોહીત થઇ સત્ય પ્રકાશ કરવામાં પાછી પાની કરી હોત. તો આજે જે સત્ય વૈદિક ધર્મનો ડંકો ચોગરદમ પ્રસરી લોકોના હૃદયમાં વેદના સત્ય અર્થો સમજાવવામાં તથા પોતાની પ્રાચીન વિદ્યાનાં રહસ્યો પ્રાપ્ત કરવામાં આવ્યાંછે, તે કદાપિ આવવાનો સંભવ હતો? હકીકત રાય, રાજા રામ મોહનરાય, લાલા લજપતરાય કરસનદાસ, રાણા પ્રતાપ, શિવાજી આદિ મહાન વીરો, કે જેઓનાં જીવન ચરીત્ર વાંચતાં

 અહારી, વાસની આળસુ, લંપટ હરામી હોય;
પરદુઃખે નવ દાઝનો, યારી ન કરશો કોય,

આપણાં રોમાંચ ઉભાં થાય છે, તેઓએ ભયથી સત્યને વિસારી મુક્યું હોત તો વર્તમાન કિંચિત્ ભાન આપણને પ્રાપ્ત થયુંછે તે થાત ? કદાપિ નહી, તેથી સિદ્ધ થાયછે કે હાલમાં જે લોકોમાં કહેણી છે કે **लोक विरुद्धं न कराणियं न चरणीयं** એ બાયલા હીચકારાઓનીછે, અસત્ય કાર્ય કરવામાંજ ફક્ત લોકોનો તથા પરમાત્માનો ભય રાખવો જોઇએ, સત્ય પ્રથમનો લોકોને રૂચતું નથી, તેથી વિરૂદ્ધજ થાય છે, પણ સમય જતાં જ્યારે સત્યના પ્રતિબિંબનો આભાસ તેમને થાયછે, ત્યારે તેઓ ખરેખરૂં રહસ્ય સમજી તેનેજ પ્રાપ્ત કરવા ઇચ્છે છે, માટે સત્ય કહેવામાં અને તેનો અમલ કરવામાં પ્રાણ જાય, શરીરના ટુકડે ટુકડા થઇ જાય, અનેક વિઘ્ન આવી પડે. તો પણ અખુટ ખજાના રૂપી સત્ય કાર્યોનોજ અવશ્ય પ્રારંભ કરવો, અને આર્યાવર્ત દેશને હાલમાં આપણે જે કલંકથી દોષિત કરેલછે, તેને દૂર કરી પૂર્વ જેવો સંપૂર્ણ જાહો જલાલીના ઉત્તમ શિખરે પહોચાડવા દરેકે પોતાથી બનતો પ્રયાસ અવશ્ય કરવો જરૂરનોછે, એટલું કહી આ પુસ્તકની પૂર્ણા હુતી માની મારા ઉદ્ભવતા કલ્પના તરંગોને વિરામ આપતાં સમાપ્ત કરૂછું કારણ હજુ મારે સ્વર્ગભુવનની સંપૂર્ણ બાળ મેળવવાનું મહાન મુસીબત વાળુ કઠીણ કાર્ય માથે ઉઠાવી મુસાફરીએ નીકળવાનો યત્ન જારી છે અને તેથી મન માનનો આનંદ મારા રસિક વાંચકોને, પરમાત્મા કૃપા હશે તો ચરીત્રમાં મારા બનતા પ્રયાસે અર્પણ કરવા ભુલીશ નહી.

**લી. ચરીત્રની મુખ્ય નાયીકાનો નાયક--એક આર્ય**

આંખ ઉગાડકે દેખતુ પ્યારે, મનમે કરી વિચાર;
જીસ દુનિયાસે નેહ લગાયા, વહતો હે દિન ચાર.

## સત્યોપદેશ ભજન

### રાગ, તુળસી કૃત રામાયણની ચોપાઇનો.

પ્રભુ પ્રિતમ જીસને બિસારા, હાય જન્મ અમોલ બિગાડા.
ધન દોલત માલ ખજાના, યહતો અન્તકો હોવે બિગાના;
સત્ય ધર્મકો નાહી વિચારા, ભૂલા ફિરતાહે મુગ્દ ગુમારા.
જુઠે મોહમે તન મન દીના, નાહી ભજન પ્રભુકા કીના;
પુત્ર પૌત્ર ઓર પરિવારા, કોઇન સંગ ચલન હારા.
ભ્રાતુ ભાવન પ્રીતિ પરસ્પર, કપટ છલ હે ભરાગન અંદર;
કુચ્છભી કિયાન પર ઉપકારા, ખોટે કર્મોકા લિયા ઇજારા.
તેરા જોબન ઓર જવાની, ઢલતા જાવે જ્યોં કુવેકા પાની;
મોઠી નીંદમે પાવ પસારા, ચિડીયાં ચુગ ગઇ ખેત તુમ્હારા.
ધોખે બાજીકે દામ ફૈલાએ, વિષય ભોગ કે ચૈન ઉડાએ;
પુન્ય દાનસે રહાહે ન્યારા, ઐસે પુરૂપકો હો ધિક્કારા,
જો જો શાસ્ત્ર, વેદ વખાને, મૂર્ખ ઉલટાહી ઉસ્કો જાને;
સમય ખોયા હે ખેલમે સારા, સતસંગસે કીયા કિનારા.
ઐસે જીનેપે તૂ અભિમાની, ટીલા રેતકા જ્યો બીચ બાની;
કયોંન ગુણ ઓર કર્મ સુધારા, માનુષ્ય જન્મ નહી વારમ્વારા.
તેરે કર્મ હે નાવ સમાના, જીસમે બૈઠા હૈતુ અનજાના;
ગહરી નદિયા હૈ દૂર કિનારા, કોઇ દમમે તૂ ડુબન હારા.
ગંગારામ તું જાગરે ભાઇ, કુચ્છ કરલે નેક કમાઇ;
સંગ જાય નહી સુત દારા, સત્ત ધર્મહી દેગા સહારા.

---

રામ નામકી લૂટ હયે, લૂટ શકે તો લૂટ;
અંતકાળ પસતાયગા, જબ તન જાવે છુટ.

( ૩૦૪ ) રામ ઝરૂખે બૈઠકે, સબકા મુજરા લેત;
જેસી જીનકી ચાકરી, તેસા ઉનક દેત.

---

## કર્ત્તાની કુદરત. રાગ હોરી.

પ્રભુને કેસી રેલ ચલાઈ.
તનકી ગાડી બલકા એન્જીન, ક્રોધકી આગ લગાઇ;
પાની અપાર ઉદરહે બારી, મનકા વેગ લે જાઇ.
શ્વાસકી સીટી બજાઇ. પ્રભુને૰
નાડી તાર સબ ખબર દેનેકો, દસો દ્વાર ફૈલાઇ;
ઇન્દ્રિયો કે દસ બને સ્ટેસન, જ્ઞાનકી ઘંટી સુનાઇ.
ધર્મકી ક્ષેપ લગાઇ. પ્રભુને૰
ઉત્તમ મધ્યમ અધમ તીનહે, દરજે ઇનકે બાઇ;
કર્મા કર્મ કે ટીકીટ બટતહે, પાપ પુન્ય પહુચાઇ.
સુનો તુમ કાન લગાઈ. પ્રભુને૰
જીવાત્મા બૈઠે હે ઇસમે, નિકટ આપના દિખલાઇ;
દેખનહારા વહ જગદીશ્વર, જીસને યહ રેલ બનાઇ.
કહે શર્મા સમઝાઇ. પ્રભુને૰

**આર્ય સંગીત પુષ્પાવળી.**



## ☞ સદ્ગ્નાતા સખ્સોનાં સુવર્ણમય સુવાક્યો ?

No. 1. જે રાજા પાસે માણસો જઈ શકતાં નથી, તે રાજા પાસે સત્ય પણ જઈ શકતું નથી, જેઓ તેના અધિકારનો લાભ લે છે, તેઓ તેની આંખ્યો ઉઘાડી ખોલા સઘળા લોકોને તેઓ વગોવાને આશના તો દૂર કરાવવાને હમેશાં અડેલા હોય છે.—**ટેસીસેકસ.**

No. 2. આપણું રક્ષણ કર્તા પઇસાધિપતિ સિંહ હોય પણ તે જો ઉંઘણશી હોય તો શા કામનો. તે કરતાં જાગતો અને ભસતો કુતરો ઘણો કામનો છે. તેમ ચપળતા વગરનો ગુણી માણસ પ્રતિષ્ઠા પામતો નથી. **વોશિંગ્ટન ઈર્વિંગ.**

No. 3. જો મૃત્યુ સર્વનો અંતજ હોત તો, મહાન પાપીઓને મૃત્યુ ઘણો લાભ દાયક સોદો થઈ પડત, કેમકે તેઓ પોતાના શરીરથી છુટા થાત, પણ તે સાથે પોતાના પાપથી છુટેત અને અધમ આત્મા પણ મુક્ત થાત અને તેથી તેઓઓને તે બેહદ સુખ કારક થઇ પડત.—**સોક્રેટીસ.**

No. 4. જારથી જન્મેલાના કપાળમાં શીંગ હોતું નથી, અને કુળથી જન્મેલાના હાથમાં કમળ હોતું નથી, પણ વાકચતુરી બાણીથીજ તેની જાત અને કુળનું પ્રમાણ થાય છે.—**શૃંગારશતક ભર્તુહરી.**

No. 5. જેણે આપણા ઉપર સંપૂર્ણ વિશ્વાસ રાખ્યો હોય, તેનો આપણેજ ઘાત કરીએ, તેમાં શું મોટું પરાક્રમ કીધું. અર્થાત તેના જેવો મહાન પાપિ આ વિશ્વમાં કયો કમજાત કપુત હશે.—**માઘ કાવ્ય.**

No. 6. જીવાત્મા જેવું કરે તથા આચરે તેવોજ થાય છે. અર્થાત પુન્ય કર્મે પુન્યવાન અને ઘોર પાપ કર્મે મહાન પાપીષ્ટ થાય છે.—**બૃહદારણ્યક.**

No. 7. જે વૈભવ છતાં પરોપકાર કરતો નથી, તેનું તે દ્રવ્ય નથી. કેમકે તૃણમય કૃત્રિમ પુરૂષ પર અર્થેજ ધાન્ય રક્ષા કરે છે.—સારંગધર.

No. 8. પ્રિયવાદ સહિત દાન હાર્દ રહિત જ્ઞાન ક્ષમાયુક્ત શૌર્ય તથા પરોપકાર સહિત ધન, એ ચાર શ્રેષ્ઠ ગુણો મનુષ્યને ઘણા દુર્લભ છે.—**વિશ્નુશર્મા.**

No. 9. ગાય, બ્રાહ્મણ, અબળા અને અનાથ બાળકને આશ્રય આપી વખતે સંકટમાં પાછી પાની કરનાર હમેશાં પોતાના સણી મર્દપણાને લાંછન અર્થાત ખોળ લગાડે છે.—ઉદેપુર રાણા રાજસિંહ.

**લી. પ્રકાશક બાનુ. રૂક્ષમણી.**